વર્ષ ૧૫ મું
પોષ
અંક ૧
સંવત્ ૨૦૧૨

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશ માટે
શિલિંગ ૨



# आनंदाश्रम





ઠે. શ્રી આનંદાશ્રમ નવાગામ-પો. બીલખા

सुधास्रवं नाथवचः प्रसन्नं सुधास्रवं नाथविलोकितं च ।
सुधास्रवं नाथमनः प्रसन्नं सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

સુધાસ્રવતું છે નાથનું નિર્મળ બોલવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ જોવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ અંતઃકરણ ! સુધાસ્રવતું છે નાથના નિવાસનું નિર્મળ ધામ-આનંદાશ્રમ!!!

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
| --- | --- | --- |
| ૧ | શ્રીઆનંદાશ્રમ પત્રના ૧૫ મા વર્ષમાં પ્રવેશપ્રસંગનું મંગલાચરણ. | ૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૩ |
| ૩ | મદાલસા. | ૪ |
| ૪ | નરપતિ ઉત્તમ. | ૭ |
| ૫ | શ્રીઆષાઢી ગુરુપૂર્ણિમા મહાપૂજન. | ૯ |
| ૬ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૦ |
| ૭ | પરચુરણભેટ. | ૧૧ |

——[ * ]——

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં આજે ૧૫ મા વર્ષનો આ પહેલો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેલાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઉતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ.)

——[ * ]——

### જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીશંકર ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्‌गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૫ મું ] સંવત્ ૨૦૦૨ જ્યેષ્ઠ [ અંક ૧ લો

## श्रीआनंदाश्रम पत्रना १५ मा वर्षमां प्रवेशप्रसंगनुं मंगलाचरण

જય નાથ! જય મહેશ્વર !

શ્રીઆનંદાશ્રમ પત્ર ૧૫ મા વર્ષમાં પ્રવેશ પામે છે તે મંગલ પ્રસંગના મંગલાચરણમાં અમે કરુણાવતાર આપ ભગવાનની ઊંડી આરાધના કરીએ છીએ.

હે સૌમ્યમૂર્તિ! અધિકારી જનતાને સ્વધર્મનો સદુપદેશ આપવા આપભગવાને ધારણ કરેલું સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનનું સ્વરૂપ તો કરુણામય હોઇને અત્યંત સૌમ્ય ને ભદ્ર સ્વરૂપ છે!

એ કારણથી તો હે કરુણાવતાર! આપભગવાનના પરિચિત ભક્તો આપભગવાનને કરુણાવતાર જાણે છે અને તે સર્વથા યથાર્થ છે.

પણ આપભગવાનથી ભિન્ન અન્ય કોઈ ઈશ્વર ન હોવાથી જનતાને તેના કર્મનું ફળ આપનારા ઈશ્વર પણ હે અદ્વિતીય! આપભગવાન્ પોતેજ છો

અને દ્વંદ્વાત્મક નિર્માણ પામેલા વિશ્વમાં જનતાનું કર્મ પણ નિર્દ્વંદ્વ કેમ હોઈ શકે? તે, પુણ્ય અને પાપના દ્વંદ્વવાળું છેજ.

હે પ્રસન્નમુખમુદ્રાવાળા! જે સમયે આપભગવાન્ જનતાના પુણ્યનું ફલ આપનારા થાઓ છો ત્યારે તો આપભગવાનનું સ્વરૂપ જોઈજાણનારાઓને આપભગવાનનું સ્વરૂપ ઘણું ભદ્ર પ્રતીત થાય છે.

પણ હે કાળભૈરવ! જે સમયે આપભગવાન્ જનતાના પાપનું ફળ આપનારા થાઓ છો ત્યારે આપભગવાનનું સ્વરૂપ જોઇજાણનારાઓને આપભગવાનનું સ્વરૂપ કાળ જેવું ભૈરવ ભીષણ વા વિકરાળ પ્રતીત થાય છે.

હે મહારુદ્ર! એવું રૌદ્ર સ્વરૂપ ધારણ કરવામાં આપભગવાનનો હેતુ તો જનતાનું કલ્યાણજ કરવાનો છે.

પાપકર્મ કરવાથી જનતાને સતત ભય રહે અને ભીષણ દુઃખના પરિણામને ઉપજાવનારાં પાપકર્મો કરવાથી જનતા પાછી વળી શાંત સુખને ઉપજાવનારાં પુણ્યકર્મો કરવામાંજ જનતા અભિમુખતા રાખી રહે એ શુભ હેતુજ આપ ભગવાનના રૌદ્રસ્વરૂપના ધારણ કરવામાં અંતર્ગત હોય છે.

પણ એ શુભ હેતુને જોઇને દુઃખ ખમવા છતાં જ્યારે જનતા પાપકર્મથી વિમુખ થતી નથી અથવા દુઃખરૂપ ફલને ઉપજાવનારાં પાપકર્મો જનતાએ ઉપરાઉપર કરેલાં હોય છે ત્યારે હે સર્વજ્ઞ! તે કર્મોના ફલરૂપે ભોગવવાનું સંકટ પણ એક અથવા બીજા રૂપમાં લાંબો સમય ચાલુ રહે છે.

હે માયાવિન્! માયામય આ વિશ્વનું નિર્માણ કરનારા આપભગવાન્ હોઇને તેની વ્યવસ્થા કરનારું પણ આપ ભગવાનથી ભિન્ન અન્ય કોઇ નથી.

અને હે વિશ્વવ્યવસ્થાક! આપભગવાનની વ્યવસ્થાપક સત્તાઓ વિશ્વની સર્વ વ્યવસ્થા નિયમથીજ પ્રવર્તાવે છે.

તેથી નિયતિનિયંત્રિત વિશ્વમાં હે નિષ્કંપ! પોતાનાં કર્મોથી પોતે ઉપજાવેલાં દુઃખો સાંખી રહેવાવિના જનતાને બીજો કોઇ ઉપાય પણ નથી.

જે એક ઉપાય જનતાને સાધ્ય છે તે હે વિશ્વેશ્વર! એજ છે કે અંતઃકરણના તથા બાહ્ય કરણોના પ્રણિધાન પુરઃસર આપભગવાનની આરાધના કરવી.

હે સર્વેશ્વર! જનતાને જણાએલા લગભગ સમગ્ર વિશ્વમાં વ્યાપી રહેલા અન્ન અને વસ્ત્રના ચાલુ સંકટમાંથી ઉગારવામાટે પણ હે કરુણાળુ! કરુણાનિધાન આપભગવાનના પરમેશ્વરસ્વરૂપની સમારાધનાવિના અન્ય કોઇ ઉપાય નથી.

હે વિશ્વેશ્વર! વિશ્વમાં પ્રવર્તી રહેલી અન્ય પણ સંકટમય પરિસ્થિતિના સંબંધમાં આપ સર્વજ્ઞ ભગવાનપ્રતિ અધિક વિસ્તાર કરીને કહેવું એ અમારી સ્વાભાવિકી અલ્પજ્ઞતાનું પ્રદર્શન કરવા તુલ્ય છે.

તેથી હે સર્વાન્તર્યામિન્! અમે આપભગવાનની યથાશક્ય સમારાધના કરીએ છીએ તે હે આશુતોષ! આપ કરુણાવતાર મહેશ્વર ભગવાનની કરુણાને ખેંચનારી નીવડે એવી આશા કરીએ છીએ.

અને હે સદ્ગુરુદેવ! આપ ભગવાનના પરમ સાત્ત્વિક સદ્ગુરુસ્વરૂપવડે જનતામાં વહેતો મૂકાયેલો સદુપદેશ જનતા આદરપૂર્વક ગ્રહણ કરતી થાય અને તે સદુપદેશને અનુસરી રહી જનતા નિત્યના સુખને તથા નિત્યની શાંતિને પામી રહેવાના માર્ગમાં પ્રતિષ્ઠિત થઇ રહે એમ થવા આપભગવાનની વિનમ્રભાવે પ્રાર્થના કરીએ છીએ.

—[ * ]—

## શ્રીનાથવચનામૃત

### [ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

કર્મના નિયમાનુસાર જીવોની બાહ્યાભ્યંતરની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રકારની સ્થિતિ હોય છે. ઉત્તમ સ્થિતિવાળા પુરુષે મધ્યમ ને કનિષ્ઠ સ્થિતિવાળા મનુષ્યોની સ્થિતિ સુધારવામાટે શાસ્ત્રીયમાર્ગે પોતાના વર્ણધર્મની મર્યાદામાં રહી વિહિત પ્રયત્ન કરવો જોઇએ

તેમને સુધારવાની અશાસ્ત્રીય પ્રવૃત્તિ તેમને સુધારવાની ઇચ્છા રાખનારને પોતાને ને જેમને સુધારવાના છે તેમને એમ બંનેને પરિણામે અપકારક થાય છે. આ શાસ્ત્રીય સિદ્ધાંતને પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે પોતાના અંત:કરણમાં સર્વદા જાગ્રત્ રાખવો જોઇએ, અને તે પ્રમાણે વર્તવું જોઇએ એ શાસ્ત્રસિદ્ધાંતને ભૂલી જે બ્રાહ્મણશરીર અસ્પૃશ્યનો સ્વેચ્છાપૂર્વક એકવાર સ્પર્શ કરે તોપણ શાસ્ત્ર તેને દોષયુક્ત ગણી પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરે છે ત્યારે જેઓ સ્વેચ્છાપૂર્વક અસ્પૃશ્યનો સ્પર્શ કર્યા કરતા હોય તેમને શાસ્ત્ર વિશેષ દોષયુક્ત ગણી વિશેષ પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરે તે સાહજિક છે

જેઓ શાસ્ત્રનું ને શિષ્ટાચારનું મહત્ત્વ સમજતા હોય તેમણે પોતાનો ને પરનો ઉદ્ધાર શાસ્ત્રીયમાર્ગે ચાલવાથી થશે એવો વિવેક રાખી શાસ્ત્રને અને શિષ્ટાચારને માન આપી અનુચિત પ્રવૃત્તિથી ઉપરામ પામવું જોઇએ, અને વિહિત પ્રવૃત્તિનું સેવન કરવું જોઇએ

સમજુએ અંધગોલાંગુલન્યાયે વર્તી પોતાના હિતને તિલાંજલિ ન આપવો જોઇએ "જાગ્યા ત્યાંથી સવાર" એ કહેવતને અનુસરી "ભૂલ્યાં ત્યાંથી ફરી ગણો" એમ વર્તવું જોઇએ

મનુષ્યે આવેશને બદલે શાસ્ત્રસિદ્ધાંતને અનુસરીને વર્તવાનો સ્વભાવ પાડવો હિતકર છે

પરમાત્માના ભક્તના હૃદયરૂપ માનસસરમાં બિરાજતા અંતર્યામિરૂપ રાજહંસ નિજ ભક્તના હૃદયના વ્યક્તાવ્યક્ત સર્વભાવોને જાણતા છતા તથા તેના વ્યક્તાવ્યક્ત શુભ ભાવોને અદૃશ્ય રહીને જાગ્રદાદિ ત્રણે અવસ્થામાં પોષતા છતાં જાણે પોતે કાંઇજ જાણતા ન હોય એવી પ્રતીત કરાવે છે તે તેમનો અદ્ભુત મહિમા છે તેમાં ભક્તિને ખેદ પામવાનું કાંઇ કારણ નથી.

મનોરૂપ નૌકાના સુબુદ્ધિરૂપ કર્ણધારે મનોરૂપ નૌકાને એવી રીતે ચલાવવી કે જેથી નૌકાના સ્વામિરૂપ જીવને ભવસાગરના પરતીરરૂપ સચ્ચિદાનંદની પ્રાપ્તિ નિર્વિઘ્ને થાય. (ચાલુ)

—— [ * ] ——

# મદાલસા

[ અનુવાદકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૮૧થી )

कुर्वीत साधुभिर्मैत्रीं, सदाचारावलंबिभिः ।
प्राज्ञैरपिशुनैः शक्तैः कर्मण्युद्योगभागिभिः ॥

સાધુઓ સદાચારને વળગી રહેનારાઓ ડાહ્યાઓ કોઈની ગેરહાજરીમાં તેના દોષ નહિ કહેનારાઓ સશક્તો અને કર્મમાં ઉદ્યોગી રહેનારાઓ સાથે મૈત્રી કરવી.

वेदविद्याव्रतस्नातैः सहासीत सदा बुधः ।
सुहृद्दीक्षितभूपालस्नातकश्वशुरैः सह ॥

વેદોનું અધ્યયન કરી પાર ઉતરેલાઓ, વિદ્યાઓનું જ્ઞાન મેળવી પાર ઉતરેલા તેમજ વ્રતોનું અનુષ્ઠાન કરી પાર ઉતરેલાઓસાથે, સુહૃદોસાથે, દીક્ષિતોસાથે, રાજાઓસા સ્નાતકોસાથે અને સસરાઓ સાથે બુદ્ધિમાને સહવાસ કરવો.

ऋत्विगादीन् षडर्घार्हानर्चयेच्च गृहागतान् ।
यथाविभवतः पुत्र द्विजान् संवत्सरोषितान् ॥

હે પુત્ર ! ઋત્વિક્ આદિ ૭ જેઓ અર્ઘને યોગ્ય છે તેઓ કોઈ પોતાને ઘેર આવે તો તેનું તથા એકવર્ષપર્યંત બહારગામ રહી આવેલા બ્રાહ્મણો કોઈ ઘેર આવે તો તેનું પોતાના વૈભવને અનુસરીને પૂજનઅર્ચન કરવું.

अर्चयेन् मधुपर्केण यथाकालमतन्द्रितः ।
तिष्ठेच्च शासने तेषां श्रेयस्कामो द्विजोत्तमः ॥

પોતાના શ્રેયસ્‌ની કામનાવાળા દ્વિજે તેમનું મધુપર્કવડે સમયને અનુસરીને સાવધાન થઈને પૂજન કરવું અને તેમના શાસનમાં રહેવું એટલે તેઓ કહે તે સાવધાન થઈને કરવું.

न च तान् विवदेद् धीमानाकृष्टश्चापि तैः सदा ॥

તેમજ તેમની કોઈની સાથે વિવાદમાં ન ઉતરવું. તેમનાતરફથી કદી પોતાને વિવાદમાં ઉતરવા જેવું ખેંચાણ કરવામાં આવે તોપણ પોતાના શ્રેયસ્‌ની કામનાવાળાએ તેઓ કહે તે સામે પોતે કદી વિવાદમાં ન ઉતરવું.

सम्यग् गृहार्चनं कृत्वा यथास्थानमनुक्रमात् ।
संपूजयेत् ततो वह्निं दद्याच्चैवाहुतीः क्रमात् ॥

જે સ્થાને પ્રથમ અર્ચન કરવું ઘટે તે સ્થાને પ્રથમ અર્ચન કરવાના અનુક્રમથી પ્રથમ ઘરનું અર્ચન કરીને તે પછી અગ્નિની પૂજા કરવી અને આપવી જોઈએ તે ક્રમમાં તેમાં આહુતીઓનો હોમ કરવો.

प्रथमां ब्रह्मणे दद्यात् प्रजानां पतये ततः ।
तृतीयां चैव गुह्येभ्यः कश्यपाय तथापराम् ॥

પહેલી આહુતી બ્રહ્માને દેવી તે પછી બીજી આહુતી પ્રજાપતિને દેવી અને

એવીજ રીતે ત્રીજી આહુતી ગ્રહોને ઉદ્દેશીને દેવી તથા તે પછીની ચોથી આહુતી કશ્યપને દેવી.

तवोऽनुमतये दत्त्वा दद्याद् गृहबलिं ततः।
पूर्वं ख्यातो मया यस्ते नित्यकर्मक्रियाविधिः॥

તે પછી અનુમતિને એક આહુતી આપીને પછી ગૃહબલિ દેવો. એ ગૃહબલિ દેવાનો વિધિ મેં તને પ્રથમ નિત્યકર્મની ક્રિયાઓ કરવાના વિધિમાં કહેલો છે તે પ્રમાણે ગૃહબલિ દેવો.

वैश्वदेवं ततः कुर्यात्॥

તે પછી વૈશ્વદેવ કરવો

बलयस्तत्र मे शृणु यथास्थानविभागं तु देवानुद्दिश्य वै पृथक्॥

આ જુદા જુદા દેવોને ઉદ્દેશીને દેવાના બલિના સ્થાનનો વિભાગ તને કહું છું તે સાંભળ

पर्जन्याम्भो धरित्र्यै च दद्याच्च मणिके त्रयं।
ततो धातुर्विधातुश्च दद्याद्द्वारे गृहस्य तु॥

વરસાદ, પાણી અને પૃથ્વીના ત્રણ બલિઓ ઘરના પાણીઆરામાં દેવા. તે પછી ધાતા અને વિધાતાને ઉદ્દેશીને બે બલિ ઘરના દ્વારમાં દેવા.

वायवे च प्रतिदिशं दिग्भ्यः प्राच्यादितः क्रमात्॥

વાયુ જે દિશામાંથી વાતો હોય તે દિશામાં તેને બલિ દેવો. દિશાઓને જે તે દિશામાં ક્રમથી બલિ દેવો એટલે પૂર્વદિશાને પૂર્વદિશામાં એમ બધી દિશાને જે તે દિશામાં બલિ દેવો.

ब्रह्मणे चान्तरिक्षाय सूर्याय च यथाक्रमं।
विश्वेभ्यश्चैव देवेभ्यो विश्वभूतेभ्य एव च।
उषसे भूतपतये दद्याच्चोत्तरतस्ततः॥

બ્રહ્માને, અંતરિક્ષને, સૂર્યને યથાક્રમે વિશ્વેદેવાને, વિશ્વભૂતોને, ઉષાને અને પછી ભૂતપતિઓને ઉત્તરબાજુથી બલિઓ દેવા.

स्वधा नम इत्युक्त्वा पितृभ्यश्चापि दक्षिणे॥

પ્રત્યેક પિતૃઓને નમઃ અને સ્વધા એમ કહેતાં કહેતાં દક્ષિણબાજુ બધા પિતૃઓને બલિઓ દેવા.

कृत्वापसव्यं वायव्यां यक्ष्मैतत्तेति भाजनात्।
अन्नावशेषमिच्छन् वै तोयं दद्याद् यथाविधि॥

એવી જ રીતે અપસવ્ય રાખીને વાયવ્ય ખૂણામાં અન્નના ઠામમાંથી આ બલિ તને એમ કહીને યક્ષ્માને બલિ દેવો.

પછી અન્નના અવશેષની ઇચ્છા રાખનારને પ્રથમ વિધિ કહ્યા પ્રમાણે જલ દેવું.

ततोऽन्नाग्रं समुद्धृत्य हन्तकारोपकल्पनं।
यथाविधि यथान्यायं ब्राह्मणायोपपादयेत् ॥

પછી અન્નનો ઉપરનો ભાગ બહાર કાઢીને હન્તકારવડે બ્રાહ્મણોને દેવાનું કરવું ત્યાં વિધિપ્રમાણે ઘટતા ક્રમમાં બ્રાહ્મણને બલિઓ દેવા.

कुर्यात् कर्माणि तीर्थेन स्वेन स्वेन यथाविधि ॥

જેનું જે તીર્થ કહ્યું તે તીર્થવડે તેના સંબંધની ક્રિયા વિધિપ્રમાણે કરવી.

देवादीनां तथा कुर्याद् ब्राह्मेणाचमनक्रियां।
अंगुष्ठोत्तरतो रेखा पाणेर्या दक्षिणस्य तु।
एतद् ब्राह्ममिति ख्यातं तीर्थमाचमनाय वै ॥

દેવ આદિના સંબંધની ક્રિયાઓ તથા આચમનની ક્રિયા બ્રાહ્મતીર્થથી કરવી.

જમણા હાથના અંગુઠાની ડાબીબાજુ જે રેખા છે તે રેખા જ આચમન કરવાના કામમાં બ્રાહ્મતીર્થ છે.

तर्जन्यंगुष्ठयोरन्तः पैत्रं तीर्थमुदाहृतं।
पितॄणां तेन तोयादि दद्यान् नांदीमुखाद् ऋते ॥

તર્જની અને અંગુઠાનો વચલો ભાગ પિતૃઓનું તીર્થ કહ્યું છે. નાંદીમુખશ્રાદ્ધના પ્રસંગ વિનાના બીજા પ્રસંગોમાં પિતૃઓને દેવાનું જલ આદિ તે તીર્થવડે દેવું.

अंगुल्यग्रे तथा दैवं तेन दिव्यक्रियाविधि।
तीर्थं कनिष्ठिकामूले कार्यं तेन प्रजापतेः ॥

આંગળીઓનાં ટેરવાંને દૈવતીર્થ (દેવનું તીર્થ) કહ્યું છે. દેવોના સંબંધમાં જળઆદિ દેવાની ક્રિયા એ દૈવતીર્થથી કરવી.

ટચલી આંગળીના મૂળને પ્રજાપતિનું તીર્થ કહ્યું છે. પ્રજાપતિના સંબંધમાં જળઆદિ દેવાની ક્રિયા એ તીર્થથી કરવી.

एवमेभिः सदा तीर्थैर्देवानां पितृभिः सह।
सदा कार्याणि कुर्वीत नान्यत्तीर्थेन कर्हिचित् ॥

એ પ્રમાણે દેવોનાં તથા પિતૃઓનાં કરવાનાં કર્મો તેના તેના કહેલા તીર્થોથી કરવાં એકને માટે કહેલાં તીર્થથી બીજાનાં કર્મો કદી ન કરવાં.

ब्राह्मेणाचमनं शस्तं पित्र्यं पैत्रेण सर्वदा।
दैवतीर्थेन देवानां प्राजापत्यं निजेन च ॥

બ્રહ્માને માટે બ્રાહ્મતીર્થથી આચમન કરવું પ્રશસ્ત ગણ્યું છે. પિતૃના સંબંધમાં કરવાનું આચમન પિતૃના તીર્થથી, દેવોના સંબંધમાં કરવાનું આચમન દેવોના તીર્થથી અને પ્રજાપતિના સંબંધમાં કરવાનું આચમન પ્રજાપતિના તીર્થથી કરવાનું પ્રશસ્ત છે. (ચાલુ)

——[ * ]——

# नरपति उत्तम

[ અનુવાદક—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

उत्तानपादपुत्रोऽभूदुत्तमो नाम नामत ।
सुरुच्यास्तनय. ख्यातो महाबलपराक्रम ॥ १ ॥

ઉત્તાનપાદ રાજાને સુરુચિના પેટથી આપડેલો ઉત્તમ એવા નામવાળો પુત્ર હતો તે મોટા બળવાળો ને મોટા પરાક્રમવાળો પ્રખ્યાત હતો

धर्मात्मा च महात्मा च पराक्रमधनो नृप. ।
अतीत्य सर्वभूतानि बभौ भानुपराक्रमः ॥ २ ॥

તે ઉત્તમ રાજા ધર્માત્મા હતો તેમજ મહાત્મા હતો અને પરાક્રમરૂપ ધનવાળો તે સર્વ ભૂતોથી ચડીઆતો થઇને સૂર્ય સરખાં પરાક્રમ કરનારો હતો

सम शत्रौ च मित्रे च परे पुत्रे च धर्मवित् ।
दुष्टे च यमवत् साधौ सोमवत्स महामति ॥ ३ ॥

તે શત્રુમાં ને મિત્રમા સમભાવ રાખનારો હતો, પારકાના ને પોતાના પુત્રોમા સમભાવવાળો હતો, ધર્મને જાણનારો હતો, દુષ્ટને તે યમ જેવો હતો અને સાધુને તે ચદ્રના જેવો શાતિ આપનારો હતો તે મોટી મતિવાળો હતો.

बाभ्रव्यां बहुलां नाम उपयेमे स धर्मवित् ।
उत्तानपादतनय शचीमिन्द्र इवोत्तम ॥ ४ ॥

ધર્મને જાણનારો ઉત્તાનપાદનો પુત્ર તે ઉત્તમ ઇંદ્ર જેમ શચીને પરણે તેમ બાભ્રુની પુત્રી બહુલાને પરણ્યો હતો

तस्यामतीव तस्यासीत् प्रेमबद्धं मन' सदा ।
स्नेहवच्छशिनो यद्वद्रोहिण्यां निहितास्पदं ॥ ५ ॥

સ્નેહવાળા ચદ્રનું મન જેમ રોહિણીમા પોતાનુ સ્થાનક કરીને રહેલુ છે તેમ પ્રેમવડે બંધાયેલુ તે ઉત્તમ રાજાનું મન તે બહુલામાં ઘણુંજ પરોવાઈ રહેતું હતું.

अन्यप्रयोजनासक्तिमुपैति न हि तन्मन. ।
स्वप्ने चैव प्रदालम्बि मनोऽभूत्तस्य भूभृत' ॥ ६ ॥

તે ઉત્તમ રાજાનું મન બીજા કોઈ પ્રયોજનમા (કામમા) ચોટતુ નથી સ્વપ્નમાં પણ બહુલાનેજ તે આશ્રય કરી રહે છે

स च तस्याः सुचार्वङ्ग्या दर्शनादेव पार्थिवः ।
ददाह लोचनैर्गात्रं गात्रस्पर्शाच्च तन्मय. ॥ ७ ॥

પણ સુંદર અંગવાળી તે બહુલાને જોતાંજ જાણે ઉત્તમ રાજા તેની આંખોવડે તેના (બહુલાના) ગાત્રમાં દાહ ઉપજાવતો હોય તેમજ તેના (બહુલાનાં) ગાત્રને સ્પર્શ કરવાથી પણ તે સ્પર્શ જાણે તેના (બહુલાનાં) ગાત્રને દાહ ઉપજાવતો હોય એમ બહુલાને લાગતું હતું.

श्रोत्रोद्वेगकरं वाक्यं प्रियमप्यवनिपतेः ।
तस्यापि भूरिसन्मानं मेने पराभवं तत ॥ ८ ॥

તે ઉત્તમ રાજાનુ પ્રિયવચન પણ બહુલાના કાનને ઉદ્વેગ કરનારું લાગતું હતું તથા ઉત્તમ રાજા તેનું (બહુલાનું) બહુ માન કરે તે તેને અપમાન કરનારું લાગતું હતુ.

अथमेनं स्रजं दत्तां शुभान्याभरणानि च।

उत्तस्या वर्धपीतेव पिवतोऽस्य वरासवं ॥ ९ ॥

ઉત્તમ રાજા તેને (બહુલાને) માળા આપે તો પહેરે નહિ, બીજાં સારાં સારાં ઘરેણાં પહેરવા આપે તો પહેરે નહિ, ઉત્તમ રાજા ઉત્તમ આસવ પીવા બેસે તો તે અરધો પીધો ન પીધો કરીને ઉઠી જાય.

भुंजता च नरेन्द्रेण क्षणमात्रं करे धृता।

बुभुजे स्वल्पकं भक्ष्यमपि नातिमुदावती ॥ १० ॥

રાજા જમવા બેસે ત્યારે પણ બહુલાના હાથ ઝાલીને બેસાડે ત્યારે બેસે અને જમવાનું થોડુંક જમી ન જમી ત્યાં તો ઉઠી જાય અને જેટલું જમે તેથી પણ પોતે રાજી થઈ હોય એવું ન દેખાય.

एवं तस्यानुकूलस्य नानुकूला महात्मनः।

प्रभूततरमत्यर्थं चक्रे रागं महीपतिः ॥ ११ ॥

એવી રીતે તે મહાત્મા રાજા તેને બહુલાને સર્વથા અનુકૂલ વર્તે તોપણ તે બહુલા રાજાને અનુકૂળ વર્તનારી થતી નથી. છતાં રાજા તેને વિષે ખૂબ વધારે ને વધારે રાગ કરતો રહે છે.

अथ पानगतो भूपः कदाचित्तां मनस्विनीं।

सुराभृतं पानपात्रं ग्राहयामास सादरं।

पश्यतां भूमिपालानां वारमुख्यासमन्वितः।

प्रगीयमानो मधुरैर्गेयगायनतत्परैः।

सा तु नेच्छति तत्पात्रमादातुं तपरांगमुखी।

समीक्षमवनीशानां ततः क्रुद्धः स पार्थिवः ॥ १२, १३, १४ ॥

એમ કરતાં કોઈ એક દિવસે રાજા મદિરાપાનને પરાયણ થતાં મદિરા ભરેલું પાત્ર આદરથી તે મનસ્વી બહુલાને લેવા કહ્યું. તે બીજા રાજાઓના દેખતાં તથા મુખ્ય વારાંગનાઓ રાજાનાં ગાવાયોગ્ય પરાક્રમોનાં ગાયનો મધુર કંઠવડે ગાઈ રહી છે એવા પ્રસંગમાં રાજામાં મનવાળી નહિ એવી તે બહુલાએ તે પાનપાત્ર લેવાની ઇચ્છા ન કરી એટલે લીધું નહિ તે જોઈને બીજા રાજાઓની સમક્ષ ક્રોધ કરીને રાજા

उवाच द्वाःस्थमाहूय निःश्वसन्नुरगो यथा।

निराकृतस्तया देव्या प्रियया पतिरप्रियः ॥ १५ ॥

પોતે જેને વહાલી માને છે અને પોતે તેનો પતિ છતાં પોતાને જે વહાલો માનતી નથી એવી તે રાણીવડે અપમાન પામેલો હોવાથી ખીજાયેલા નાગની પેઠે ફુંફાડા મારતો દ્વારપાળને બોલાવીને કહે છેઃ

द्वाःस्थैनां दुष्टहृदयामादाय विजने वने।

परित्यजाशु नैतत्ते विचार्यं वचनं मम ॥ १६ ॥

હે દ્વારપાળ! દુષ્ટ હૃદયવાળી આને લઈને સત્વર જનરહિત વનમાં મૂકી આવ. મારા આ વચનનો કંઈ પણ વિચાર નહિ કરતાં તારે તેનો અમલ કરવાનો છે.

ततो नृपस्य वचनमविचार्यमवेक्ष्य सः।

द्वाःस्थ तत्याज तां सुभ्रमारोप्य स्यंदने वने ॥ १७ ॥

પછી રાજાના વચનનો કોઈ વિચાર કરવો ન જોઈએ એમ જોઈને તે દ્વારપાળ સુંદર ભવાંવાળી તે રાણીને રથમાં બેસાડીને વનમાં મૂકી આવ્યો.

सा च तं विपिने त्यागं नीता तेन मद्दीभृता।
अपश्यमाना तं मेने परं कृतमनुग्रहं ॥ १८ ॥

તે બહુલા તે વનમાં પોતાને રાજાએ તજી દીધેલી દેખીને પણ તે રાજાને ન દેખવાથી પોતાના પર રાજાએ જાણે મોટો અનુગ્રહ કર્યો એમ માનવા લાગી

सोऽपि तत्रानुरागार्तिदह्यमानात्ममानसः।
औत्तानपादिर्भूपालो नान्यां भार्यामविन्दत ॥ १९ ॥

તે ઉતાનપાદનો પુત્ર ઉત્તમ રાજા પણ બહુલાને વિષેના અનુરાગના દુઃખથી મનમાં ને આત્મામાં દાહ પામતો રહેતો પણ બીજી ભાર્યાને કરતો નથી

सस्मार तां सुचार्वंगीमहर्निशमनिर्वृतः।
चकार च निजं राज्यं प्रजा धर्मेण पालयन् ॥ २० ॥

સુંદર અંગવાળી તે બહુલાનું સ્મરણ કરતો તે ઉત્તમ રાજા રાત દિવસ અસુખવાળો રહે છે એવી સ્થિતિમા પ્રજાઓનું ધર્મવડે પરિપાલન કરતાં પોતાનું રાજ્ય કરે છે.

( ચાલુ )

---

## श्रीआषाढी गुरुपूर्णिमा महापूजन

( આનંદાશ્રમ–નવાગામ )

ગતાંકમાં જણાવ્યા પ્રમાણે શ્રીગુરુપૂર્ણિમા–મહાપૂજન–મહોત્સવનો સમારંભ સારી રીતે ઉજવાયો હતો તેનો લાભ લેવામાટે બહારગામના આશરે બસો બધુબ્હેનો આવ્યાં હતાં

મહાપૂજન મહોત્સવના દિવસો દરમ્યાન નીચે પ્રમાણે વ્યાખ્યાનાદિ થયાં હતાં—

૧ શ્રી જીવનરામ મકનજી ભટ્ટ તથા શ્રી દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–મહાપૂજન મહોત્સવનો પ્રસ્તાવ.

૨ શ્રી માણેકલાલ નાનજી ચદારાણા–શ્રીઉપદેશકથાવલિ તથા શ્રીમન્નાથસુબોધવાળાનું મનનીય વાચન.

૩ શ્રી હરશનજી પ્રાણજીવન ઓઝા–મનનીય વાચન.

૪ મહોત્સવના દિવસોમાં શ્રી. ગાંડાલાલભાઈ મહેતા ઢાંકવાળાએ શ્રીનાથચરિતામૃત ઉપર આખ્યાન કર્યું હતું.

વાંકાનેરનિવાસી શેઠ ગાજસી જીવરાજતરફથી આષાઢ સુદિ ૧૪નું મિષ્ટાન્ન ભોજન.

શેઠ રવજી દેવજી ગાંધી જામનગરવાળાએ અર્પણ કરેલી રકમનું વ્યાજ આષાઢ સુદિ ૧૫ના ભોજનખર્ચમાં વાપરવાની ગોઠવણ થઈ છે

શ્રી. શેઠ ઇંદુકુમાર ભાયાલાલ યાજ્ઞિક–ભાવનગરતરફથી આષાઢ વદિ એકમનું મિષ્ટાન્ન ભોજન.

——[ * ]——

# श्रीआनंदाश्रम-समाचार

## ( જ્યેષ્ઠ માસ )

**શ્રીસદ્ગુરુપૂજન:**—ગત ચંદ્રગ્રહણનિમિત્તે પૂજ્યપાદશ્રીનું યથાવિધિ મહાપૂજન આનંદાશ્રમ-વાસીઓએ કર્યું હતું.

**મુખ્ય ભેટ:**—રૂ. ૫૧–૦–૦ શ્રી જસદણ સ્ટેટના નામદાર મહારાણી સાહેબ તરફથી ભેટના. રૂ. ૨૦–૦–૦ શ્રી. કારકદાસ ખેતસી–કરાંચી. રૂ. ૧૮૦–૦–૦ શ્રી. ડૉ. પીરોજશાહ એરચશાહ હાયવાય–માહીમ. રૂ. ૧૧–૦–૦ શ્રી. કેશવલાલ રણછોડદાસ–પોરબંદર. રૂ. ૨૫–૦–૦ શ્રી. ભવાનભાઈ ભીખાભાઈ–ભાવનગર. રૂ. ૧૨–૮–૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ–મુંબઈ.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક:**—શ્રી. મૂળજી પ્રાગજી–કરાંચી. ત્રણ રુદ્રાભિષેક. શ્રી. જયંતિલાલ અંબાશંકર ત્રિવેદી–બોટાદ–લઘુરુદ્ર. એક ભક્તજન–તરફથી હોમાત્મક શ્રીલઘુરુદ્ર. શ્રી. અંબાશંકર નાનજી જોષી ( રુદ્રાભિષેક ).

**ભોજનો:**—રૂ. ૧૧–૦–૦ સ્વ. શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવેના આત્મકલ્યાણાર્થે ભોજન હસ્તે શ્રી. રમણિકલાલ ત્રિભુવનદાસ દવે–રાજકોટ. શ્રી. કેવળચંદ કાનજીભાઈ પારેખ–ગોંડલ. રસપૂરીનું ભોજન. રૂ. ૧૦–૦–૦ શ્રી. ધીરૂભાઈ પ્રેમશંકર ઠાકર–અમદાવાદ. રૂ. ૧૨–૨–૯ એક ભક્તજન તરફથી. રૂ. ૧૧–૪–૦ શ્રી. રામલાલ ત્રિકમલાલ ત્રિવેદી–બીમડી. રૂ. ૩૦–૦–૦ શ્રી. છગનલાલ વાલજી–જામનગર.

**થાળ:**—રૂ. ૧–૪–૦ શ્રી. વ્રજલાલ વનમાળી–દહાણુ. રૂ. ૧–૪–૦ શ્રી. રણછોડદાસ ટોપીવાળા–કરાંચી. રૂ. ૧–૪–૦ શ્રી. મહાદેવપ્રસાદ હરગોવિંદદાસ શાહુકાર–કુંડલા. રૂ. ૧–૪–૦ જડાવબહેન–સાદરા. રૂ. ૫–૦–૦ શ્રી. મૂળજી પ્રાગજી–કરાંચી. રૂ. ૧–૪–૦ શ્રી. બેન કસ્તુરબાઈ –બીલખા. રૂ. ૫–૦–૦ શ્રી. શંકરલાલ મોહનલાલ–જામજોધપુર. કેરી તથા દૂધ ધરવામાટે. રૂ. ૧૦–૦–૦ એક ભક્તજન–કુંડલા. થાળ. રૂ. ૧૦–૦–૦ એક ભક્તજન તરફથી આસો વદિ ૮ ના થાળમાટે. રૂ. ૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી કેરીનો થાળ ધરાવવા. રૂ. ૧–૮–૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ–કુંતિયાણા. રૂ. ૧–૪–૦ શ્રી. પ્રભાશંકર કાલિદાસ–કેશોદ. ૧–૪–૦ પૂ. શ્રી. ચૈતન્યપ્રકાશજી–જૂનાગઢ. રૂ. ૧–૪–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂ. ૧–૪–૦ શ્રી. લાલજી ઓઘણાભાઈ–જૂનાગઢ. રૂ. ૧–૪–૦ આચાર્ય ત્ર્યંબકલાલ ઓઘડલાલ–લીંબડી. રૂ. ૧–૪–૦ કનૈયાલાલ ચંદુલાલ ત્રિવેદી–અમદાવાદ. રૂ. ૫–૦–૦ શ્રી. દોલતશંકર મૂળશંકર–ભાણવડ. રૂ. ૨–૮–૦ જમિયતરામ નરભેરામ–પાટણ. ( બે થાળ. ) રૂ. ૧–૪–૦ શ્રી. ભોગીલાલ હીરાલાલ–પ્રાંતીજ. રૂ. ૫–૦–૦ શ્રી. મહાશંકર નાનજી પંડ્યા –અકાળા. તેમના પિતાશ્રીના કલ્યાણાર્થે થાળ. રૂ. ૧–૪–૦ પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ–મુંબઈ.

**અખંડદીપક:**—રૂ. ૩–૪–૦ શ્રી. મૂળજી પ્રાગજી–કરાંચી. રૂ. ૧–૦–૦ જડાવબહેન–સાદરા. રૂ. ૦–૬–૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી–ગોધરા. રૂ. ૦–૮–૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ –કુંતિયાણા. રૂ. ૦–૪–૦ શ્રી. દયાળસિંહજીભાઈ–જૂનાગઢ. રૂ. ૧–૮–૦ શ્રી. નરભેરામ જમિયતરામ –પાટણ. રૂ. ૦–૪–૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ–મુંબઈ.

## પરચુરણભેટ

[ જ્યેષ્ઠ માસ ]

૫–૦–૦ શ્રી મ ત્રિ ભટ્ટના કુટુંબ તરફથી –સુરત
૨-૧૦-૦ સૌ વસંતપ્રભાના લગ્ન પ્રસંગે
૦–૪–૦ શ્રી યતીન્દ્રલાલ શંકરરાવ-સુરત
૩–૦–૦ ,, મયાશંકર જટાશંકર-બોટવા
૦-૧૧-૯ પરચુરણ

શ્રીનાથસત્સંગમંડળ-મુંબઈમાં મહાપૂજન થતાં નૃસિંહજયંતીની ભેટઃ—

૨–૦–૦ શ્રી ચંદ્રસિંહ પ્રતાપસિંહજી
૧–૦–૦ ,, ઉપેંદ્રસિંહ કરણસિંહજી
૧–૪–૦ ,, મોહનલાલ લક્ષ્મીદાસ
૧–૪–૦ ,, હરજીવન કેશવજી શાહ
૧–૪–૦ ,, મૂળશંકર નરભેરામ પંડિયા
૧–૦–૦ ,, શંકરસિંહ નારણસિંહ
૧–૦–૦ ,, ભટસિંહ પ્રતાપસિંહ
૧–૦–૦ ,, પ્રતાપસિંહ માનસિંહ
૧–૦–૦ ,, શશિકુમાર દયાળસિંહ
૧–૦–૦ ,, રતનજી રામજી લાખાણી
૧–૦–૦ ,, રૂપસિંહ હરિસિંહ રાણા
૧–૦–૦ ,, મનહરસિંહ રૂપસિંહ
૧–૪–૦ ,, નારણદાસ જમનાદાસ
૧–૪–૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૦–૮–૦ ,, પ્રભાતસિંહ રૂપસિંહ
૪–૦–૦ મેંદરડાના સજ્જનો હા ચંપકલાલ યાજ્ઞિક
૨–૦–૦ બ શ્રી આત્મપ્રકાશજી-બખરલા
૧–૪–૦ શ્રીમતી પાર્વતીબેન-મુંબાઈ
૨–૦–૦ શ્રી નટવરસિંહ રૂપસિંહ
૧–૦–૦ ,, ખેંગારસિંહ રૂગનાથસિંહ
૧–૦–૦ ,, શિવસિંહ પ્રતાપસિંહ
૧–૦–૦ બેન અનસૂયા માધવસિંહ
૧–૦–૦ બેન પ્રભાવતી ગગજી
૫–૦–૦ જસદણના રાજકુટુંબ તરફથી
૧–૨–૦ શ્રી મૂળજી પ્રાગજી-કરાચી પૂજાપો તથા ભેટના

૧–૦–૦ શ્રી જગજીવન ભીમજી-અમરાપર
૧–૦–૦ ,, મંગળદાસ માધવજી વ્યાસ-સાદરા
૧–૦–૦ બેન જડાવબહેન-સાદરા
૨–૦–૦ માહે મે માસના જપ થાળ ભેટ વગેરેના શ્રી દર્પદરાય મહારાણીદાસ દેશાઈ તરફથી
૦–૪–૦ શ્રીમતી જયાગૌરી જીવરામ-આનંદાશ્રમ
૧–૦–૦ શ્રી શિવાપ્રસાદ રણછોડદાસ-ઈદાર. હા શ્રી રમણિકલાલ દવે
૦–૩–૩ ,, ટોકરશીભાઈ-કરાંચી
૦–૦–૬ પરચુરણ
૦–૪–૦ ગીતાજયંતીની ભેટ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ
૦–૪–૦ દત્તજયંતીની ભેટ હા શ્રી રે બા
૦–૪–૦ ગ્રહણ નિમિત્તે ભેટ ,, ,,
૦–૪–૦ દીક્ષાતિથિની ભેટ ,, ,,
૦–૪–૦ મકરસંક્રાંતિની ભેટ ,, ,,
૦–૪–૦ શ્રી રેવાશંકરભાઈ-ગોધરા
૦–૪–૦ શિવરાત્રિની ભેટ ,,
૦–૨–૦ બેન માણેકબાઈ ,,
૦–૨–૦ પાટોત્સવ ભેટ ,,
૦–૪–૦ પાટોત્સવ ભેટ રે. બા -ગોધરા
૦–૮–૦ શ્રી. કાંતિલાલ ઓછવલાલ ,,
૦–૮–૦ ભાઈ કાશી ચુનીલાલ ,,
૧–૦–૦ શ્રી ગણપતરાય અંબાલાલ ,,
૦–૨–૦ ,, કાંતિલાલ ઓછવલાલ ,,
૦–૪–૦ રામનવમી ભેટ રે. બા ત્રિ
૦–૪–૦ રામનવમીની ભેટ કાંતિલાલભાઈ
૦–૪–૦ શંકરજયંતીની ભેટ રે બા ત્રિ
૨–૮–૦ ચિ. હરિશંકરભાઈના બે પુત્રને
૭–૧૦–૦ યજ્ઞોપવીત નિમિત્તે હા રે. બા. ત્રિ. કુલ હા શ્રી રે । ત્રિ
૫–૦–૦ શ્રી. પુરુષોત્તમ ન –નવસારી
૧–૪–૦ ,, શિવશંકર દયાળજી-વાડી
૦–૩–૦ પરચુરણ

૨-૦-૦ શ્રી. મોહનલાલ હરિભાઈ
૧-૪-૦ ,, રમણિકલાલ ત્રિભુવન દવે
૫-૦-૦ ,, પોપટલાલ વાલજી-જામનગર
જેઠ. સુ. ૧૫
આનંદાશ્રમ-નવાગામમાં ગ્રહણ
નિમિત્તે પૂજન ભેટના
૧-૦-૦ શ્રી. અંબાશંકરભાઈ ત્રિવેદી
૧-૦-૦ ,, જયંતિલાલ અંબાશંકર ,,
૦-૪-૦ ચિ. વિનોદચંદ્ર જયંતિલાલ ,,
૦-૮-૦ શુક્લ વિશ્વનાથભાઈ-કુંડલા
૦-૪-૦ શ્રી. કરશનદાસ હરજી
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૪-૦ ,, અંબાશંકર નાનજી
૦-૪-૦ ,, મગનલાલ રામજી
૦-૨-૦ બેન મણિબેન-ખીલખા
૧-૦-૦ ,, મણિબહેન-જોરાવરનગર
૦-૮-૦ શ્રી. દામજીભાઈ-જામનગર
૮-૦-૦ ચિ. વિનોદરાય જયંતિલાલ ત્રિવેદી-
બોટાદ
૦-૧૦-૦ શ્રી. જયંતિલાલભાઈ ત્રિવેદી
તરફથી લઘુરુદ્રની ભેટ પૂજાપો
૦-૫-૩ શાસ્ત્રી. પ્રભાશંકર નાનજી જોશી
૦-૮-૯ મંદિરથી પરચુરણ
૫-૦-૦ શ્રી. સોમનાથ ઓધડલાલ-જોરાવરનગર
૧-૦-૦ માતાજી રતનગીરીજી-મેંદરડા
૨-૦-૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ-કુંતિયાણા
૦-૮-૦ બેન મણિબાઈ દામજી-વડિયા
૦-૮-૦ શ્રી. વલ્લભજી જીવાભાઇ-ચોરવાડ
૨-૦-૦ સ્વામીજી નિષ્કમદાસજી-સૂરજદેવળના
મહંતશ્રી

૨-૦-૦ શ્રી. દામાભાઇ-જામનગર
૩-૦-૦ ,, દયાળસિંહ લાલસિંહજી
૭૫-૧૪-૦ ,, શેઠ રાજસી જીવરાજ-મુંબ
તરફથી સાત્વિક દાનના જૂન
૧-૦-૦ શ્રી. સુરેશચંદ્ર મહાશંકર-
૧-૦-૦ ,, લક્ષ્મીદાસ વિઠ્ઠલદાસ-અમ
હા. શ્રી. અં. ના. જો
૧-૦-૦ લીંબુડા આનંદાશ્રમમાં વૈશાખ
ભેટના આવ્યા. હા. હરર
૧-૦-૦ શ્રી. ત્ર્યંબકલાલ ઓઘડલાલ
૧-૦-૦ ,, કનૈયાલાલ ચંદુલાલ-ત્રિવે
૧-૩-૦ મંદિરથી પરચુરણ
૯-૧૩-૦ નાથ સત્સંગમંડળ-મુંબઈ
નિર્જલા એકાદશી ભેટન
૦-૨-૦ શ્રી. અં. ના. જોષી રુદ્રાભિષેકન
૧-૦-૦ શ્રી. દોલતશંકરભાઇ પૂનમની
૧-૦-૦ ,, જેશંકર કેશવજી-ભાણવડ
૮-૮-૦ ,, સ્વ. ભાઇલાલ નાનાલાલ
તરફથી ૧માસના થાળ
૧-૦-૦ ગં. સ્વ. રેવાબા ભાઇલાલ
યાગ પ્રારંભની ભેટ
૧-૦-૦ ગં. સ્વ. રેવાબા ભાઇલાલ ત
વિષ્ણુયાગ પૂર્ણાહુતી ભેટ
૧-૪-૦ શ્રી. લાલભાઇ ,,
૧-૧૩-૦ પરચુરણ

શ્રીમોજીદડ આનંદાશ્રમ તરફથી:—

૦-૪-૦ પરચુરણ
૨-૦-૦ શ્રી. નરેંદ્રકુમાર રતિલાલ

૨-૪-૦



[ * ]

## "શ્રીમન્નાથસત્સંગમંડળ" મુંબઇને કિંમતી વસ્તુઓની મળેલી ભેટ

શ્રી. મોહનલાલ લક્ષ્મીદાસ ભટ્ટ તરફથી પુસ્તકો રાખવા માટે સ્ટીલનો કબાટ એક રૂા. ૪૦)ની કિંમતનો.

શ્રી. મૂળશંકર નરભેરામ પંડીઆ તરફથી પૂ. કૃપાનાથનાં છબીજી માટે સુંદર સિંહાસન તથા પાદુકાજી કિંમત રૂા. ૧૫૦) આશરે, પૂ. કૃપાનાથનાં મોટાં છબીજી કિંમત રૂા. ૧૬૫) (મંડળના તરફથી).

લિ. શ્રીમન્નાથસત્સંગમંડળ

——[ * ]——

અમદાવાદ–આનંદાશ્રમમાં ચંદ્રગ્રહણ નિમિત્તે સૌ ગુરુબંધુઓએ મળી પૂજ્યપાદશ્રીનું પૂજન અર્ચન ધ્યાનાદિ વિધિપુર્વક કર્યાં હતાં.

——[ * ]——

### पू. सद्गुरुदेवनुं महापूजन

'શ્રીમન્નાથસત્સંગમંડળ' તરફથી શ્રાવણ સુદિ ૧૫ તા. ૧૨–૮–૪૬ સોમવારે સવારે ૧૦ વાગે ચંદાવાડીમાં (માધવબાગની સામે) વિધિપૂર્વક યજ્ઞોપવીત બદલાવવામાં આવશે તે બાદ પૂ. સદ્ગુરુદેવનું પૂજન થશે.

લિ. "શ્રીમન્નાથસત્સંગમંડળ" મુંબઈ

——[ * ]——

### विज्ञप्ति

૧ શ્રી આનંદાશ્રમ મુમુક્ષુમંડળ મુંબઇમાં શ્રાવણ સુદિ ૧૫ ને સોમવાર તા. ૧૨–૮–૪૬ ના દિવસે શ્રાવણી નિમિત્તે સવારના સ્ટા. ટા. ૯ થી ૧૨ યજ્ઞોપવીત (જનોઈ) બદલવાની વિધિ થશે ને ૧૨ થી ૧ શ્રીસદ્ગુરુ-મહાપૂજન થશે

૨ શ્રાવણ વદિ ૮ મંગળવાર તા. ૨૦–૮–૪૬ સવારના સ્ટા. ટા ૧૦॥ થી ૧૧॥ શ્રીકૃષ્ણજન્માષ્ટમીનિમિત્તે શ્રીસદ્ગુરુદેવનું મહાપૂજન થશે તો સર્વે ગુરુબંધુ બહેનોને લાભ લેવા વિનતિ છે.

લિ. આનંદાશ્રમ મુમુક્ષુમંડળ–માધવભુવન કાંદાવાડી.

——[ * ]——

Reg. No. B, 3087

સને ૧૯૪૬ તા. ૨૫ જુલાઈ

## વિજ્ઞપ્તિ

શ્રીમન્નાથસત્સંગમંડળ મુંબઇ તરફથી વનિતાવિશ્રામ હોલમાં દર રવિવારે પરમપૂજ્ય સદ્દગુરુદેવ શ્રીમન્નાથ-ભગવાનપ્રણીત ગ્રંથોનું વાચન, કીર્તન ને પ્રવચન થાય છે. આ પ્રસંગે પુસ્તકો પણ આપવામાં આવે છે. સમય સવારે ૧૦ાાથી ૧૧.

આ મંડળ તરફથી શ્રીમન્નાથ-પ્રભુપ્રણીત પુસ્તકો દરેક જિજ્ઞાસુઓને બીલખા આનંદાશ્રમને ભાવે આપવામાં આવશે, (રેલ્વેનુર આદિ ખર્ચ આ મંડળ આપે છે,) અને ફ્રી વાંચવા માટે પણ મળશે. દરરોજ પુસ્તકો મળવાનું સ્થળઃ નં. ૩૩, ખોખાબજાર ૧ લે દાદરે મુંબઈ નં. ૩. આ શિરનામે પત્ર લખવાથી પણ પુસ્તકો મોકલી આપવામાં આવશે.

લિ. 'શ્રીમન્નાથસત્સંગમંડળ' મુંબઈ

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(કાઠિયાવાડ) તરફથી પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર

P. O. Bilkha (Kathiawar-India).

આનંદાશ્રમ

---

શ્રી મંત્રી સાથેના કામ માટેનો પત્રવ્યવહાર હવે પછી નીચેના શિરનામે કરવાનો છેઃ—

**શ્રીમાન્ મંત્રી,**

**આનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા—કાઠિયાવાડ**

---

### પૂ. સદ્દગુરુદેવનું મહાપૂજન

'શ્રીમન્નાથસત્સંગમંડળ' તરફથી શ્રાવણ વદિ ૭ તા. ૧૯-૮-૪૬ સોમવારે સવારે ૧૦ વાગે શ્રીકૃષ્ણજયંતીનિમિત્તે પૂ. સદ્દગુરુદેવનું મહાપૂજન થશે.

લિ. "શ્રીમન્નાથસત્સંગમંડળ" મુંબઈ

——[ * ]——

વર્ષ ૧૫ મું

આષાઢ

અંક ૨

સંવત્ ૨૦૦૨

॥ ૐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો. બીલખા

सुधास्रवं नाथवचः प्रसन्न सुधास्रवं नाथविलोकितं च।

सुधास्रवं नाथमनः प्रसन्न सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

સુધાસ્રવતું છે નાથનુ નિર્મળ બોલવુ ! સુધાસ્રવતું છે નાથનુ નિર્મળ જોવુ ! સુધાસ્રવતું છે નાથનુ નિર્મળ અંતઃકરણ ! સુધાસ્રવતું છે નાથના નિવાસનું નિર્મળ ધામ-આનંદાશ્રમ !!!

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્‌ગુરુઉપાસના. | ૧૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૪ |
| ૩ | મદાલસા. | ૧૫ |
| ૪ | નરપતિ ઉત્તમ. | ૧૭ |
| ૫ | કૃપાનાથ ને કરાંચીમાં યજ્ઞ. | ૨૦ |
| ૬ | કૃપાનાથના જૂના શિષ્ય સદ્‌ગત ઓધવજી બાપા. | ૨૩ |
| ૭ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૫ |
| ૮ | સુધારો. | ૨૬ |
| ૯ | પરચુરણભેટ. | ૨૭ |

——[ * ]——

શ્રી. મંત્રી સાથેના કામ માટેનો પત્રવ્યવહાર હવે પછી
નીચેના શિરનામે કરવાનો છેઃ—

## શ્રીમાન્ મંત્રી,

આનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-કાઠિયાવાડ

જરૂરી

સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-સાંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રકઃ પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્


વર્ષ ૧૫ મું ] સંવત્ ૨૦૦૨ આષાઢ [ અંક ૨ જો


## श्रीसद्गुरुउपासना

રાગ–ગરબી

ગુરુબ્રહ્મનાં ચરણ ઉપાસીએ, સેં'જે શોક સમૂળો જાય,

વચન સત્ય માનીએ ટેક.

જે કોઈ પ્રેમે પીએ રે પદ્મ ધોઇને, ઊઠ ક્રોડ તીરથ તેને થાય—વચન૦

જગ્ન લક્ષ તે પ્રેમપ્રસાદમાં, ભુક્તિ મુક્તિ તે સેં'જમાં હોય—વચન૦

જે કોઈ પ્રીતે કરીને પ્રવર્તશે, દેહદર્શી રૂખે નહિ કોય—વચન૦

શુદ્ધ ચૈતન્ય સાક્ષી તત્ત્વમસિ, સદાસ્મરણ એકરસ જ્ઞાન—વચન૦

આઠે આવરણ પાર પરમાત્મા, નહિ આદ્ય મધ્ય અવસાન.—વચન૦

રૂપ રમણ સગુણ સોહિએ સદ્ગુરુ, જેને નિગમ નિરંતર ગાય—વચન૦

કહે પ્રીતમ પ્રપંચ પરહરી, રાખો સદ્ગુરુ સંગ સદાય—વચન૦

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

અવિચલ સાત્ત્વિકી શ્રદ્ધા, વિમલ વિરાગ ને અસ્ખલિત ઉત્સાહ રાખી પોતાના સદ્ગુરુએ ઉપદેશ કરેલા શાસ્ત્રોક્ત પ્રયત્નના સતત સેવનથી મોક્ષસાધક સ્થૂલભૂમિકાનું, સૂક્ષ્મભૂમિકાનું ને કારણભૂમિકાનું વિવેકવિરાગના બલવડે અતિક્રમણ કરી અધિષ્ઠાનની અભેદભાવે પ્રાપ્તિ કરી પોતાના અંતઃકરણને સુશીતલ, પ્રકાશમય ને આનંદમય અનુભવવા સુભાગી થાય છે. આવી સ્થિતિની પ્રાપ્તિ થયે જીવભાવ ને જગદ્ભાવ બ્રહ્મમાં ગળી ગયા જેવાં થઇ જાય છે.

બ્રહ્માભિમાનવડે દેહાભિમાન શિથિલ કરી તથા આત્માના નિરામય સ્વભાવના સુદૃઢ અનુસંધાનવડે દેહની સાથે સંબંધ રાખનારા રોગનું વિસ્મરણ કરી "હે પ્રભો!" "હે ગુરો!" "હે અંતર્યામિન્!" "હે માતા" એવાં ઉચ્ચારણ કરવાનો સ્વભાવ પાડી "ઓય મા!" કે "ઓય બાપ!" એવાં પ્રાકૃત ઉચ્ચારણોને વિવેકી મોક્ષસાધક નિવૃત્ત કરે છે.

જેમનું વિશુદ્ધ પ્રીતિથી માહાત્મ્યજ્ઞાનપૂર્વક સર્વદા સ્મરણ કર્યું હોય એવા ભવારણ્યના સાર્થવાહ પરમાત્મા અવશ્ય એવા નિજભક્તનું અંતકાલે રક્ષણ કરી પોતાના પવિત્ર ને પરમાનંદમય ધામનું પ્રીતિપૂર્વક પ્રદાન કરે છે, તથા તે ભક્તને તેના શુભનિશ્ચયથી તેઓ ચલિત થવા દેતા નથી.

જે પરમાત્માનું શુદ્ધભાવથી સતત સ્મરણ કર્યા કરતો હોય તે ભક્તને પરમાત્મા પણ સતત સંભારે એ સ્વાભાવિક છે. તેઓ પોતાના ઉદાર ને નિજભક્તોને ઇચ્છિત શુભ આપવાના સ્વભાવવાળા હોવાથી પોતાના ભક્તોની જે જે શુભેચ્છાઓ હોય છે તે તે શુભેચ્છાઓને અવશ્ય પરિપૂર્ણ કરે છે.

અંતઃકરણને હૃદયસ્થ પરમાત્માની અત્યંત અભિમુખ રાખી તેમના ભણીથી આવતી પરમ શીતલ લહરીઓને તથા અલૌકિક આનંદનાં કિરણોને ઝીલતા રહેશો.

લૌકિક વિષયો સ્થૂલ ને મલિન છે, સૂક્ષ્મ ( દિવ્ય–તન્માત્રાના કાર્યરૂપ ) વિષયો સૂક્ષ્મ ને શુચિ છે. માયાના સાક્ષાત્ પરિણામરૂપ વિષયો વધારે સૂક્ષ્મ ને શુચિતર છે, અને બ્રહ્મરૂપ વિષય અતિસૂક્ષ્મ ને શુચિતમ છે. લૌકિકાદિ વિષયોનો ત્યાગ કરી ચોથા વિષયરૂપ બ્રહ્મના સાક્ષાત્કારમાટે મુમુક્ષુઓ પ્રયત્ન કરે છે, અને શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, સદાચારસંપન્ન ને કરુણાળુ સદ્ગુરુઓ તેમને તેનો ઉપદેશ કરે છે. એવો ઉપદેશ સાંભળીને સ્વરૂપમાં જાગેલા પુરુષો પછી આવા ઉદ્ગારો કાઢવા લાગે છેઃ—

"દેશ દેખાડ્યો, ગુરુએ સૂતો જગાડ્યો, અલખ પુરુષ ઓળખાવ્યો રે."

પરમ સમર્થ સદ્ગુરુ પણ પોતાના અનન્ય શિષ્યને પોતાના વાસ્તવિક સ્વરૂપની પ્રાપ્તિકરવામાટે નીચે પ્રમાણે ઉપદેશ કરે છેઃ—

" मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।<br>निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ "

(હે અર્જુન! જે મારે માટે કર્મ કરનારો, મને શ્રેષ્ઠ માનનારો, મારામાં વિશુદ્ધ પ્રીતિ રાખનારો, દશ્યની આસક્તિથી રહિત ને કોઇપણ પ્રાણી પર વેર નહિ રાખનારો પુરુષ છે તે પુરુષ મને પામે છે.)

જ્યાં વિયોગ, ભેદભાવ, રોગ ને અન્ય દુખો નથી તેવા સર્વોત્તમ ધામમાં નિરવધિકાલપર્યંત સ્થિતિ કરવા સર્વદા પ્રયત્નશીલ રહી સુપ્રસન્ન રહેશો.

(ચાલુ)

———[ * ]———

## मदालसा

[અનુવાદક–શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ–વેદાંતભૂષણ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૬ થી)*

नान्दीमुखानां कुर्वीत प्राज्ञः पिण्डोदकक्रियां ।
प्राजापत्येन तीर्थेन यच्च किंचित् प्रजापतेः ॥

શુભ કાર્યના આરંભમાં નાંદીમુખ પિતૃઓને માટે કરવાની પિંડ અને જળ દેવાની ક્રિયા તથા જે બીજી ક્રિયાઓ પ્રજાપતિને ઉદ્દેશીને કરવાની હોય તે બધી ક્રિયાઓ પ્રાજ્ઞ પુરુષે પ્રજાપતિના તીર્થથી કરવી.

युगपज्जलमग्निं च बिभृयान्न विचक्षणः ।
गुरुदेवान् प्रति तथा न च पादौ प्रसारयेत् ॥

વિચક્ષણ પુરુષે જળને અને અગ્નિને એકી સાથે લઇને ચાલવું નહિ
અને ગુરુજનોસામા કે દેવોના પ્રતીક કે પ્રતિમા સામા પોતાના પગ પસારવા નહિ

ना पश्यीत धयंतीं गां जलं नांजलिना पिबेत् ।
शौचकालेषु सर्वेषु गुरुष्वल्पेषु वा पुन ।
न विलंबेत शौचार्थं न मुखेनानलं धमेत् ॥

ગાય એના વાછરૂને ધવરાવતી દેખીને તેના ધણીને કહેવું નહિ
ખોબાવડે પાણી પીવું નહિ
મળ કે મૂત્રનો ત્યાગ કરવાના સર્વ સમયમાં મળનો કે મૂત્રનો ત્યાગ કરવાના કામમાં ઢીલ ન કરવી
અગ્નિને ધમીને સતેજ કરવાના કામમાં અગ્નિને મુખવડે ફુંકવો નહિ

तत्र पुत्र न वस्तव्यं यत्र नास्ति चतुष्टयं ।
ऋणप्रदाता वैद्यश्च श्रोत्रिय. सजला नदी ॥

કરેલું કરજ ચૂકવનારો પ્રામાણિક, રોગને ટાળનારો વૈદ્ય, શાસ્ત્રોને જાણનારો શ્રોત્રિય અને વહેતા જળવાળી નદી આ ચાર જે ગામમાં કે પુરમાં કે નગરમાં ન હોય ત્યાં હે પુત્ર! વાસ કરીને રહેવું નહિ.

---

| * પૃષ્ઠ | શ્લોક | અનુવાદ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૫ | ઉત્સો | પાગ ૨ | ઇચ્છા રાખનારને | ઇચ્છા રાખીને |
| ૬ | ઉત્સો | આરંભમા | બ્રહ્માને માટે | દેવોને માટે |

जितामित्रो नृपो यत्र बलवान् धर्मतत्परः ।
तत्र नित्यं वसेत् प्राज्ञः कुतः कुनृपतौ सुखं ॥

જે ગામ પુરી કે નગરનો રાજા શત્રુને જીતનારો બળવાન્ અને સ્વધર્મનું પરિપાલન કરવામાં તત્પર હોય તે ગામ પુરી કે નગરમાં જ ડાહ્યા માણસે સ્થાયી વાસ કરીને રહેવું.

જે ગામ પુરી કે નગરનો રાજા કુરાજા હોય એટલે શત્રુને જીતવામાં અસમર્થ બળ વિનાનો અને સ્વધર્મનું પરિપાલન કરવામાં તત્પર ન હોય એવા રાજાના ગામ પુરી કે નગરમાં વાસ કરી રહેવાથી સુખની આશા શી રીતે રાખી શકાય? નજ રાખી શકાય.

यत्राप्रधृष्यो नृपतिर्यत्र सस्यवती मही ।
पौराः सुसंयता यत्र सततं न्यायवर्तिनः ।
यत्रामत्सरिणो लोकास्तत्र वासः सुखोदयः ॥

જે ગામ પુર પુરી કે નગરનો રાજા કોઇથી સામું થવાની હિંમત ન કરી શકાય એવો હોય, જે ગામ પુર પુરી કે નગરની પૃથ્વી ઘણું અનાજ આપનારી હોય, જે ગામ પુર પુરી કે નગરની જનતા સારી પેઠેના સંયમવાળી તથા ન્યાયમાં વર્તનારી હોય, અને જે ગામ પુર પુરી કે નગરનાં લોકો પરસ્પરમાં અદેખાઇ કરનારાં ન હોય, તે ગામ પુર પુરી કે નગરમાં કરેલો વાસ ઉત્તરોત્તર સુખને આપનારો નીવડે.

यस्मिन् कृषीवला राष्ट्रे प्रायशो नातिभोगिनः ।
यत्रोषधान्य शेषाणि वसेत्तत्र विचक्षणः ॥

જે રાષ્ટ્રમાં ખેડુજનતા ઘણું કરીને ભોગ ભોગવવામાં બહુ મન રાખનારી ન હોય અને જે રાષ્ટ્રમાં વનસ્પતિની સંપૂર્ણ ઔષધીઓ નીપજતી હોય તે રાષ્ટ્રમાં વિચક્ષણ પુરુષે વાસ કરવો.

तत्र पुत्र न वस्तव्यं यत्रैतत्त्रितयं सदा ।
जिगीषुः पूर्ववैरश्च जनश्च सततोत्सवः ॥

જે રાષ્ટ્રની જનતા સામા ઉપર પોતાની સત્તા બેસાડવાના સ્વભાવવાળી, સામાને પ્રથમથી જ વેરીની નજરથી જોનારી, અને બહાનાં કાઢી કાઢીને ઉજાણીઓ કર્યા કરવાના સ્વભાવવાળી હોય તે રાષ્ટ્રમાં હે પુત્ર! વસવું નહિ.

वसेन्नित्यं सुशीलेषु सहवासिषु पंडितः ।
इत्येतत् कथितं पुत्र मया ते हितकाम्यया ॥

પંડિત પુરુષે સદા સુશીલ સહવાસીઓમાં વાસ કરી રહેવું.

હે પુત્ર! આ તને મેં જે કહ્યું છે તે તારા હિતની કામનાથી કહ્યું છે.

( ચાલુ )

———[ * ]———

## नरपति उत्तम

[ અનુવાદક—શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન પૃષ્ઠ ૯ થી )*

प्रजाः पालयतस्तस्य पितुः पुत्रानिवौरसान् ।
आगत्य ब्राह्मणः कश्चिदिदमाहार्त्तमानसः ॥ २१ ॥

સગા દીકરાઓનું પાલન કરનાર પિતાની પેઠે પોતાની વિવિધ જનતાનું પાલન કરતા તે ઉત્તમ રાજાની પાસે એક દિવસ કોઈ દુઃખી મનવાળા બ્રાહ્મણે આવીને આ પ્રમાણે કહ્યું.—

ब्राह्मण उवाच ॥ બ્રાહ્મણ કહે છે.

महाराज भृशार्त्तोऽस्मि श्रूयतां गदतो मम ।
नृणामार्त्तिपरित्राणमन्यतो न नराधिपात् ॥ २२ ॥

હે મહારાજા ! હું બહુ દુઃખી છુ હું મારુ દુઃખ તમારીપાસે કહું છુ તે તમે સાંભળો મનુષ્યોના દુઃખમાથી તેમનુ રક્ષણ રાજાજ કરી શકે છે, રાજાથી ભિન્ન બીજું કોઈ કરી શકતું નથી

मम भार्या प्रसुप्तस्य केनाप्यपहृता निशि ।
गृहद्वारमनुद्घाट्य तां समानेतुमर्हसि ॥ २३ ॥

રાતમાં હું સુતો હતો ત્યારે કોઈ મારી ભાર્યાનું અપહરણ કરી ગયું છે

મારા ઘરના બાર ઉઘાડવાની મહેનત પણ એને પડી નથી એટલે કે બાર બંધ હતાં એવી હાલતમાં તેને કોઈ લઈ ગયું છે

એ મારી ભાર્યાને તમારે પાછી લઈ આવવી ઘટે છે

१ राजोवाच ॥ રાજા કહે છે.

न वेत्सि केनापहृता क्व वा नीता तु सा द्विज ।
यतामि विग्रहे कस्य कुतो वाप्यानयामि तां ॥ २४ ॥

હે દ્વિજ ! તે તમારી ભાર્યાને કોણ હરી ગયુ છે અથવા તેને કયે સ્થલે લઈ ગયેલ છે તે તમે જાણતા નથી એવી સ્થિતિમા મારે કોની સાથેનો વિગ્રહ ખેડવો કે હુ તેને ક્યા સ્થલેથી લઈ આવુ ?

ब्राह्मण उवाच ॥ બ્રાહ્મણ કહે છે.

तथैव स्थगिते द्वारि प्रसुप्तस्य गृहे मम ।
हृता हि भार्या किं केनेत्येतद्विज्ञायते भवान् ॥ २५ ॥

હુ તો પ્રતિદિન સુવુ છું તેમ મારા ઘરમા ઘરના દ્વાર બંધ કરીને સુતો હતો, તે સમયે મારી ભાર્યાનુ અપહરણ થયું છે. એવી સ્થિતિમા કોણ એને શા માટે હરી ગયું છે તે હે રાજન્ ! હુ શી રીતે જાણું ?

| * પૃષ્ઠ | શ્લોક | અનુવાદ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭ | ૩ | પારા ૧ | શાસ્ત્રમાં | યજુર્માં |
| ૮ | ૧ | | राजं | यजं |

त्वं रक्षिता नो नृपते षड्भागादानवेतनः ।
धर्मस्य तेन निश्चिन्ताः स्वपन्ति मनुजा निशि ॥ २६ ॥

હે રાજન્! તમે અમારું રક્ષણ કરનારા છો, કારણ કે અમારા ધર્મનો છઠ્ઠો ભાગ તમારા વેતનરૂપે તમને મળે છે, તેથી માણસો તો તમારે ભરોંસે નિશ્ચિંત રહીને સુવે છે.

राजोवाच ॥ રાજા કહે છે.

न ते दृष्टा मया भार्या यादृग्रूपा च देहतः ।
वयश्चैव समाख्याहि किं शीला ब्राह्मणी च ते ॥ २७ ॥

મેં તમારી ભાર્યાને દેખી નથી, તેથી દેહની દૃષ્ટિથી તે કેવી છે તે હું જાણતો નથી, તેમજ તે કેવડી છે તે પણ હું જાણતો નથી, માટે તમારી ભાર્યા કેવડી કેવી ને કેવાં શીલવાળી છે તેનું વર્ણન કરી જણાવો.

ब्राह्मण उवाच ॥ બ્રાહ્મણ કહે છે.

कठोरनेत्रा सात्युच्चा ह्रस्वबाहुकृशानना ।
विरूपरूपा भूपाल न निंदामि तथैव तां ॥ २८ ॥

હે ભૂપાલ! તે મારી ભાર્યા કઠોર નેત્રવાળી છે, બહુ ઉંચી છે, તેના હાથ નાનકડા છે અને મોઢું દુબળું છે. એવી રીતે તે સર્વથા વિરૂપ રૂપવાળી છે.

આ હું તેની નિંદા કરવા કહેતો નથી પણ તે જેવી છે તેનું વર્ણન કરી જણાવું છું.

वाचि भूपातिपरुषा न सौम्या सा च शीलतः ।
इत्याख्याता मया भार्या सा करालनिरीक्षणा ॥ २९ ॥

હે ભૂપ! વાણીમાં તે ઘણી કડવી છે અને શીલથી પણ તે સૌમ્ય નથી. તેનું જોવું ભય ઉપજાવે એવું છે. એમ આ મારી ભાર્યાનું હું તમને વર્ણન કરી જણાવું છું.

मनागतीतं भूपाल तस्याश्च प्रथमं वयः ।
तादृग्रूपा हि मे भार्या सत्यमेतन् मयोदितं ॥ ३० ॥

હે ભૂપાલ! તેના વયનો પહેલો ભાગ તે થોડુંક વટાવી ગઈ છે એવી મારી ભાર્યા છે, તે મેં જેવું છે તેવું સાચું કહ્યું છે.

राजोवाच ॥ રાજા કહે છે.

अलं ते ब्राह्मणतया भार्यामन्यां ददामि ते ।
सुखाय भार्या कल्याणी दुःखहेतुर्हि तादृशी ॥ ३१ ॥

હે બ્રાહ્મણ! તો પછી તમારી તે ભાર્યાનો હવે બંધ વાળો. હું તમને બીજી ભાર્યા પરણાવું છું.

ભદ્રરૂપ તથા ભદ્રશીલવાળી ભાર્યા સુખ આપનારી થાય છે.

તમે કહી તેવી ભાર્યા તો દુઃખ આપનારી થાય છે.

अल्पा कुरूपता विप्र कारणं शीलमुत्तमं ।
रूपशीलविहीना या त्याज्या तेऽन्येन सा हृता ॥ ३२ ॥

થોડી કુરૂપતા હોય પણ શીલ ઉત્તમ હોય તો તેવી ભાર્યાને રાખી રહેવામાં કારણ થાય પણ રૂપ અને શીલ બંનેથી જે રહિત હોય તેવી ભાર્યા તો તજવા જેવીજ ગણાય. તમારી જે ભાર્યાને અન્ય કોઈ હરી ગયું છે તે રૂપ અને શીલ બંનેથી રહિત

હોવાથી તજવા યોગ્યજ છે. તેને પાછી મેળવવા પ્રયત્ન કરવો નકામો છે.

ब्राह्मण उवाच ॥ બ્રાહ્મણ કહે છે

रक्ष्या भार्या महीपाल इति च श्रुतिरुत्तमा ।
भार्यायां रक्षमाणायां प्रजा भवति रक्षिता ॥ ३३ ॥

હે મહીપાલ! ભાર્યાનું રક્ષણ કરવુ જોઇએ એવી ઉત્તમ શ્રુતિ છે. ભાર્યાનું રક્ષણ થયેથી પ્રજા રક્ષેલી થાય છે.

आत्मा हि जायते तस्यां सा रक्ष्याऽतो नरेश्वर ।
प्रजायां रक्षमाणायामात्मा भवति रक्षित ॥ ३४ ॥

ભાર્યાને વિષે જે પુત્ર જન્મે છે તે હે નરેશ્વર! પુરૂષ પોતેજ પુત્રરૂપે જન્મે છે એ કારણથી ભાર્યાનું પુરૂષે રક્ષણ કરવુ જોઇએ, કારણ કે પ્રજાનું રક્ષણ થતાં પુરૂષ પોતેજ રક્ષાએલો થાય છે

तस्यामरक्षमाणायां भविता वर्णसंकर ।
स पातयेत् महीपाल पूर्वान् स्वर्गादध पितॄन् ॥३५॥

ભાર્યાનું રક્ષણુ કરવામા ન આવે તો વર્ણ અભેગ ન રહે વર્ણનો ભેળ હે મહીપાલ! સ્વર્ગમાં ગયેલાં પ્રથમનાં પિતૃઓને પણ પાછા નીચે પાડે

समिधा तु मया भार्या वृतेयं कर्कशा यत ।
कथमेतां विवाहयान्यभार्यया सह संचरे ॥ ३६ ॥

આ ભાર્યા કર્કશા છતા એને હું પ્રજાપતિયજ્ઞના અગ્નિમા સમિધ હોમીને વરેલો છુ. એવી સ્થિતિમાં એનો ત્યાગ કરી બીજી ભાર્યા સાથે હું સંચરુ તો તે શાસ્ત્રીય કેમ થાય?

गृहधर्मो यतो ब्रह्म प्राप्यते शाश्वतं नरै ।
पूर्वोढया तु धर्मेण गृही कुर्वन् न सीदति ॥ ३७ ॥

ઘરમા રહેનારા ગૃહસ્થોનો ધર્મ જેનું પરિપાલન કરવાથી પુરુષો શાશ્વત એટલે પરમાર્થપદાર્થભૂત બ્રહ્મને પામે છે તેનુ ધર્મવડે પ્રથમ પરણેલી ભાર્યાવડે પરિપાલન કરવાથીજ ગૃહસ્થ પુરુષ સીદાતો નથી ને ધાર્યો લાભ મેળવે છે, અન્યથા ધાર્યો લાભ તેને મળતો નથી ને તેને સીદાવાનો પ્રસંગ થાય છે.

त्यक्त्वा तां च क्रियां कुर्वन् नैव कर्मफलं लभेत् ।
अग्निना सह या नूनमाजगाम गृहं शुभा ॥ ३८ ॥

ધર્મવડે પ્રથમ પરણેલી ભાર્યાનો ત્યાગ કરીને ગૃહસ્થના ધર્મનાં કર્મો કરનારો પુરુષ કર્મના ફળને પામતો નથી, કારણ કે ધર્મવડે પ્રથમ પરણેલી તે શુભ ભાર્યા પ્રજાપતિયજ્ઞના અગ્નિની સાથેજ પુરુષને ઘેર આવેલી હોય છે.

धर्महानिश्चानुदिनमभार्यस्य भवेत् मम ।
नित्यक्रियाणां विध्वंशात् स चापि पतनाय मे ॥ ३९ ॥

ભાર્યા વિના મારાથી નિત્ય કરવાના વૈદિક કર્મો કરી શકાય નહિ, તેથી મને ધર્મની હાનિનો પ્રસંગ છે અને ધર્મની હાનિ થાય તો તેથી મને પતનનો પ્રસંગ છે એટલે કે મારે મારા પ્રાપ્ત અધિકારથી ભ્રષ્ટ થવું પડે એવું થાય.

तस्यां च पृथिवीपाल भवित्री मम संततिः ।
तव षड्भागदात्री सा भवित्री धर्महेतुकी ॥ ४० ॥

હે પૃથ્વીનું પાલન કરનારા! મારી તે ભાર્યામાં મને જે સંતતિ થશે તે તેના ધર્મનો છઠ્ઠો ભાગ તમને દેનારી થશે અને ધર્મને ટકાવી રાખવામાં હેતુભૂત થશે.

तदेतत् ते मया ख्याता पत्नी या मे हृता प्रभो ।
तां समानय रक्षायां भवानधिकृतो भवान् ॥ २१ ॥

માટે હે પ્રભો! મેં જેનું આ વર્ણન કરી જણાવ્યું તે મારી પત્નીનું અપહરણ થયું છે, તેને તમે પાછી લઈ આવો કારણ કે અમારી સર્વની રક્ષા માટેજ તમારી નિમણુક છે.

( ચાલુ )

——[ * ]——

॥ ॐ ॥

# કૃપાનાથ
# ને
# કરાંચીમાં યજ્ઞ

[ લેખકઃ–દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

યુગપલટા થયા કરે છે...સમય સમયનું કામ કરે જાય છે—આ સ્વાભાવિક ઘટના છે...છતાં તેના અધિષ્ઠાનરૂપે રહેલાં તત્ત્વો સનાતન છે એ રહસ્યમય સત્ય છે...!

સનાતન તે સનાતનજ છે—એ અદ્યતન કે અનદ્યતન થઈ શકે નહિ. સાધનો કે સાધનસ્વરૂપો ભલે બદલાય—પણ સત્ એવું સાધ્ય તો સદૈવ સ્થિર રહેવાનું...!

મહાત્માઓએ સર્જેલું અલ્પાત્માઓથી કદી અણસર્જ્યું થતું નથી—એમાં ઈશ્વરનો સંકેત હોય છે...અને ઈશ્વરના સંકેતમાં સમષ્ટિનું હિત સમાયેલું છે.

છતાં બુદ્ધિશાલી ને મનનશીલ એવા મહાપુરુષોએ સ્વાનુભવરૂપી 'કુંડી'માં સનાતન તત્ત્વોને પણ 'શોધી' જોયાં છે અને પછીજ સર્વના હિતમાટે શાસ્ત્રોમાં ખુલ્લાં મૂક્યાં છે.

તોપણ સત્યનો આગ્રહ મનુષ્યોમાં રહેશે ત્યાંસુધી સનાતન તત્ત્વોને 'શોધવા'ની સત્ક્રિયા ચાલુજ રહ્યા કરશે...અને...'આત્મનિર્ણય'પર ભાર મૂકાયાજ કરશે...પરંતુ... 'આત્મશુદ્ધિ' સાધ્યાવિનાના "આત્મનિર્ણયો" અલ્પજીવી ને અર્થવગરના નિવડે છે એ "આત્મનિર્ણય"–વાદીઓએ ખાસ ખ્યાલમાં રાખવા જેવું છે.

આથી આપણા–માનવજીવનમાં આત્મશુદ્ધિને મહત્ત્વનું સ્થાન છે.

આત્મશુદ્ધિ સાધવામાટેનાં અનેકવિધ સાધનો પણ માનવએ સર્જાતા આવે છે ...અને...આવાં સાધનોમાં યજ્ઞને પણ સારું એવું સ્થાન છે.

અપૌરુષેય ને પૌરુષેય એ બંને કોટિના ગ્રંથોદ્વારા જાણી શકાય છે કે સૃષ્ટિના આરંભકાલથીજ યજ્ઞભાવના માનવજીવનમાં ઓતપ્રોત થયેલી છે—થતી આવી છે. "બ્રાહ્મણ" કાલ ને "કલ્પ" કાલની સ્થૂલ યજ્ઞભાવના "આરણ્યક" ને "ઉપનિષદ્" કાલમાં સૂક્ષ્મસ્વરૂપ ધારણ કરે છે અને એ રીતે આત્મશુદ્ધિના એ અંગને આધ્યાત્મિક ઓપવડે ઉજ્જ્વલ કરે છે.

યજ્ઞયજન એટલે માનવસંસ્કૃતિમાં અગ્રસ્થાન ભોગવતા એવા "અગ્નિ" પ્રતિનું

આભાગદર્શન... થને થને. એ "અગ્નિ"માંથી "અંતર્યામી" થયા અને "અંતર્યામી"માંથી "અધિષ્ઠાન" થયા...!

યજ્ઞ એટલે આત્મબલિદાન, એ આત્મબલિદાનની ભાવનાએ અને એ આત્મબલિદાનની ક્રિયાએ સમગ્ર માનવસૃષ્ટિને દેવસૃષ્ટિની કક્ષાએ મૂકી દીધી છે તથા વીરપૂજાની પેઠે આત્મબલિદાનપૂજાએ પણ માનવહૃદયમા અટલ સ્થાન મેળવ્યુ છે.

માનવજીવનના આનંદને અવરોધનાં એવાં આસુરી તત્ત્વોને નિષ્ફલ કરવામા આ "આત્મબલિદાન"નો જબ્બર ફાળો છે...!

"સ્વર્ગ", "બિહિસ્ત", "Heaven", "નિર્વાણ", "સિદ્ધશિલા", "કૈલાસ", "વૈકુંઠ" "ગોલોક", "અક્ષરધામ", "સ્વરૂપસ્થિતિ" આદિ બુદ્ધિએ નિર્ણીત કરેલાં ને હૃદયે શ્રદ્ધાપૂર્વક સ્વીકારેલાં એવા સુખશાંતિવાળા શાશ્વતસ્થાનો છે—એની પ્રાપ્તિમાટેના સાધનોમાં પણ યજ્ઞનું સ્થાન છે

બુદ્ધ ભગવાનના યુગથી યજ્ઞયુગમા પણ જબ્બર પલટો થયો—અહિંસા શુદ્ધસ્વરૂપે યજ્ઞમાં વણાઈ રહી—અજમાંથી ડાંગર થઈ—અશ્વમહિષમાંથી કોળાં થયા...!

રહ્યા માત્ર નિત્ય નૈમિત્તિક સાત્વિક યજ્ઞો—હોમહવન, વૈશ્વદેવ, વિષ્ણુયાગ, મહારુદ્ર, અતિરુદ્ર ..!

સનાતન ધર્મ, શાસ્ત્રો ને સદ્‌ગુરુઓને આધારે આ યજ્ઞો અદ્યાપિપર્યંત ટકી રહ્યા છે...!

કૃપાનાથે પણ આપશ્રીના સદ્‌ગુરુ—જીવનકાલમા યજ્ઞયજનની પ્રેરણા આપેલી અને એ રીતે "ત્યાગ" ને "યોગ"ની ભાવનાને ભાવિકોમાં સ્થિર કરેલી—એઓશ્રીની વિશિષ્ટ દૃષ્ટિતળે પણ અનેક યજ્ઞો થયેલા ..!

અહીં આપણે એવા એક કરાચીમાં થયેલા યજ્ઞનાં દર્શન કરવાના છે—

સિંધનો એ સુભગ પ્રદેશ. શાંત સાગરતટ વસંત ઋતુ ને...કરાચી નગર..? સિંધવાસીઓના "ચૈત્રી ચંદર" મહોત્સવ પછી એ મહારુદ્ર યજ્ઞમહોત્સવ..!

વિ. સં. ૧૯૮૭ના ચૈત્ર સુદિ સાતમ ગુરુવારથી ચૈત્ર સુદિ અગીઆરસ સોમવાર સુધી અનેક ભાવિકો સાથે અને—આ લેખક—દયાળજીભાઈને પણ કરાચીમા થયેલા એ મહારુદ્ર યજ્ઞમહોત્સવનો લાભ મળેલો એ મહારુદ્ર યજ્ઞને જેમણે જેમણે નખશિખ નિરખ્યો હશે તેમને સૌને ન્યૂનાધિક જરૂર જણાયું હશે કે એ યજ્ઞના સમારંભ પાછળ યજ્ઞપ્રેમી ને ગુરુપ્રેમી વ્યક્તિઓનો ભાવના-ઇતિહાસ છે. વિશ્વની પ્રત્યેક પ્રવૃત્તિમાં ઉણપો ભાસે તેમ આ યજ્ઞમા કંઈ ઉણપો ભાસી પણ હોય. છતા કૃપાનાથ જેવા સમર્થ સદ્‌ગુરુદેવની સાક્ષાત્ હાજરીમા એ ઉણપો અન્તર્ધાન થઈ જાય-એમાં ગુરુદેવની તેમજ ગુરુભક્તિની અલૌકિક શક્તિનો પ્રભાવ છે .!

કરાચીનો એ યજ્ઞસમારંભ કૃપાનાથની સમ્મતિથી યોજાયેલો અને કૃપાનાથની દૃષ્ટિતળે ઉજવાયેલો.

આ યજ્ઞના આચાર્યસ્થાને કૃપાનાથના એક જૂના ભક્તશિષ્ય ને આપણા ગુરુબંધુ ત્ર્યંબકલાલ આચાર્ય હતા. કૃપાનાથની કૃપાછાયાતળે જેમ અમદાવાદમાંથી "બ્રહ્મનાદ"-માસિક પ્રકટ થતું, તેમ કરાંચીમાંથી "હંસ" માસિક પ્રગટ થતું અને આ "હંસ" માસિકના તંત્રી તરીકે આ ત્ર્યંબકલાલભાઈ સેવાકાર્ય કરતા "શ્રીમદ્ ભાગવત"નું સપ્તાહ પારાયણ કરવાની એટલે વ્યાસ તરીકે વ્યાસપીઠપર બેસીને

" ભાગવત "ની કથા વાંચવાની પ્રાથમિક પ્રેરણા પણ ત્ર્યંબકલાલભાઈને સાક્ષાત્ કૃપાનાથ તરફથી પ્રાપ્ત થયેલી. આ યજ્ઞમાં યજ્ઞના આચાર્યતરીકે પણ તે પહેલાવહેલા હતા, અને એ પણ કૃપાનાથની કૃપાપ્રેરણાનું ફળ હતું. જેમ તે " સપ્તાહ '—પ્રેમી છે તેમ " યજ્ઞ "—પ્રેમી પણ છે—અને જ્યારે તે અમને એ યજ્ઞસત્રનાં દર્શન કરાવતા ત્યારે તેમનો યજ્ઞપ્રેમ પ્રકટ થઈ જતો, અને સાથે સાથે કૃપાનાથની કૃપાછાયાતળે આવા બીજા યજ્ઞો કરવાના તેમના શ્રદ્ધાપૂર્ણ સંકલ્પો પણ શબ્દોમાં આવી જતા...!

શ્રી. પ્રાગજી શેઠ, કરસનદાસભાઈ, ડાહ્યાલાલભાઈ, હીરજીભાઈ, દ્વારકાદાસભાઈ, રામજીભાઈ, ટોકરશીભાઈ, સોરારજીભાઈ, માધવજીભાઈ, ગંગારામભાઈ, ખીમજીભાઈ, ત્રિકમલાલભાઈ, તુલસીદાસભાઈ, ત્રિભુવનદાસભાઈ, સૂળજીભાઈ આદિ કરાંચીનાં ગુરુબંધુઓ ને બહેનોની સેવાભક્તિનાં દર્શન પણ આ યજ્ઞસત્ર દરમ્યાન ખૂબ થયેલાં, અને સેવાભક્તિની સાત્ત્વિક પ્રેરણા પણ ખૂબ મળેલી...!

આ વખતે કૃપાનાથ મુંબઈથી સીધા કરાંચી પધાર્યા હતા. મુંબઈમાં કૃપાનાથની સ્થિતિ ચોપાટીપર શેઠ જેઠાભાઈના બંગલામાં હતી—પછી કાંદીવલીમાં કલ્યાણજી શેઠના આરોગ્યભવનમાં કૃપાનાથ બિરાજેલા, અને પછી મલાડમાં શેઠ મગનલાલ ડાહ્યાભાઈના બંગલામાં સ્થિતિ કરેલી—ત્યારપછી સમુદ્રમાર્ગે કરાંચી પધારેલા.

મુંબઈથી કરાંચીસુધી સફર કરતી " બ્રિટીશ ઇન્ડીઆ સ્ટીમ નેવિગેશન કંપની "ની " વીટા " નામની સ્ટીમરમાં બિરાજીને કૃપાનાથ મુંબઈથી કરાંચી પધારેલા. એ " વીટા " સ્ટીમર દર સોમવારે સવારમાં મુંબઈના બંદરથી ઉપડતી અને બુધવારે સવારમાં કરાંચીના બંદરમાં પહોંચી જતી—એટલે એ સ્ટીમરની સફર લગભગ અડતાળીશ કલાકની હતી.

કૃપાનાથે આ " વીટા " સ્ટીમરમાં બિરાજીને કરાંચીતરફ જ્યારે પ્રયાણ કર્યું ત્યારે વિ. સં. ૧૯૮૭ના ફાલ્ગુન માસના કૃષ્ણપક્ષની તિથિ બારસને સોમવાર હતો.—( તા. ૧૬-૩-૧૯૩૧ ).

કૃપાનાથનો આ છેલ્લો પ્રવાસ હતો. આ પ્રવાસમાં મને—આ લેખક દયાળસિંહને પણ કૃપાનાથની સાથે સેવામાં રહેવાનો લાભ મળેલો—આ લાભ એ મારા જીવનનો અમૂલ્ય લાભ હતો. મુંબઈથી હું જૂનાગઢ ઘેર રેલવે રસ્તે આવેલો એટલે મારે પોરબંદરથી કૃપાનાથની સાથે સેવામાં પહોંચી જવાનું હતું.

આથી હું પણ સં. ૧૯૮૭ના ફાગણ વદિ બારશ સોમવારે સવારની ટ્રેનમાં જૂનાગઢથી પોરબંદર જવામાટે રવાના થયેલો. પોરબંદરસુધી મને વળાવવા માટે અને પોરબંદરના બંદરમાં નાંગરેલી " વીટા " સ્ટીમરમાં બિરાજેલા કૃપાનાથના દર્શન કરવા માટે મારા ભત્રીજા ચંદ્રસિંહ અને તેના મિત્ર મોહનલાલ પણ મારી સાથે પોરબંદર સુધી આવેલા.

જૂનાગઢથી જેતલસર-સત્તર માઇલ-સુધી જૂનાગઢ સ્ટેટ રેલવે—જેતલસરથી જામજોધપુર બેતાળીશ માઇલ—સુધી ગોંડલસ્ટેટ રેલવે—અને—જામજોધપુરથી પોરબંદર છત્રીશ માઇલ-સુધી ( ત્યારે ) પોરબંદરસ્ટેટ રેલવે હતી. જેતલસર જંક્શને ટ્રેન બદલવી પડતી અને જામજોધપુર સ્ટેશને તો ફક્ત એન્જિન બદલાતું.

જૂનાગઢથી પોરબંદર રેલવે રસ્તે પંચાણું માઇલ થાય: છતાં જૂનાગઢથી સવારમાં ઉપડેલા અમે છેટ સાંજે પોરબંદર પહોંચેલા. પોરબંદરમાં મારા સદ્ગત કાકાશ્રી

જાલમસિંહજીનાં પુત્રી બ્હેન ઉજમબ્હેનને ત્યાં અમે ઉતરેલા. મારાં ઉજમબ્હેનના પતિ કાંતિલાલભાઈએ મારી સ્ટીમરની ટિકિટ આદિ સબંધી વ્યવસ્થા કરી રાખેલી.

સવારમા સૂર્યોદય પહેલાં સ્ટીમર પોરબંદર આવી પહોચતી અને સૂર્યોદય પહેલાંજ પોરબંદરથી ઉપડી જતી–એટલે–સં. ૧૯૮૭ના ફાગણ વદિ તેરશ મંગળવારે સવારે વહેલા પરોઢિયામાં અમે પોરબંદરના બંદરે પહોચી ગયા, પરંતુ સ્ટીમર મોડી હોવાથી બીજા મુસાફરો સાથે અમારે પણ બંદર ઉપર ખોટી થવું પડ્યું. ( ચાલુ )

——[ * ]——

॥ ॐ ॥

## કૃપાનાથના જૂના શિષ્ય સદ્ગત ઓધવજી વાપા

[ લેખકઃ—શ્રી કરણસિંહ લા. ઠાકોર બી. એ ]

ત્રણ સુપુત્રો અને બહોળુ કુટુંબ છોડી બીલખાનિવાસી શ્રી ઓધવજી બાપા આષાઢ વદિ ૪/૨૦૦૨ ગુરુવારના સુપ્રભાતમાં સદ્ગત થયા છે–અવસાન પામ્યા છે. આ આષાઢી પૂનમ તેમના જીવનની છેલ્લી ગુરુપૂર્ણિમા હતી અતિ વૃદ્ધાવસ્થાને લઈને આ સમયે શ્રી સદ્ગુરુદેવના પૂજનમહોત્સવનો લાભ લેવા આનંદાશ્રમમાં આવી શક્યા ન હતા. અશક્તિ તો હતી, તેમા આગલે દિવસે એટલે બુધવારે જરા તાવ ભર્યો, એટલે તબીઅત લથડી તે આખો દહાડો તેમણે ગુરુદેવને સભારવામા અને સારાં રાગ ભજનો ગાવામાં ગાળ્યો. વચ્ચે વચ્ચે ઘરના માણસોને કહેતા જાય " જુઓ, જુઓ, ગુરુમહારાજ સાક્ષાત્ પધાર્યા છે." આમ કહેતા જાય અને ભજનો લલકારતા જાય કેટલીક વેળા ઘરનાં માણસોને તે કહેતા કે " ગુરુમહારાજ મને એક દહાડો ગોતી લેશે " તેમની આ વૃદ્ધવાણી ખરેખર સાચી પડી. ગુરુને વારે એટલે ગુરુવારેજ ગુરુદેવે તેમને ગોતી લીધા.

કૃપાનાથના જૂના શિષ્યો એક પછી એક જતા જાય છે, અને સાથે સાથે નાથજીવનનાં સંભારણાં મૂકતા જાય છે આનંદાશ્રમના અધિષ્ઠાતાશ્રી સ્થૂલદેહે બિરાજતા તે સમયની પ્રત્યેક કાર્તિકી અને આષાઢી ગુરુપૂનમનુ સ્મરણ થાય છે, અને માથોસાથ ઓધવજી બાપા સાંભરી આવે છે. ગુરુપૂજનપર આશ્રમમા આવેલા સજ્જનોના સ્નાનની વ્યવસ્થામાટે વહેલા પ્રભાતથી ઓધવજી બાપા કુવાકાંઠે ખડે પગે ઊભા હોય સ્નાનમાટે આવનાર ગુરુબંધુઓને પ્રેમથી સબોધતા જાય, ઓળખીતા સાથે મીઠી મીઠી વાતો કરતા જાય અને દરેકને ટાઢું ઊનું પાણી બરાબર મળતું રહે એ માટે મજૂરોને હસતે મોઢે સૂચના આપતા જાય. તેમની સેવાનું આ પહેલું દર્શ આ પછી ફરી ગુરુપૂજનપ્રસંગે શ્રવણમંદિરના મુખ્ય પ્રવેશદ્વારની અંદરના ભાગમાં વયોવૃદ્ધ ઓધવજી બાપા ઊભેલા દેખાય પૂજનમાં આવનાર નાના મોટા સૌને તેમની યોગ્યતા પ્રમાણે બેસવાનું કહેતા જાય–સ્વાગતયોગ્યનું સ્વાગત કરતા જાય–ઘોઘાટ ન થાય તેની કાળજી રાખતા જાય–સુવ્યવસ્થા જળવાઈ રહે તેની કાળજી રાખતા જાય સ્ટા. ૮॥ થી પૂજન શરુ થાય ત્યાથી ૧૧॥ પૂજન પૂરુ થાય ત્યાંસુધી દ્વારપાલની જેમ તે ઊભા હોય. દક્ષિણાભિમુખ રાખી સિંહાસનપર બિરાજેલા ધ્યાનમગ્ન ગુરુદેવની મૌનમુખમુદ્રાને નીરખતા જાય અને નોળવેલને સુધી નોળીઉં તાજું થાય એમ પ્રસન્નચિત્તે પોતાનું સેવાકાર્ય કરતા જાય. " બીલખા–આનંદાશ્રમ પોતાનું ઘર છે અને સદ્ગુરુદેવ સાચા પિતા છે " એવી

શુદ્ધ સમજથી તેઓ આશ્રમની સેવામાં સદૈવ તત્પર રહેતા અને તેથીજ તેઓ વયોવૃદ્ધ હોવા છતાં આશ્રમની સેવામાં તેમનામાં એક યુવકનો ઉમંગ દેખાતો-તેમનામાં સાચા સેવકની એકનિષ્ઠા દેખાતી-તેમનામાં પિતાના ઘરમાં કામ કરતા પુત્રનો મુંગો સેવાભાવ દેખાતો.

પ્રથમદષ્ટિએ આ તદ્દન સ્થૂલસેવા ગણાય. જરૂર એ સ્થૂલસેવા હતી-એ સેવા શરીરની હતી. ગિરિ પણ પોતાના ગુરુની સેવા આમજ કરતા. સેવા શરીરથી થાય છે, વાણીથી થાય છે કે દ્રવ્યથી એ જોવાનું નથી. જોવાય છે સેવકનો હૃદયપ્રેમ, સેવકની એકનિષ્ઠા, સેવકની વિનમ્ર તન્મયતા. આશ્રમની નાની મોટી સેવા ગુરુદેવનીજ સાક્ષાત્ સેવા છે એવું માનનાર ઓધવજી બાપા સેવામાં પોતાનું હૃદય રેડતા.

દેખાવમાં ઓધવજી બાપા જૂના જમાનાના ભોળાભલા માણસ લાગે, પોશાક જૂના જમાનાનો, બોલી જૂના જમાનાની અને બોલવાની ઢબ પણ જૂના જમાનાની. શાળાનું ભણતર પણ તે ઓછું ભણ્યા હતા અને ધર્મનાં મોટાં પુસ્તકોનો ઊંડો અભ્યાસ પણ ઓછો કર્યો હતો, છતાં ઓધવજી બાપામાં કાંઈક એવું હતું કે જેની અદેખાઈ આવે છે. તેમની યાદી આવતાં ચિત્ત પ્રસન્ન થાય છે અને ગુરુચરણમાં રહેલી તેમની મુંગી ભક્તિમાટે માન ઉપજે છે. આ વૃદ્ધ પુરુષ ગુરુમહારાજની જ્યારે વાતો કરતા ત્યારે ઓધવજી બાપા ન રહેતા. દેશી કપડામાં વિંટાયેલા, અભણ ઓધવજી બાપા બદલી જતા. પાતાળકૂવો ફૂટ્યો હોય એમ તેમની વાણીમાંથી મીઠું ઝરણું શરુ થાય. ગુરુદેવના ગુણ ગાતા જાય અને ડોલતા જાય. ગુરુદેવની વાતો કરતા જાય અને ગદ્ગદ્ બનતા જાય. ગુરુદેવની વાતો કરતા જાય અને આંસુ ટપટાવતા જાય. વાતો કરતા જાય અને પ્રેમના આવેશમાં આવતા જાય. તેમને સ્થળનું ભાન રહે નહિ, સમયનું ભાન રહે નહિ. ઉત્સાહપૂર્વક મસ્તની જેમ તેઓ વાતો કરતા જાય. ઓધવજી બાપા યાદ આવે છે ત્યારે નાથજીવનની તેમની વાતો યાદ આવે છે, વાતો કરવાની તેમની ઢબ યાદ આવે છે, તેમની તન્મયતા યાદ આવે છે.

મને વારંવાર એક પ્રશ્ન થયા કરે છે કે જીવનમાં શું પ્રાધાન્ય છે? બીજાને આંજી શકે એવું શાસ્ત્રજ્ઞાન કે ઇષ્ટદેવનું સ્મરણ થતાં ઓગળી જાય એવું હૃદય? જેને જે ગમે તે મેળવે પણ ઓધવજીભાઈએ તો બીજું મેળવ્યું હતું. અભણ ઓધવજી બાપામાં આવું હૃદયડોલન ક્યાંથી આવ્યું હશે? ગુરુદેવને સંભારતાં ઓધવજી બાપાની આંખો ભીની કેમ બનતી હશે? આ પ્રતાપ હતો ગુરુદેવની પારમેશ્વરી શક્તિનો, આ મહિમા હતો ગુરુદેવનાં સતત દર્શનસમાગમનો.

ગુરુદેવ હતા મોટા માનસશાસ્ત્રી. જેની જેની યોગ્યતા એવું ભણતર તેઓશ્રી ભણાવતા. તેઓશ્રી એવું ભણતર ભણાવતા કે તે ભણ્યા પછી બીજું ભણતર ન ભણવું રહે. તેઓશ્રી એવું ભણતર ભણાવતા કે પછી ભણતરની ભૂખ જ ન રહે. તેઓશ્રીએ આવુંજ કાંઈ ભણતર ઓધવજી બાપાને ભણાવ્યું હતું એટલેજ એ જાડામોટા ભલાભોળા પુરુષમાં જીવનપલટો આવ્યો હતો.

ઓધવજી બાપા બીલખાના દરબારશ્રી આલાવાળાના કોચમેન-ગાડી હાંકનારા હતા. બીલખાથી જૂનાગઢ અને બીલખાથી મેંદરડા ગુરુદેવને દરબાર સાહેબની ગાડીમાં પધરાવવાની અમૂલ્ય તક ઓધવજી બાપાને ખૂબ સાંપડેલી. આ સ્થૂલસેવાના બદલામાં આ મહાસંત તેમના જીવનસુકાની બન્યા હશે અને તેથીજ ઓધવજી બાપાની આંખમાં પ્રેમની ચમક હતી. તેમની વાણીમાં ગુરુએ આપેલ જ્ઞાનપ્રસાદીની મીઠાશ હતી, તેમના મોઢાપર

આનંદાનું હાસ્ય હતું, ગુરુકૃપાથી તેમનું હૃદય આર્દ્ર બન્યું હતું, પ્રેમાળ બન્યુ હતું, ગુરુ ચરણગત બન્યુ હતું; એટલેજ ગુરુદેવની તેઓ વાતો કરતા જાય અને સાંભળનારને તેમાં તરબોળ કરતા જાય, પોતે ગદ્‌ગદ બનતા જાય અને સાભળનારને ગદ્‌ગદ બનાવતા જાય, પોતે આંસુ સારતા જાય અને સાભળનારની આંખોમા પાણી લાવતા જાય–પોતે ડોલતા જાય અને સામાને ડોલાવતા જાય અને મસ્તની પેઠે વચ્ચે વચ્ચે "ગુરુમહારાજની બલિહારી"ના મંગલ શબ્દો ઉચ્ચારતા જાય. અભણમા પણ આવુ શબ્દમાધુર્ય રેડી શકે, શાસ્ત્ર નહિ જાણનારમાં પણ સાચો પ્રેમદીપક પ્રકટી શકે, અને અજ્ઞાન અંધને પણ દિવ્ય ધામભણી દોરી શકે એવા બીલખાના એ મહાયોગીને અનેક પ્રણિપાત છે

ગુરુદેવ બિરાજતા સારે ઘણીવેળા ઓધવજી બાપા આશ્રમમા સૂતા અને વહેલા ઊઠી ભાણ સાહેબ તથા રવિ સાહેબના ભજનો લલકારતા. આ ભજનોનો સૂર ગુરુદેવને કાને પડતો ઓધવજીભાઈ કહે "એક વેળા ગુરુમહારાજ પ્રભાતમા શૌચ પધારતા હતા ત્યારે પ્રસન્નચિત્તે મને આજ્ઞા કરી કે "આનંદથી એ ભજનો બોલતા રહેજો." ગુરુદેવની આ આજ્ઞા મેં શિરોધાર્ય કરી બસ થયુ તેમને ગુરુમહિમાની પ્રસાદી મળી, અને ભાણ સાહેબ તથા રવિ સાહેબના ભજનોએ તેમને ગુરુભક્તિમાં બળ આપ્યુ.

ઓધવજી બાપા ગયા છે, પણ પોતાના જીવનની છાપ છોડતા ગયા છે પોતે ગયા છે, પણ ગુરુગુણ ગાવાની ધગશ મૂકતા ગયા છે પોતે ગયા છે, પણ ગુરુગુણ ગાતી કાનીતેની વાણીનું સંભારણું મૂકતા ગયા છે તેઓ બીલખામાંજ વસ્યા અને બીલખામાંજ જીવન પૂરુ કર્યું. ગુરુદેવની બાજુમાજ રહ્યા ને ગુરુદેવની છાયામાંજ દેહ છોડ્યો. તેમના પુત્રોમા તેમજ તેમના કુટુંબીજનોમા એમનો ગુરુપ્રેમ ઉતરો અને તેમને સૌને નાથચરણમા પ્રેરો મરનારના જીવાત્માને અખંડ સુખ અને શાંતિ અર્પો એવી અંતિમ પ્રાર્થના નાથશ્રીને કરી વિરમીએ અલ્પ માનવથી બીજું શુ થાય?

——[ * ]——

## श्रीआनंदाश्रम-समाचार

(આષાઢ માસ)

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક**— શ્રી. જટાશંકર હીરજી–(રુદ્રાભિષેક) શ્રી. કરમનદાસ હરજી વડુકુલ–(બે રુદ્રાભિષેક) શ્રી પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી–વડોદરા–(લઘુરુદ્ર) જામજોધપુરવાળા સ્વ. વિઠ્ઠલજી અંબારામ–ભટ્ટ હા. શ્રી નથુરામ લક્ષ્મીરામ પંડ્યા–નાકરા.

**મુખ્યભેટ**—રૂા. ૧૧–૦–૦ શ્રી. શેઠ દામોદરદાસ નાનજીભાઈ–ભાવનગર હા. શ્રી. શિવલાલભાઈ દામોદરદાસ રૂા. ૧૧–૦–૦ શેઠ ભવાનભાઈ ભીખાભાઈ–ભાવનગર રૂા. ૨૫–૪–૦ શેઠ ઈંદુકુમાર લાયાલાલ ઠક્કર–ભાવનગર.

**ભોજનો ને થાળો:**—રૂા ૧૯–૪–૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી–બોટાદ. (જેઠ સુ ૧૫ના.) રૂા. ૧૦–૦–૦ શ્રી. મંગળદાસ કેશવલાલ ભકતનરફથી તેમના પુત્ર ચિ. મનુભાઈને યજ્ઞોપવીત પ્રસંગે

**થાળ**—રૂા ૨–૦–૦ શ્રી નાનાલાલ જીવનલાલ–બીલખા. રૂા. ૧–૪–૦ મણિબેન –બીલખા રૂા. ૧–૪–૦ શાસ્ત્રી દયારામ મૂળજી–આનંદાશ્રમ રૂા. ૧–૪–૦ શ્રી ત્રિભુવન વિઠ્ઠલજી દવેના આત્મકલ્યાણાર્થે હા શ્રી રમણિકલાલ ત્રિભુવન દવે રાજકોટ.

રૂ. ૧-૪-૦ શ્રી. જયશંકર ભગવાનજી-તારાપુર. રૂ. ૨-૮-૦ શેઠ પ્રાગજી દેવજી-મોરખી. રૂ. ૨-૮-૦ શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત-(બે થાળ.) રૂ. ૧-૪-૦ એક ભક્ત-કુંડલા. રૂ. ૧-૪-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ. રૂ. ૧-૮-૦ સ્વ. ગૌરીશંકર બાઈશંકર-જોરાવરનગર તરફથી અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી (થાળ). રૂ. ૧-૪-૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના-માંગરોળ. રૂ. ૧-૪-૦ સ્વ. સાકરબેન-હા. દેવુબાઈ દામજી-બાંટવા. રૂ. ૧૫-૦-૦ શ્રી. મોહનલાલ રામપ્રસાદ-સાંઢણીધારવાળાતરફથી એક વર્ષપર્યંત દર પૂર્ણિમાએ થાળ ધરવામાટે (૧૨ થાળના.) ૨-૮-૦ શ્રી. હરિશ્ચંદ્ર પ્રભાતસિંહ-રાજકોટ (૨ થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. મૂળજી ગોકળ-કોલકી. રૂ. ૧-૪-૦ સુતાર રૈયા દેવજી-કોલકી. રૂ. ૧-૪-૦ શ્રી. મનજી હરજી-જૂનાગઢ. રૂ. ૨-૮-૦ શ્રી. ડાહ્યાલાલ કાનજી-બોલગામડા. (૨ થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. વશરામ જેઠા-વાળોતરા. રૂ. ૧-૪-૦ ડૉ. લક્ષ્મીશંકર લાલજી વ્યાસ -ધોરાજી. રૂ. ૨-૦-૦ શ્રી. રામજી રણછોડ-કુતિયાણા. રૂ. ૧-૪-૦ શ્રી. દેવશંકર રણછોડ જાની -કુતિયાણા. રૂ. ૧-૪-૦ શ્રી. કરશનદાસ શ્યામજી-દરાંગી. રૂ. ૧-૪-૦ સ્વ. શિવલાલ બહેચર મહેતા-ટંકારા. રૂ. ૧-૪-૦ શ્રી. ગાંડાલાલ બહેચર મહેતા-ટંકારા. રૂ. ૧-૪-૦ હરજી રામજી ગીગા-નારી. હા. શ્રી. મા. ના. ચંદરાણા. રૂ. ૧-૪-૦ શ્રી. દેવશંકર રામજી -કુતિયાણા. રૂ. ૧-૪-૦ શ્રી. શાંતિલાલ દેવશંકર-ટંકારા. રૂ. ૧-૪-૦ શ્રી. વ્રજલાલ વનમાળી દહાણું. રૂ. ૧૦-૪-૦ શ્રી. નથુરામ લક્ષ્મીરામ પંડ્યા-નાકરાવાળા તરફથી ભટ્ટ વિઠ્ઠલજી અંબારામના આત્મકલ્યાણાર્થે આઠ થાળના.

અખંડદીપકઃ—રૂ. ૦-૧૨-૦ વૈદ્ય જયશંકર ભગવાનજી-તારાપુર. રૂ. ૦-૮-૦ શેઠ પ્રાગજી દેવજી-મોરખી. રૂ. ૧-૪-૦ શ્રી. ગોરધનદાસ હીરજી-ચાંપરાજ ચરખા. રૂ. ૦-૧૨-૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના-માંગરોળ. ૧-૦-૦ શ્રી. અરજણ રવજી-બાંટવા. રૂ. ૧-૦-૦ સોની મગળજી મોતીભાઈ. રૂ. ૦-૧૦-૦ શ્રી. ડાહ્યાલાલ કાનજી-બોલગામડા. રૂ. ૧-૦-૦ શ્રી. વશરામ જેઠા-વાળોત્રા રૂ. ૧-૨-૦ શ્રીમતી મણિબેન-ખીલખા. રૂ. ૦-૧૫-૦ શ્રી. વ્રજલાલ ગાંડાલાલ આદિ-ટંકારા. રૂ. ૧-૦-૦ નંદુબેન માવજી-જૂનાગઢ. રૂ. ૧૦-૪-૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદીનાં ધર્મપત્ની શ્રીમતી અન્નપૂર્ણા તરફથી. રૂ. ૧-૦-૦ શ્રીમતી મણિબહેન -જોરાવરનગર. ૪-૦-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-વડોદરા. રૂ. ૦-૩-૬ શ્રી. કરસનદાસ હરજી-વડુફુલ. રૂ. ૦-૮-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ.

———[ * ]———

## સુધારોઃ—

ગત વર્ષ ૧૪ માના અંક ૯ માના પૃષ્ઠ ૧૩૪ મે પાને છપાયેલો ઈશ્વરોપાસનાનો લેખ પૂજ્યપાદ કૃપાનાથનો લખેલો નથી, પણ તે લેખના સંપાદક શ્રી. મ. ત્રિ. ભટ્ટ સૂરતવાળા છે એમ તે અસલ ખરડાપરથી જણાયું છે.

વર્ષ ૧૪માના અંક ૧૨માના પૃ. ૧૮૭મે આષાઢી પૂર્ણિમાના દિવસના સમય-પત્રકમાં સવારના ૬થી ઉત્થાન છે ત્યાં સવારના પાંચથી કાર્યક્રમ ચાલુ થયો હતો. વર્ષ ૧૫માના પ્રથમાંક પૃષ્ઠ ૯ મે આષાઢી ગુરુપૂર્ણિમા મહાપૂજનના લેખમાં શેઠ રવજી દેવજી ગાંધી-જામનગરવાળાએ એમ છપાયું છે તેને બદલે શેઠ હરજીવન કેશવજી શાહ-મુંબઈવાળાએ એમ સુધારીને વાંચવું જોઈએ, અને શ્રી. શેઠ ઈંદુકુમાર ભાયાલાલ યાજ્ઞિકને બદલે ઠક્કર એમ સુધારી લેવું જોઈએ.

૨-૦-૦ બેન ઉમયાબેન માણેકલાલ-ઉપલેટા
૨-૦-૦ „ હેમકુંવરબેન-ભાણવદર
૧-૮-૦ શ્રી. નવલશંકર જેશંકર
૦-૪-૦ „ રામસંગ માનસંગ
૦-૪-૦ „ મોતી ટીલા
૧-૦-૦ „ જેરામ દેવશી-રાણાવાવ
૦-૮-૦ ડૉ. દલપતરામભાઈ-નવાગામ
૧-૦-૦ પ. ચૈતન્યપ્રકાશજી-જૂનાગઢ
૧-૦-૦ શ્રી. ભવસુખરાય ઇશ્વરલાલ અમરજી કચેરી-જૂનાગઢ હા. શ્રી. દયાળસિંહજી ઠાકોર
૦-૪-૦ એક ગૃહસ્થ
૧-૪-૦ શ્રી. દામાભાઈ-જામનગર
૨-૦-૦ „ લાભશંકર ભવાનીશંકર-પોરબંદર
૨-૦-૦ „ ગિરધરલાલ જયશંકર વ્યાસ -બીલખા
૧-૦-૦ „ ડાહ્યાલાલ છગનલાલ-આકોલવાડી
૧-૦-૦ „ વશરામ જેઠા વાળોતરા
૦-૫-૦ „ બાલુભાઈ રામજી-આકોલવાડી
૦-૫-૦ „ ડાહ્યાલાલ છગનલાલ „
૦-૫-૦ „ મોહનલાલ રાઘવજી „
[illegible]-૦-૦ „ જયશંકર પ્રાગજી „
[illegible]-૪-૦ „ દેવજી રૂડા-પોરબંદર
૧-૦-૦ „ રતિલાલ મંગળજી-મોજીરા
૧-૪-૦ „ દેવશી ખીમા-ભાણવદર
૧-૦-૦ „ કાનજી પ્રેમજી-રાણાવાવ
૧-૦-૦ „ હેમરાજ પ્રેમજી „
૦-૧૨-૯ પરશુરામ મંદિરમાંથી

૧-૦-૦ ડૉ. લક્ષ્મીશંકર લાલજી-પોરબંદર
૧-૦-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ -પોરબંદર
૧-૦-૦ „ લાલજી ઝીણાભાઈ-જૂનાગઢ
૨-૦-૦ „ ચત્રભુજ હરજી-માધવપુર
૧-૦-૦ „ મગનલાલ આણંદજી-કુંડલા
૧-૦-૦ „ લાલજી નાગજી „
૨-૦-૦ „ દુર્લભજી નાગજી „
૦-૮-૦ „ ગિરજાશંકર ત્રિકમજી
૦-૪-૦ શ્રી. શામજી રણછોડ
૧-૦-૦ „ ભુરા પ્રેમજી
૧-૦-૦ શેઠ ઈંદુકુમાર ભાયાલાલ ઠક્કર તરફથી ભોજન ભેટ
૧-૦-૦ શ્રી. દેવશંકર રણછોડ જાની
૩૬-૦-૬ કરાંચી આનંદાશ્રમમાં દરરવિવારે પૂજન થતાં ૨૭ રવિવાર વૈ. સુ. ૧૫સુધીની ભેટ રૂ. ૨૪-૧૫-૦ તથા કાર્તિકી પૂનમની ભેટના રૂ. ૧૧-૧-૬ મળીને. હા. શ્રી. કરસનદાસભાઈ
૧-૪-૦ શ્રી. વાલજી રવજી-કરાંચી યજ્ઞોપવીત પ્રસંગે
૫-૦-૦ „ પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ
૧-૪-૦ „ પોપટલાલ તારાચંદ વકીલનાં ધર્મપત્ની-જૂનાગઢ
૫-૦-૦ „ નારીવાળા રામજી ગીગા બે વરસના ભેટના

( બાકી રહેલ ભેટ તથા પૂર્ણિમાની ભેટ હવે પછી છપાશે. )

**અમરેલી—દિવ્યજીવનમંડળના સુમુક્ષુજનોએ** ગત આષાઢી પૂર્ણિમાના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન વિધિપૂર્વક કર્યું હતું, અને ભજનકીર્તન થઈ રહ્યા પછી ડૉ. શ્રી. દ્વારકાદાસ વસાવડાસાહેબે શ્રીઉપદેશગ્રંથાવલિના નવા ગ્રંથનું વાચન કર્યું હતું, કેટલાક ભાગનું વાચન શ્રી. મગનભાઈએ કર્યું હતું. તેમજ ભુવા વૃંદાવનદાસજીએ હરિકીર્તન કર્યું હતું. રાતના ૯॥ થી સવારના ૬॥ સુધી અખંડ ભજન ધૂન થયાં હતાં, તથા થયેલી ભેટ આનંદાશ્રમમાં તેમણે મોકલી આપી હતી.

**શ્રીકરાંચી—આનંદાશ્રમસુમુક્ષુમંડળમાં** શ્રીગુરુપૂર્ણિમામહોત્સવ સારીરીતે ઉજવાયો હતો. તેમાં લગભગ ૧૫૦ ગુરુબંધુ તથા બહેનોએ લાભ લીધો હતો. જેનો કાર્યક્રમ નીચે પ્રમાણે રાખવામાં આવ્યો હતો.

પ્રાત:કાલે

૯ થી ૯॥ સંયમ.

૯॥ થી ૯॥। મહાપૂજન

૯॥। થી ૧૦॥ શ્રીઉપદેશગ્રંથાવલિનું વાચન.

૧૦॥ થી ૧૧॥ પૂજ્ય સ્વામી શ્રીસિદ્ધનાથજીનું ગુરુમહિમાપર વ્યાખ્યાન

૧૧॥ થી ૧૨ કીર્તનાદિ

૧૨ થી ૧૨॥ આરતી ને પ્રસાદ.

રાત્રિના

૯ થી ૧૦॥ હરિકીર્તન. કર્તા શ્રી. દેવશંકર મહાશંકર યાજ્ઞિક "ધ્રુવ ચરિત્ર" ઉપર.

**શ્રીઅમદાવાદ—આનંદાશ્રમમાં** શ્રીગુરુપૂર્ણિમાનો મહાપૂજનમહોત્સવ પણ ઉજવાયો હતો વર્તમાનમા શહેરની અશાંતિને લીધે કેટલાક બંધુબહેનો આવી શક્યાં નહોતા, તોપણ એલીસબ્રીજ્યભાગમાં વસતાં ગુરુબંધુઓ તથા બહેનો ને અન્ય સનાતનધર્મપ્રેમી ભક્તોએ આ મહાપૂજનમા સારો ભાગ લીધો

શ્રી રવિશંકરભાઈ રાવળ ચિત્રકાર, સ્વ શ્રી જયેગરામભાઈના સુપુત્ર ચિ ભાઈ નિરંજનકુમાર કુટુંબીજનો સાથે આવ્યા હતા પૂજન થઈ રહ્યા બાદ શ્રી. રવિશંકરભાઈએ "શ્રીસદ્‌ગુરુદેવની મહત્તા" એ વિષયપર સુંદર પ્રવચન કર્યું હતું ત્યારબાદ ચિ સુધીરભાઈ (સ્વ શ્રી જેઠારામભાઈના દૌહિત્ર)એ ભાવપૂર્ણ પ્રભુસ્તુતિ ગાઈ સમજાવી સૌને આર્દ્ર કર્યા પશ્ચાત્ સૌને પ્રસાદ તથા ચરણામૃત અપાયા હતાં

ઉપરાંત શ્રી પોરબંદર—આનંદાશ્રમ, લીંબડી—આનંદાશ્રમ, મોજીદડ—આનંદાશ્રમ, કુંડલા, માડલ, જમુસર આદિ સ્થળોએ પણ શ્રીગુરુપૂર્ણિમાનો મહાપૂજન મહોત્સવ ઉત્સાહપૂર્વક ઉજવવામા આવેલ છે

સંવત્ ૨૦૦૨ની આષાઢી પૂર્ણિમા મહાપૂજન મહોત્સવમા **શ્રીઅમદાવાદ—આનંદાશ્રમમાં** નીચે પ્રમાણે ભેટ આવી છે—

| | |
|---|---|
| ૧–૦–૦ | શ્રી રવિશંકર મહાશંકર રાવળ |
| ૧–૦–૦ | ,, બહેન નર્મદા બહેન ,, |
| ૧–૮–૦ | ,, નિરંજનકુમાર જેઠારામ ભટ્ટ |
| ૧–૦–૦ | ,, સુધીરભાઈ ચન્દ્રવદન |
| ૦–૮–૦ | ,, જયશંકર મયારામ ભટ્ટ |
| ૦–૮–૦ | સૌ દયાગૌરી જેશંકર ભટ્ટ |
| ૦–૫–૦ | શ્રી બદ્રેયપ્રસાદ મ ભટ્ટ |
| ૦–૪–૦ | ચિ કૌમુદી બહેન જે ભટ્ટ |
| ૦–૪–૦ | ,, બહેન માલિની બહેન |
| ૦–૪–૦ | ,, અનિરુદ્ધભાઈ |
| ૦–૮–૦ | ,, એક ભક્ત કુટુંબ |
| ૧–૪–૦ | શ્રી ઉછરંગરાય શંભુરામ વોરા |
| ૮–૫–૦ | કુલ હા શાસ્ત્રી જયશંકર મ ભટ્ટ |
| ૧–૪–૦ | શ્રી ઉછરંગરાય શંભુરામ છાયારામ તરફથી થાળ |
| ૪–૦–૦ | ચિ ભાઈ ભાનુ તરફથી સ્વ બહેન દેવકુંવરના આત્મકલ્યાણાર્થે પૂજન સામગ્રી, પ્રસાદ, થાળ ઇત્યાદિ ખર્ચમા વાપરવા અર્થે આવેલ તેથી સર્વ સામગ્રી તેમના તરફથી ધરાવવામા આવી હતી |
| | હા શાસ્ત્રી જ મ ભટ્ટ |

——[ * ]——

## વિજ્ઞપ્તિ

ભાદરવા સુદિ ૧૨ (વામનજયંતી) નિમિત્તે રવિવાર તા ૮ સપ્ટેંબર ૧૯૪૬ સવારના સ્થા ટા ૧૦॥ થી ૧૧॥ માધવભુવન કાંદાવાડીમાં પૂજ્યપાદશ્રીનુ મહાપૂજન કરવામાં આવશે લિ આનંદાશ્રમ મુમુક્ષુમંડળ

——[ * ]——

Reg. No. B. 3087.

સને ૧૯૪૬ તા. ૨૫ ઑગસ્ટ



શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર
આનંદાશ્રમ
P. O. Bilkha (Kathiawar-India)

બુકપોસ્ટ શ્રી ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ,
મુંબઈ ૪

# વિજ્ઞપ્તિ

'શ્રીમન્નાથસત્સંગમંડળ' દર રવિવારે સવારે ૧૦થી ૧૧ વાગ્યા સુધી વનિતા-વિશ્રામના સભાખંડમાં પૂ. સદ્‌ગુરુદેવ શ્રીનાથભગવાન્ પ્રણીત ગ્રંથોનું વાચન કરે છે. તે સમયે પુસ્તકો પડત કિંમતે મળશે. તો લાભ લેવા સૌને વિનતિ છે. ઉપરાંત દરરોજ પુસ્તકો મળવાનું સ્થળઃ—નં. ૩૩, ખોખા બજાર-મુંબઈ, ૩.

લિ. 'શ્રીમન્નાથસત્સંગમંડળ'-મુંબઈ-૩

શ્રીમન્નાથસત્સંગમંડળ તરફથી મુંબઈમાં શ્રીગુરુપૂર્ણિમા મહાપૂજન મહોત્સવ ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવ્યો હતો, જેમાં આશરે ૧૨૫ બંધુ-બહેનોએ લાભ લીધો હતો. વિધિપૂર્વક પૂજન થઇ રહ્યા બાદ શ્રી. સૂર્યશંકર ન. પરિયાએ ભાવભરી રીતે પ્રાર્થના કરી પછી શ્રી. વિઠ્ઠલદાસભાઈ ભજન કીર્તનો બોલ્યા હતા ને સૌને પ્રસાદ ચરણામૃત અપાયાં હતાં. ભેટના રૂા. ૮૧-૧૨-૩ (હા. રૂપસિંહજી રાણા) આવ્યા છે.

——[ * ]——

શ્રી આનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઇમાં ગત આષાઢી પૂર્ણિમાએ પ્રભુશ્રીનું મહાપૂજન કરવામાં આવ્યું હતું. જેમાં ગુરુબંધુઓ તરફથી પૂજન ભેટના રૂા. ૩૮/- ભેટ આવેલી છે.

——[ * ]——

## ખેદજનક અવસાન

શ્રીમન્નાથસત્સંગમંડળમુંબઇના સભ્ય શ્રી. દ્વારકાદાસભાઈ (શ્રી. નારણદાસ જમનાદાસ જામજોધપુરવાળાના પુત્ર) નું યુવાન વયે ખેદજનક અવસાન થયું છે. તે અંગે શ્રીમન્નાથસત્સંગમંડળની સભા તા. ૨૧ જુલાઈ રવિવારે વનિતાવિશ્રામમાં મળી હતી. મંડળે શોક પ્રદર્શિત કરી શ્રી. નારણદાસભાઈ પ્રતિ દિલસોજી વ્યક્ત કરી હતી. અને સદ્‌ગતના આત્માને પરમ શાંતિ અર્પવા પરમકૃપાળુ શ્રી સદ્‌ગુરુદેવપ્રતિ પ્રાર્થના કરી હતી.

——(*)——

વર્ષ ૧૫ મું
શ્રાવણ
અંક ૩
સંવત્ ૨૦૦૨

॥ ૐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂા ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પી બીલખા

सुधास्रवं नाथवचः प्रसन्नं सुधास्रवं नाथविलोकितं च।
सुधास्रवं नाथमनः प्रसन्नं सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

સુધાસ્રવતું છે નાથનું નિર્મળ બોલવુ ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ જોવુ ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ અંતઃકરણ ! સુધાસ્રવતું છે નાથના નિવાસનું નિર્મળ ધામ-આનંદાશ્રમ ! ! !

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|


———[ * ]———

શ્રી. મંત્રી સૌથેંના કામ માટેનો પત્રવ્યવહાર હવે પછી
નીચેના શિરનામે કરવાનો છે:—

**શ્રીમાન્ મંત્રી,**

આનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-કાઠિયાવાડ

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મનસુખલાલ ગોકુળદાસ દેસાઈ, વેદાંતકુટીર-માંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેશવચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૫ મું ] સંવત્ ૨૦૦૨ શ્રાવણ [ અંક ૩ જો

## મનને બોધ

[ કર્તા—શ્રી ચતુરભાઈ આશાભાઈ પટેલ ]

( હમેરો ચાલ્યો જવાનો એકલો રે..... એ રાગ )*

સદ્‌ગુરુ સેવા કરો બહુ પ્રેમથી રે, આણીને ઉરમાંહી અતિ ઉમંગ—સદ્‌ગુરુ૦ ૧
સદ્‌ગુરુ સેવા સદ્‌બુદ્ધિ આપશે રે, જેથી કારજ સઘળાં શુભ થાય (૨)* „ ૨
સદ્‌ગુરુ સેવા સુંદર ફળ આપશે રે, જે છે મુક્તિતણા દેનાર „ ૩
ભજજે ભજજે તું શ્રીમન્નાથને રે, જે તારા હૈયાતણા છે હાર „ ૪
આવો અવસર મળે નહિ તુજને રે, જે તને જ્ઞાનતણા છે દેનાર. „ ૫
ભાગ્યશાળી થયો તું જીવડા રે, હાજરાહજુર મળ્યા છે શ્રીનાથ „ ૬
માત ને પિતા ન સાંભરે તુજને રે, તારી અધિક કરી બરદાસ „ ૭
વ્યવહારે રહીને પરમાર્થ સાધજે રે, રહેતો ન ગાફેલ જીવડા લગાર „ ૮
સફળ થાશે આ જિંદગી જાણજે રે, તાગે શ્રીનાથતણો રે આધાર. „ ૯
ભજજે ભજજે કહું છુ દિન રાતડી રે, ભજતાં આવે આ ભવનો પાર „ ૧૦
તજજે તજજે દુર્ગુણ સૌ મનતણા રે, જેથી કાયા કંચન થઇ જાય „ ૧૧
જીવન સફળ કરી તું જંપજે રે, તે વિણ શાંતિ નથી તલભાર „ ૧૨
સદ્‌ગુરુ વ્યાપી રહ્યા છે વિશ્વમાં રે, સઘળે સભર ભર્યા છે શ્રીનાથ „ ૧૩
હૃદયમંદિર પધારો આ ઘડી રે, વાળી ઝૂડી રાખું હું સાફ „ ૧૪
ધીરજ રહેતી નથી હવે મુજને રે, કહું છું હૃદય ખોલીને સાફ „ ૧૫
આવી પહોંચોને મારા નાથજી રે "ચતુર" વિનવે છે વારંવાર „ ૧૬

——[ * ]——

* દરેક ચરણની બીજી લીટી બે વાર બોલવાથી ગાવામાં અનુકૂળ આવશે.

# શ્રીનાથપ્રવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

જો પરમાત્માના પરમપવિત્ર ને પરમાનંદરૂપ ધામમાં જવું હોય તો મારે આ નામરૂપાત્મક સંસારરૂપ વનના પ્રેમનો ત્યાગ કરી, પરમાત્મામાંજ પરમપ્રેમ રાખી, તેમની કૃપા સંપાદન કરવા તેમણે ઉપદેશેલા વિચારનું ને આચારનું શુદ્ધભાવથી સતત સેવન કરવું જોઇએ, ને શુદ્ધભાવે તેમનેજ મારા સર્વસ્વરૂપ માનવા જોઇએ.

" दुर्लभं त्रयमेवैतद्देवानुग्रहहेतुकम् ।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥ १ ॥"

મનને, વાણીને ને જીભને પરમાત્માની અભિમુખ રાખવા બહુ પ્રયત્નશીલ રહો.

ગુરુશાસ્ત્રની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરવું એ ભયંકર કાળા ઝેરી નાગના મોઢામાં હાથ આપ્યા સમાન છે એ નજ ભૂલશો.

પાપસંસ્કારો ને અજ્ઞાન મનુષ્યના મનના ઊંડાણમાં ખિન્નતા રખાવે છે.

અંતર્યામીની અભિમુખવૃત્તિ રાખશો કે જેથી તમને શુભમાર્ગે દોરવાની તેઓ કૃપા કર્યા કરે.

પાછળથી પસ્તાવું પડે એવો કોઇ પણ વિચાર કે એવું કોઈ પણ કર્મ નજ કરશો.

અંતઃકરણને ઉત્તરોત્તર વધારે જાગૃતિવાળું તથા સહનશીલ રાખી તેને પરમાત્માની વિશેષ અભિમુખના સેવનારું કરતા રહેશો.

શુદ્ધભાવથી પરમાત્માનો પરમાનુગ્રહ મેળવવા યથાવિધિ પ્રયત્ન કરનાર-પર પરમાત્મા પોતાનો અપૂર્વ પરમાનુગ્રહ દર્શાવવા સર્વદા સર્વથા સમર્થ મનાય છે.

" तत्पादुके सेव्यताम् " એ ભગવાન્ ભાષ્યકારના વચનાનુસાર પરમાત્માની વા બ્રહ્મોપદેષ્ટા સદ્‌ગુરુની પાદુકાનું સેવન મુમુક્ષુએ કરવું જોઇએ,—તેમણે ઉપદેશેલા સદ્વિચારનું ને સદાચારનું મુમુક્ષુએ શ્રદ્ધાપ્રીતિથી સેવન કરવું જોઇએ.

તેમના પવિત્ર ચરણકમલની રજથી પવિત્ર થયેલી પાદુકાનું પૂજન કરવાથી વા તેનો સ્પર્શ કર્તાને ન્યૂન ફલનો લાભ થાય છે, ને તેમણે ઉપદેશેલા સદ્વિચારના ને સદાચારના સેવનથી કર્તાને અધિક લાભ થાય છે.

" विना महत्पादरजोऽभिषेकम् " એ શ્રીભાગવતના વચનનો ભાવ પણ ઉપર પ્રમાણેજ સમજવો જોઇએ, અર્થાત્ મહાપુરુષના ચરણારવિંદની રજનો મનુષ્યના મસ્તકપર અભિષેક થાય તે પુણ્યના કરતાં એમની શુભાજ્ઞાઓના પરિપાલનરૂપ ચરણરજનો મનુષ્યના મસ્તકપર અભિષેક થાય એ પુણ્ય મોટું ગણાય છે.

સેવ્યની ઇચ્છાને વશ વર્તનાર સેવક જેટલો લાભ મેળવી શકે છે તેટલો લાભ પોતાની ઇચ્છાને વશ વર્તનાર સેવક મેળવી શકતો નથી. ( ચાલુ )

# नरपति उत्तम

[ અનુવાદક.-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસધાન પૃષ્ઠ ૨૦ થી )*

स तस्यैवं वचः श्रुत्वा विमृश्य च नरेश्वर ।
सर्वोपकरणैर्युक्तमारुरोह महारथं ॥ ४२ ॥

તે રાજા તે બ્રાહ્મણનું વચન સાભળીને તથા તે ઉપર ઘટતો વિચાર કરીને પછી બધી સામગ્રીવાળા મોટા રથમાં ચડ્યો. ( રથમાં બેસીને પ્રયાણ કર્યું.)

इतश्चेतश्च तेनासौ परिबभ्राम मेदिनीं ।
ददर्श च महारण्ये तापसाश्रममुत्तमं ॥ ४३ ॥

એ રથમા બેસીને તે રાજા એક ઠેકાણેથી બીજે ઠેકાણે ને બીજે ઠેકાણેથી ત્રીજે ઠેકાણે એમ પૃથ્વીપર ફરવા લાગ્યો

એમ કરતા એક મોટા વનમાં તેણે તાપસોનો એક ઉત્તમ આશ્રમ દીઠો.

अवतीर्य च तत्रासौ प्रविश्य ददृशे मुनिं ।
कौश्यां वृष्यां समासीनं ज्वलंतमिव तेजसा ॥ ४४ ॥

ત્યા તે રાજા રથમાથી નીચે ઊતરીને તે આશ્રમમા પેઠો.

આશ્રમમાં પેસતા દર્ભાસન ઉપર બેઠેલા તેજવડે જાજ્વલ્યમાન એવા મુનિને જોયા.

स दृष्ट्वा नृपतिं प्राप्तं समुत्थाय त्वरान्वित ।
संमान्य स्वागतेनैव शिष्यमाहार्घमानय ॥ ४५ ॥

મુનિએ રાજાને આવેલા જાણીને ઉતાવળા સામા જઈને સ્વાગત વચન( ભલે પધાર્યા આદિ )વડે તેનુ સન્માન કરીને પોતાના શિષ્યને 'અર્ઘ લઈ આવ' એમ કહ્યું.

तमाह शिष्य' शनकैर्दातव्योऽर्घ्योऽस्य किं मुने ।
तदाज्ञापय संचिन्त्य तवाज्ञां हि करोम्यहं ॥ ४६ ॥

ગુરુનું વચન સાંભળીને શિષ્ય ધીમે સાદે કહે છે કે, હે મુનિ ! આ રાજા અર્ઘ આપવા યોગ્ય છે કે નહિ તેનો વિચાર કરીને જે આજ્ઞા આપવી હોય તે આપો આપની આજ્ઞા થાય તેમ હું કરું.

ततोऽवगतवृत्तान्तो भूपतेस्तस्य स द्विजः ।
संभाषासनदानेन चक्रे संमानमात्मवान् ॥ ४७ ॥

તે પછી પછી દ્વિજે તે રાજાનુ પૂર્વવૃત્તાત પોતાની મેળે જાણી લીધુ અને સ્વસ્થ રહીને માત્ર આસન આપી બેસાડીને સાથે વાત કરવા પૂરતું તેનુ સન્માન કર્યું

ऋषिरुवाच ॥ ઋષિ પૂછે છે

किं निमित्तमिहायातो भवान् किं ते चिकीर्षितं ।
उत्तानपादतनयं वेद्मि त्वामुत्तमं नृपं ॥ ४८ ॥

તમે ઉત્તાનપાદ રાજાના પુત્ર ઉત્તમ નામના નરપતિ છો એમ હે રાજન્ ! હું તમને ઓળખુ છું

| ૧ | પૃષ્ઠ | શ્લોક | ચરણ | ગણ્ડ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|
| | ૨૦ | ૪૧ | ૪ | છેલ્લો | भवान् | यतः |

તમારું અહિં આવવું કેમ થયું છે?
તમારું કરવા ધારેલું કાર્ય કયું છે?

राजोवाच ॥ રાજા ઉત્તર કરે છે.

ब्राह्मणस्य गृहाद्भार्या केनाप्यपहृता मुने ।
अविज्ञातस्वरूपेण तामन्वेष्टुमिहागतः ॥ ४९ ॥

હે મુનિ! નહિ ઓળખાયેલો કોઈ બ્રાહ્મણની ભાર્યાનું તેના ઘરમાંથી અપહરણ કરી ગયો છે. તેને શોધવા હું અહિં આવેલો છું.

पृच्छामि यच्चे तन्मे त्वं प्रणतस्यानुकंपया ।
अभ्यागतस्याथ गृहं भगवन् वक्तुमर्हसि ॥ ५० ॥

હવે હે ભગવન્! હું આપને જે એક વાત પૂછું છું તે પોતાને પ્રણામ કરનારા ઉપર અનુકંપા રાખવાના નિયમથી તથા પોતાને ઘેર આવેલાનું મન રાખવાના નિયમથી આપે મને કહેવી ઘટે છે.

ऋषिरुवाच ॥ ઋષિ પ્રત્યુત્તર કરે છે.

पृच्छ मामवनीपाल यत्प्रष्टव्यमशंकितः ।
वक्तव्यं चेत्तव मया कथयिष्यामि तत्त्वतः ॥ ५१ ॥

હે રાજા! જે કાંઈ તમારે પૂછવાનું હોય તે કાંઈ પણ શંકા રાખ્યાવિના પૂછો. જો તે મારે તમને કહેવું ઘટતું હશે તો તે જેમ હશે તેમ હું કહી જણાવીશ.

राजोवाच ॥ રાજા કહે છે.

गृहागताय यो मह्यं प्रथमे दर्शने मुने ।
त्वया समुद्यतो दातुं कथं सोऽर्घ्यो निवर्त्तितः ॥ ५२ ॥

હે મુનિ! પોતાને ઘેર મને આવેલો જાણીને મને પહેલો દેખતાંજ મને જે અર્ઘ્ય આપવાનું આપને મન હતું તે અર્ઘ્ય આપવાનું પછી આપે કેમ માંડી વાળ્યું?

ऋषिरुवाच ॥ ઋષિ કહે છે.

त्वद्दर्शनेन रभसादाज्ञप्तोऽयं मया नृप ।
यदा तदाहमेतेन शिष्येण प्रतिबोधितः ॥ ५३ ॥

તમને દેખતાંજ હે રાજા! વેગમાં આવી જઈને મેં આ મારા શિષ્યને અર્ઘ્ય લઈ આવવાની જ્યારે આજ્ઞા કરી ત્યારે એ શિષ્યે મને તેની વાસ્તવિકતા જાણવા જાગ્રત્ કર્યો.

एष वेत्ति जगत्यत्र मत्प्रसादादनागतं ।
यथाहं समतीतं च वर्तमानं च सर्वतः ॥ ५४ ॥

આ જગતને વિષે જેમ હું ભૂત વર્તમાન તથા ભવિષ્યની સર્વે વાતો જાણું છું તેમ મારા અનુગ્રહથી આ મારો શિષ્ય પણ આ જગતને વિષે ભૂત વર્તમાન ને ભવિષ્યની સર્વે વાતો જાણે છે.

आलोच्याज्ञापयेत्युक्ते ततो ज्ञातं मयापि तत् ।
ततो न दत्तवानर्घ्यमहं तुभ्यं विधानतः ॥ ५५ ॥

તે આ મારા શિષ્યે વાસ્તવિકતાનો વિચાર કરીને આજ્ઞા આપવાના આશયનું મને કહ્યું તે ઉપરથી પછી મેં પણ તે જેમ હતું તેમ જાણ્યું અને તે ઉપરથી પછી પહેલાં વિધિથી જે અર્ઘ્ય મારે તમને આપવો જોઈએ તે મેં ન આપ્યો.

सत्यं राजन्स्त्वमर्घ्यार्हः कुले स्वायंभुवस्य च ।
तथापि नार्घ्ययोग्यं त्वां मन्यामो वयमुत्तम ॥ ५६ ॥

હે રાજા! એ ખરુ છે કે સ્વાયભુવ મનુના કુલમાં તમે રાજા હોવાથી અર્ધ્યને યોગ્ય છો. પણ હે ઉત્તમ! તમને અમે કોઈ કારણને લીધે અર્ધ્યને યોગ્ય નથી માનતા.

राजोवाच ॥ રાજા કહે છે

किं कृतं हि मया ब्रह्मन् ज्ञानादज्ञानतोऽपि वा ।
येन त्वत्तोऽर्घ्यमर्हामि नाहमभ्यागतश्चिरात् ॥ ५७ ॥

હે બ્રહ્મન્! જાણતાં કે અજાણતાં મેં એવું શું કર્યું છે કે જેથી હું લાંબે સમયે આવેલો છું છતા આપના પ્રતિથી અર્ધ્ય પામવાને હું યોગ્ય રહેલો નથી?

ऋषिरुवाच ॥ ઋષિ કહે છે

किं विस्मृतं ते यत् पत्नी त्वया त्यक्ता च कानने ।
परित्यक्तस्तया सार्द्धं त्वयाधर्मो नृपाखिल ॥ ५८ ॥

હે રાજા! તમે તમારી પત્નીને વનમા તજી દીધી છે એ વાત શું તમે ભૂલી ગયા છો?

એ તમારી પત્નીને તમે તજી તેની સાથેજ તમે તમારા સપૂર્ણ સ્વધર્મને પણ સર્વેજે તજી દીધેલો થાય છે.

पक्षेण कर्मणो हान्या भवत्यस्पृश्यतां नर ।
किमत्र वार्षिकी, यस्य हानिस्ते नित्यकर्मण ॥ ५९ ॥

એક પખવાડિયુ સ્વધર્મરૂપ કર્મની હાનિથી પુરુષ સ્પર્શ કરવાને યોગ્ય રહેતો નથી, તો પછી જેને એક વર્ષપર્યંત સ્વધર્મરૂપ નિત્યકર્મની હાનિ થઈ છે એવા તમારે માટે શુ કહેવુ?

पत्न्यानुकूलया भाव्यं यथाशीलेऽपि भर्तरि ।
दुःशीलापि तथा भार्या पोषणीया नरेश्वर ॥ ६० ॥

અવિદિત શીલવાળા પતિપ્રતિ પણ પત્નીએ અનુકૂલ ભાવ રાખી વર્તવુ એવું જેમ વેદનું વિધાન છે તેમ સારાં શીલવાળી ભાર્યાનું જેવું પોષણ પતિ પોતાથી કરે તેવુજ પોષણ તેણે ખરાબ શીલવાળી ભાર્યાનું પણ કરવુ એવુ પણ હે રાજા! વેદનુ વિધાન છે.

प्रतिकूला हि सा पत्नी तस्य विप्रस्य या हृता ।
तथापि धर्मकामोऽसौ त्वामुद्योदितवान् नृप ॥ ६१ ॥

જે બ્રાહ્મણની પત્નીનુ હરણ થયુ છે અને તેથી તે બ્રાહ્મણની જે પત્નીને તમે શોધવા નીકળ્યા છો તે બ્રાહ્મણની તે પત્ની તે બ્રાહ્મણને પ્રતિકૂલ છે તોપણ તે બ્રાહ્મણ સ્વધર્મરૂપ કર્મનો લોપ ન થવા દેવાની કામનાવાળો હોવાથી હે રાજા! તેની શોધ માટે તમને તેણે ઉદ્યમવાળા કર્યા છે

चलत' स्थापयस्यन्यान् स्वधर्मेषु महीपते ।
त्वां स्वधर्माद्विचलितं को परः स्थापयिष्यति ॥ ६२ ॥

બીજાઓ સ્વધર્મથી ચલાયમાન થાય તો તેમને હે રાજા! તેમના સ્વધર્મમાં પાછા સ્થાપનારા તમે છો, એવા તમે પોતે સ્વધર્મથી ચલિત થાઓ તો તમને પાછા સ્વધર્મમાં સ્થાપનારો બીજો કોણ છે? કોઇજ નહિ. (ચાલુ)

॥ ૐ ॥

# મુચુકુંદગુહા

[ લેખકઃ—શ્રી. કરણસિંહ લાલસિંહ ઠાકોર. બી. એ. ]

મણિપુર, ચંદ્રકેતુપુર, રૈવત, પુરાતનપુર, ગિરિનગર, જીર્ણપ્રાકાર, જીર્ણદુર્ગ આદિ જૂનાગઢનાં જૂનાં નામો છે. રાજા ચંદ્રકેતુના નામપરથી ચંદ્રકેતુપુર, ગિરનારની પાસે હોવાથી ગિરિનગર, રૈવતાચલની પાસે હોવાથી રૈવત, જૂનું શહેર હોવાથી પુરાતનપુર અને જૂનો ગઢ હોવાથી જૂનાગઢ જીર્ણદુર્ગ કહેવાય છે.

જૂનાગઢની પૂર્વ દિશામાં ગિરનાર ધ્યાનસ્થ અને અચલ ઊભો છે. ત્યાં તપસ્વીઓ તપમાટે આવે છે, સિદ્ધો વિહારમાટે આવે છે, યાત્રિકો દર્શનલોલુપમાટે આવે છે, અને પ્રવાસીઓ કુદરતની શોભા નીરખવા આવે છે. ત્યાં આવનારને શરીરનું સ્વાથ્ય સાંપડે છે, મનની શાંતિ સાંપડે છે અને સુમુક્ષુ હોય તો આત્માનો આનંદ પણ સાંપડે છે.

જૂનાગઢના પૂર્વ તરફના વાઘેશ્વરી અથવા ગિરનાર દરવાજેથી ગિરનારભણી જવાનો રસ્તો શરુ થાય છે. તે રસ્તે જતાં પ્રથમ ગ્રામદેવી વાઘેશ્વરી માતાનું મંદિર આવે છે. તે પછી અશોક, રુદ્રદામા અને સ્કંદગુપ્તના પ્રાચીન શિલાલેખોનું સ્થાન આવે છે. તે પછી સુવર્ણરેખાપરનો પુલ આવે છે. ત્યાંથી થોડે દૂર જતાં સુવર્ણરેખાની સામી બાજુએ શ્રીમુચુકુંદગુહાનાં દર્શન થાય છે.

શ્રીમુચુકુંદગુહામાં જવાના બે રસ્તા છે. એક તો સુવર્ણરેખામાં થઇને અને બીજો શ્રીદામોદરકુંડપરના પુલપરથી મહાપ્રભુજીની બેઠક પાસે થઇ, રેવતીકુંડને કાંઠે કાંઠે થઇ ત્યાં જાય છે. પ્રથમનો માર્ગ ટૂંકો છે અને બીજો જરા ફેરમાં છે. પ્રથમનો માર્ગ શિયાળા તથા ઉનાળામાટે છે. બીજાનો ઉપયોગ બહુધા ચોમાસામાં થાય છે.

શ્રીમુચુકુંદગુહાના પૂર્વ ભાગમાં રેવતીકુંડ, ( રૈવત રાજાનાં પુત્રી રેવતીજીના નામપરથી આ નામ પડ્યું છે ) મહાપ્રભુજીની બેઠક, દામોદરકુંડ અને તેપર બાંધેલું શ્રીદામોદરરાયજીનું મંદિર આવેલાં છે. તેના પશ્ચિમ ભાગમાં થોડે દૂર લક્ષ્મણ ટેકરી આવેલી છે. તેના ઉત્તર ભાગમાં સુવર્ણરેખા—સોનરખ મંદ મંદ ગતિએ ખળખળ અવાજ કરતી ચાલી જાય છે. પૂર્વકાલમાં ગિરનારની તળાટીમાં સુદર્શન નામે એક મોટું તળાવ હતું. સુવર્ણરેખા આ તળાવમાંથી પસાર થાય છે અને દામોદરકુંડમાં સ્થિર ચિત્તે આચમન કરી શ્રીદામોદરરાયજીનાં અને તે પછી શ્રીમુચુકુંદેશ્વરનાં દર્શન કરતી આગળ અને આગળ ચાલી જાય છે. મુચુકુંદગુહાના દક્ષિણ ભાગમાં રૈવતગિરિ ઊભો છે. આ પર્વત ઉપર ભોજ, વૃષ્ણિ અને અંધક કુળના યાદવો ઉત્સવ ઊજવતા. આ પર્વત ઉપર કૃષ્ણપ્રભુએ પ્રિય સખા અર્જુન સાથે નિવાસ કર્યો હતો.

શ્રીમુચુકુંદ અથવા મુચુકુંદગુહાનું સ્થાન મહાભારતકાલજેટલું જૂનું છે. ઇક્ષ્વાકુ-વંશજ માંધાતાના પુત્ર રાજા મુચુકુંદ દેવોનું વરદાન પામી યુદ્ધનો શ્રમ નિવારવા આ સ્થાનમાં સૂતા હતા ત્યારે માનવલીલા કરવામાં કુશલ કૃષ્ણજી પોતાના પ્રબલ વૈરી કાળયવનને એ સ્થાનમાં દોરી લાવ્યા. સૂતેલા મુચુકુંદને કૃષ્ણ સમજી જગાડવા જતાં કાળયવન મુચુકુંદની દૃષ્ટિ પડતાં બળીને ભસ્મ થઇ જાય છે. તે પછી મંદ મંદ હાસ્ય કરતા ભગવાન્ કૃષ્ણ ત્યાં પ્રકટ થાય છે અને મુચુકુંદને દર્શન આપે છે, એટલુંજ નહિ પણ તેને જ્ઞાનનો અમૂલ્ય બોધ આપે છે. આ રાજા મુચુકુંદના નામપરથી આ સ્થાનનું નામ મુચુકુંદગુહા પડ્યું છે, જ્યાં સાક્ષાત્ ભગવાન્ પધાર્યા હોય તે તીર્થસ્થાન ખરું કે ? તેની પવિત્રતાનું શું પૂછવું હોય ?

શ્રીમુચુકુંદગુફાનું પ્રવેશદ્વાર પૂર્વભણી છે તેમાં દાખલ થતાં પ્રથમ અમરભારતીનામના સિદ્ધ પુરુષના સમાધિસ્થાનનાં દર્શન થાય છે તેની આગળ ચાલતા અંદરના ભાગમાં શ્રીમુચુકુંદેશ્વર મહાદેવના દર્શન થાય છે. તેની પ્રદક્ષિણા કરીએ તો ભિન્ન ભિન્ન દેવદેવીઓના દર્શન થાય છે ગુફાના અંદરના દક્ષિણભાગમાં શ્રીનીલકંઠ મહાદેવનું મંદિર છે અને તેની સામે અમરભારતીના શિષ્ય લક્કડભારતીનું સમાધિસ્થાન છે શ્રીનીલકંઠ મહાદેવની પ્રદક્ષિણા કરતા બીજે છેડે એમનાયોગ્ય સ્થાન આવે છે અહીં શ્રીમન્નાથભગવાન નિર્વિકલ્પ સમાધિમાં બિરાજેતા અહીં એક નાનકડી બારી છે તેમાં થઇ એક ઓરડામાં જવાય છે અહીં તેઓશ્રી શયન કરતા આ ઓરડાની પશ્ચિમમાં અડોઅડ એક ઓરડી છે અહીં તેઓશ્રી લેખનકાર્ય કરતા આ ઓરડાની પૂર્વમાં અડોઅડ એક લાંબો ઓરડો છે ત્યાં સાધકો નિવાસ કરતા. આ ઓરડાની ઉત્તરની દીવાલમા એક દ્વાર છે ત્યાંથી પાછા ગુફાના ઉત્તર ભાગમા આવી શકાય.

શ્રીમુચુકુંદગુફાની આજુબાજુ આંબા અને બીજાં ઝાડોની સુંદર ઘટા છે સ્થાન તદ્દન એકાંતમાં આવેલું છે. જેમને યોગસાધના કરી સિદ્ધ થવું હોય એમને માટે આ સ્થાન છે. જેમને જિજ્ઞાસુ મટી જીવન્મુક્ત થવું હોય એમને માટે આ સ્થાન છે જેમને સાધનભક્તિમાથી સાધ્યભક્તિમા પગલાં માંડવાં હોય અને પ્રભુને નજરોનજર નિહાળવા હોય એમને માટે આ સ્થાન છે

લીંમડીતાબાના મોજીડગામના બ્રાહ્મણ બટુક, મોજીડ, ચૂડા ને રાજકોટના વિદ્યાર્થી, પોરબંદર તાબે અડવાણા, બાટવા તાબે લીંબુડા અને જાફરાબાદના શિક્ષક, તથા માંગરોળ અને વસ્તલના રાજ્યકર્મચારી શ્રીમન્નથુરામ શર્માજી-વરસથી બધો વ્યવહાર છોડી, કાશી પધાર્યા હતા અને ત્યાં ગંગાકિનારે આનંદગુફામાં નિવાસ કરતા હતા ત્યાંથી તેઓશ્રીના પરમશિષ્ય અમરજીભાઈએ પ્રેમભર્યું આમંત્રણ પાઠવી તેઓશ્રીને જૂનાગઢ પધારવા વિજ્ઞપ્તિ કરેલી સંવત્ ૧૯૪૬ના વર્ષની ચૈત્ર સુદિ ચોથ અને સોમવારના સુપ્રભાતમા જૂનાગઢ સ્ટેશને તેઓશ્રી પધારવાના હતા સ્ટેશને શ્રી અમરજીભાઈ, શ્રી. ન્યાલચંદભાઈ, શ્રી. મોતીલાલભાઈ, બાટવેથી આવેલા શ્રી. હેમતરામભાઈ ન્યાયાધીશ, શ્રી લાલસિંહજીભાઈ વકીલ તથા બીજાબાથી આવેલ શ્રી. શંકરપ્રસાદજી તથા શ્રી. ગૌરીશંકર ભટ્ટજી આદિ ભાવિક શિષ્યો હાજર હતા.

ટ્રેઈન સ્ટેશનમા આવતાં સૌને મહાસંતનાં દર્શન થયા આંખોમાં તપના તેજ ચમકતા હતા. મુખપર યોગની ઝળક જામી હતી વાણીમા અલખનું મૂગું ગુંજન ચાલતું હતુ. આવી વિરલ વિભૂતિ સોરઠને આંગણે પગના માંડે એ સોરઠનું સદ્‌ભાગ્ય તેઓશ્રીનો ઉતારો અમરજીભાઈને ત્યાં હતો ત્યાં સાંજેરે એક કલાક ધાર્મિક પ્રવચન રાખવામાં આવ્યું હતુ સૌના આગ્રહથી જૂનાગઢમા ચાતુર્માસ્ય નિવાસનું નક્કી થતાં તેઓશ્રીએ જૂનાગઢના અશાન્ત શહેરીજીવનને બદલે ઉપરોક્ત શ્રીમુચુકુંદગુફાનું સ્થાન પસંદ કર્યું સ્થાનનું સુધારકામ શરુ થયું. "દરમિયાન શ્રી લાલસિંહજીભાઈ વગેરે પૂજ્યચરણશ્રીના અનુયાયીઓ આવી ગયા અને ગુરુદેવમાટેના સ્થાનનું કેટલુંક કામ જાતે કરી ગયા એમ જાણવામાં આવ્યુ હતું કે શ્રી. લાલસિંહજીભાઇએ મુચુકુંદની જગાના છાપરાપર નળીઆ ચડાવવાના કામમાં પ્રેમથી સામેલ થઇ સેવા કરી હતી"*

---

* શ્રીનાથચરિતામૃત પ્રથમપ્રવાહ.

શ્રીમુચુકુંદગુહામાં પૂજ્યપાદશ્રી સંવત્ ૧૯૪૬ના વર્ષની ચૈત્ર વદિ ૧૩ને ગુરુવારે—ગુરુને વારે પધાર્યા હતા અને ત્યાં સંવત્ ૧૯૪૭ના વર્ષની કાર્તિક વદિ ૪ને રવિવાર સુધી નિવાસ કર્યો હતો. ત્યાંજ સં. ૧૯૪૬ની આષાઢીપૂર્ણિમા અથવા વ્યાસપૂર્ણિમાનું ગુરુપૂજન તેમજ સં. ૧૯૪૭ની કાર્તિકીપૂર્ણિમા અથવા ત્રિપુરીપૂર્ણિમાનું ગુરુપૂજન થયાં હતાં. આષાઢ સુદિ પૂનમ એ ચાતુર્માસ પ્રારંભનો સુદિવસ છે અને કાર્તિક સુદિ પૂનમ એ ચાતુર્માસ સમાપ્તિનો સુદિવસ છે. એ બંને દિવસોએ જિજ્ઞાસુ શિષ્યો પોતાના સદ્‌ગુરુશ્રીનાં અર્ચન પૂજન કરે છે.

ત્યાં તેઓશ્રીની દિનચર્યા આ પ્રમાણે હતીઃ બરાબર સવાર ચાર વાગ્યે ગુહામાં "પ્રાતઃ સ્મરામિ હૃદિ સંસ્ફુરદાત્મતત્ત્વમ્" નો મંગલ ને મંજુલ ધ્વનિ શરુ થાય. પ્રાતસ્તોત્ર પૂરું થયા પછી ત્રણ કોગળા કરી, મુખ તથા ચક્ષુ ધોઇ આચમન લઈ તેઓશ્રી શૌચ પધારતા.

બ્રાહ્મમુહૂર્તમાં ઊઠવું એ શાસ્ત્રાજ્ઞા છે. એ સમયે પિંડમાં અને બ્રહ્માંડમાં પ્રાણ તથા અપાનનું વહન ધીમું પડે છે અને એ બંનેના સંધિરૂપ સુષુમ્ણાનું વહન ચાલતું હોય અને વાતાવરણમાં એ સમયે શુદ્ધ પ્રાણવાયુ પ્રવર્તતો હોય. વાતાવરણમાં એ સમયે સદ્વિચારપોષક પ્રવાહ ચાલતો હોય. સાધકે સિદ્ધ થવું હોય કે જિજ્ઞાસુએ જ્ઞાની થવું હોય, અભક્તે ભક્ત થવું હોય કે મુમુક્ષુએ મુક્ત થવું હોય તો બ્રાહ્મમુહૂર્તમાં ઉત્થાન એ પ્રથમ કર્તવ્ય છે. શાસ્ત્રની આ આજ્ઞા તેઓશ્રીએ જીવનભર પાળી અને સુભાગીઓને તેમાં પ્રેર્યા.

શાસ્ત્રવિધિપ્રમાણે કંઠચ્ય કરેલું યજ્ઞોપવીત જમણા કાનની આસપાસ વીંટયું હોય, યોગીની જેમ મસ્તકપર કપડું લપેટયું હોય, શરીરે ઉપવસ્ત્ર ઓઢયું હોય એવા યોગીરાજ શૌચમાટે બહાર જંગલમાં પધારે. વર્ષાઋતુને લઇને ગુહાની બહાર કેડકેડ સામે ખડ ઊભું હોય, વૃક્ષો અને વેલાઓની ઘટા જામી હોય, વર્ષાની મેઘલી રાત હોય, વર્ષાદ ઝરમર ઝરમર વર્ષતો હોય. ગીચઝાડીમાં શું ન હોય ? સર્પ હોય, વીંછી હોય, વાઘ હોય, અન્ય હિંસક પ્રાણી હોય. તેમાં વળી ઘાટું અંધારું હોય. આખું વાતાવરણ ભયપ્રદ બન્યું હોય. પ્રભુને પામી અભય બનેલા તેઓશ્રીને વળી ભય કેવો ? ભય પણ જેમનાથી ભય પામે એ ભગવાન્. કાળ પણ જેમનાથી કંપે એ ભગવાન્. આવા ભગવાન્‌ને આંતરવંદના. મુરબ્બી માણેકલાલ કાકા સ્વાનુભવ જણાવે છે કે "અમારે માટે પણ શૌચ જવાનું એવુંજ સ્થાન હતું. અમને ભ[illegible] લાગતો, પણ પૂ. કૃપાનાથની રક્ષાનું સ્મરણ થતાં તે દૂર થતો. ખરેખર કૃપાનાથના રક્ષણમાં અમે નિર્ભય હતા"* સાચા મહાપુરુષ આનું નામ. સાચા સંત આનું નામ.

આ પછી શાસ્ત્રીય પદ્ધતિએ હસ્તપાદપ્રક્ષાલન, દંતધાવન, સ્નાનાદિ ક્રિયા થતી, પછી તેઓશ્રી પ્રાતઃસંધ્યાવંદનાદિ નિત્યકર્મમાં બિરાજતા. શાસ્ત્રમાં જણાવેલા પ્રાતઃસંધ્યા, માધ્યાહ્નસંધ્યા અને સાયંસંધ્યાના ઉત્તમકાલમાંજ તેઓશ્રી સંધ્યાનો આરંભ કરતા. બરાબર આઠ-સુધી પ્રાતઃકાલનું નિત્યકર્મ ચાલતું.

તે પછી તેઓશ્રી ગુફામાં પધારતા. ગુફાની બારી બંધ થતી. સવારના બરાબર ૮ થી ૧૨ સુધી તેઓશ્રી નિર્વિકલ્પ સમાધિમાં રહેતા. તે પછી ફરી સ્નાન માધ્યાહ્ન સંધ્યાદિ કરી તેઓશ્રી ભોજન લેતા. ભોજન એક સમય લેવાતું. રાત્રિએ દૂધ અને ઉપલબ્ધ હોય તે ફલાહાર. આ ક્રમ તેઓશ્રી શિક્ષક અવસ્થામાં હતા ત્યારથી જીવનપર્યંત ચાલુ રહેલો. ભોજન પણ પથ્ય, પવિત્ર ને પરિમત. ભોજન પછી નિયત સમયે બરોબર અર્ધો કલાક વિશ્રાંતિમાં જતો. અર્ધો કલાક એટલે બરાબર ત્રીશ મિનિટ—એકત્રીશમી મિનિટ નહિ.

---

* શ્રીનાથચરિતામૃત પ્રથમપ્રવાહ

તેઓશ્રીનું આખું જીવન ઘડિયાળજેવું નિયમબદ્ધ ને નિયમિત. એ વિશ્રાંતિ એટલે નિદ્રા નહિ, પણ યોગનિદ્રા—" જ્વર ઉત્પન્ન કરનારું ઝેર શરીરમાંથી પ્રસ્વેદરૂપે દૂર કરવાની એક યોગક્રિયા".

તે પછી જિજ્ઞાસુજનો સાથે જ્ઞાનચર્ચા અથવા પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ ચાલે. શાસ્ત્રની આંટીઘુંટીઓ સમજાવાય—સુઝવે એવી ગુંચવણોનો ઉકેલ થાય. ન સમજાતા હોય એવા પ્રશ્નોમા માર્ગદર્શન મળે. પૂર્વયુગના કોઈ ઋષિવર આવી ચડ્યા હોય અને જ્ઞાનનો ગુપ્તભંડાર ખુલ્લો મૂકતા હોય એવું અનુભવાય. શાસ્ત્રરહસ્યના તેઓશ્રી એવા સમર્થ જ્ઞાતા કે પૂછનારની શંકાઓ ટળી જાય, પૂછનારનું કુતૂહલ શમી જાય, પૂછનારની મુંઝવણ મટી જાય. જેમ તાજું નવનીત આરોગતો હોય તેમ જિજ્ઞાસુ શાસ્ત્રોના સારને સમજવા લાગે. જેમ કોઈ વિજ્ઞાની ભૌતિક વિજ્ઞાનના ગુપ્તખજાનાને ખુલ્લો મૂકે તેમ આ સમર્થ શ્રોત્રિય બ્રહ્મદર્શી શાસ્ત્રોના હાર્દને ખુલ્લું કરી બતાવે—અધ્યાત્મવિદ્યાના ગુપ્તભંડારને ખુલ્લો કરી બતાવે. ઋતંભરાપ્રજ્ઞા પ્રકટી હોય એવા સિદ્ધ યોગેશ્વરને કયું શાસ્ત્ર અજ્ઞાત હોય ? પ્રકૃતિના મૂળપર્યંત જેઓશ્રીની દિવ્યદૃષ્ટિ પહોંચી વળી હોય તેઓશ્રીને શું અજ્ઞાત હોય ?

એ બોધવચનો એવા સચોટ કે હૃદયમા ચોંટી જાય—એવા મીઠા કે મનને ભાવે—એવાં સરલ કે સૌને સમજાય, એ શબ્દોનું અમૃત માણનાર પીધાજ કરે—એ મિઠાશ એવી કે જીવનભર ન ભુલાય. એ સત્સંગ એવો કે જેનું સ્મરણ જાતું નથી—એ દર્શન એવું કે ઘડીએ ઘડીએ સાંભરે મુચુકુન્દગુફા ધન્ય છે—એ વર્ષાઋતુ ધન્ય છે દ્વાપરના અંતમા મુચુકુંદ રાજાને અર્પાયેલ કૃષ્ણચંદ્રજીનો જે જ્ઞાનબોધ મુચુકુંદગુફાને કાને પડેલો, એજ બોધ ફરી આ ગુફામાં ગાજવા લાગ્યો બન્ને જ્ઞાનબોધ તદ્દન સમાન બન્નેના રૂપ એક, રંગ એક, ધ્વનિ એક એકમા કનૈયાની જ્ઞાનબંસરીનો ઝણકાર હતો બીજામાં નાથરૂપે પ્રકટેલા મહેશ્વરના અનુભવબોલ હતા કૃષ્ણજીએ જે મુચુકુંદેશ્વરનું પૂજન કર્યું હતું તેજ જાણે કલિકાલમાં ધર્મપ્રવર્તન માટે પધાર્યા ન હોય ? બન્નેમા અભેદવાદનું એવુંજ સિંહગર્જન, બન્નેમા યોગમહિમાનો એવોજ આવિષ્કાર, બન્નેમાં પરાભક્તિનું એવુંજ ઉજ્જ્વલ સ્વરૂપ એ બોધ શબ્દે શબ્દે ગાજે, વાક્યે વાક્યે પ્રકાશે એ શબ્દો ન હતા, એ હતા પ્રેરણાના મહામંત્રો. એ વાણી ન હતી, એ હતું અમૃતનું સિંચન જેને કાને પડે એ ચકચુર થાય—જે સાંભળે એ ઘાયલ થાય એ હતું રામબાણ—જેને વાગે તેજ જાણે

એ પછી સાયન્તનસંધ્યા થાય અને પછી સવારની પેઠે તેઓશ્રી ગુફામાં પધારી નિર્વિકલ્પ સમાધિમા લીન થાય. રાત્રિના આઠ પછી ગુફાની બારી ઉઘડે અને કૃપાનાથ ઓટલાના આસને બિરાજે સન્મુખ જિજ્ઞાસુવર્ગ બેઠો હોય આ વાતના પ્રત્યક્ષ સાક્ષી મુરબ્બી માણેકલાલ દાદા જણાવે છે કે "સન્મુખ બેઠેલા અમને કાંઈ કાંઈ પૂછતાજ ને ઉપદેશ કરી, કૃપાનાથ અમને પોષતા હતા. કૃપાનાથના અલૌકિક દર્શન, અમૃતમય વાણી, ને સુંદર ઉપદેશવડે અમે કોઈ અલૌકિક આનંદમાં તરબોળ થઈ જતા હતા મુચુકુન્દગુફામાં લીધેલો આ અલભ્ય લાભ જીવનપર્યંત ભૂલી શકાય તેમ નથી પૂ કૃપાનાથ ત્રણ ત્રણ કલાક એક આસને બિરાજીને અમને સત્સંગ લાભ આપતા એ સમયે આનંદનો સાગર ઉછળતો "

રાત્રિના દશ વાગ્યે તેઓશ્રી શયનમાં પધારતા શયન માટે ચાર પાયાવાળી અને બે પાટિયાં ભેગાં કરી બનાવેલી સાદી પાટ માથે ગાદલું કે ગોદડું નહિ પણ બે ત્રણ આસનો રહેતાં.

તેઓશ્રીની દિનચર્યાની આ આછી આછી રૂપરેખા ગંગાપ્રવાહની જેમ એ જીવનપ્રવાહ અસ્ખલિત ચાલ્યો જાય. એ 'જીવનપ્રવાહ' જેટલો એકધારો એટલોજ અગ, જેટલો નિયમબદ્ધ એટલોજ પ્રશાંત એ જીવનપ્રવાહ શરીરશ્રમને ગણે નહિ, અસ્વાસ્થ્યને ગણે નહિ, પ્રતિકૂલતાને ગણે નહિ. શાંતિના મહાસાગર જેવો 'એ શાંત. તેમા ઊર્મિ નહિ, તરંગ નહિ,

ક્ષોભ નહિ. જ્યારે જોઇએ ત્યારે એવોજ સુરમ્ય, એવોજ આનંદપ્રદ, એવોજ નિર્વિકાર. આનું નામ જીવન. આનું નામ જીવનસાફલ્ય. આનું નામ જીવનસિદ્ધિ.

ભાદ્રપદ સુદિ ૧૫થી કાર્તિક સુદિ ૧૫ સુધીનું અર્ધ ચાતુર્માસ્ય તેઓશ્રીએ મૌનસહિત એકાંત સેવનમાં વ્યતીત કર્યું. તે સમયે કોઇને દર્શન આપતા નહિ તેમજ કોઇ દૃષ્ટિએ ન પડે એવી આજ્ઞા હતી. લખીને પૂછવાની પણ મના હતી. વ્રતઆરંભની પહેલાં બધો ક્રમ નિયત થઇ ચૂક્યો હતો. ત્યાંના દૂષિત જલની શરીરપર અસર થઇ હતી તોપ તેઓશ્રીનો કાર્યક્રમ એવોજ અસંગ હતો. મૌન એટલે મૌન. વાણીનુંજ મૌન નહિ, જ્ઞાનેન્દ્રિયોનું પણ મૌન અને મનનું પણ મૌન, વૈખરીવાણીનો તેઓશ્રીએ મધ્યમાવાણીમાં લય કર્યો હતો–મધ્યમાવાણીનો પશ્યંતીવાણીમાં લય કર્યો હતો અને પશ્યંતીવાણીનો પરાવાણીમાં લય કર્યો હતો. આવું હતું તેઓશ્રીનું મૌન. સ્થૂલ, સૂક્ષ્મને સૂક્ષ્મતરથી પણ સૂક્ષ્મતમના અનુસંધાન-માટે તેઓશ્રીનું મૌન હતું. સ્થૂલ, સૂક્ષ્મ ને કારણની પેલેપાર વિલસતા પરમતત્ત્વમાં રમમાણ રહેવા આ મૌન હતું. પરમશક્તિને જીવનમાં ભરવા માટે આ મૌન હતું.

હિમગિરિના એકાંત અને જનશૂન્ય અરણ્યનું એકાંતજીવન તેઓશ્રી અહીં ગાળતા હતા. તેઓશ્રીનું મૌન જેમ અદ્ભુત હતું તેમ તેઓશ્રીનું એકાંતસેવન પણ રહસ્યપૂર્ણ હતું. મૌન એ પરમાત્માની વાણી છે અને મૌનવડે એ વાણી સંભળાય છે. મૌનદ્વારા સ્થૂલવાણીને સૂક્ષ્મ બનાવવી જોઇએ, સૂક્ષ્મવાણીને સૂક્ષ્મતર બનાવવી જોઇએ, અને સૂક્ષ્મતર-વાણીને સૂક્ષ્મતમ બનાવવી જોઇએ–આ રહસ્યજ્ઞાન તેઓશ્રીએ મૌનવ્રત દ્વારા દાખવ્યું. તેમ એકાંતસેવનવડે ભટકતી ચક્ષુરિંદ્રિયને અંતરમાં લઇ જવાનું સૂક્ષ્મતમ ક્રિયારહસ્ય તેઓશ્રીએ જગતને શીખવ્યું. અંતરાય ન નડે માટે એકાંતસેવન. સ્થૂલપ્રવૃત્તિ ઓછી કરવા એકાંતસેવન. શરીર, ઇન્દ્રિયો, ને મનનું એકીકરણ કરવામાટે એકાંતસેવન.

તેઓશ્રીનું આ મૌનપૂર્વક એકાંતસેવન અલૌકિક તપ હતું. એ તપ ફક્ત શરીરનુંજ [illegible] કરનારું જડ તપ ન હતું. નિષ્ક્રિય રહી તમોગુણ વધારનારું એ તપ ન હતું. આ તપ યોગની પરકાષ્ઠા હતું. આ તપ જ્ઞાનની પરાકાષ્ઠા હતું. અસંપ્રજ્ઞાત યોગની અંતિમ સ્થિતિરૂપ નિર્વિકલ્પ સમાધિમાં રહેવામાટે આ તપ હતું. જ્ઞાનની પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકાનું જ્ઞાનદર્શન કરી જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ અનુભવવામાટે આ તપ હતું. જ્ઞાનપ્રાપ્તિ પછી મનોનાશ અને વાસનાક્ષય કરી જ્ઞાનીએ જીવન્મુક્ત કેમ થવું તે દાખવવામાટે આ તપ હતું. વિદ્વત્સંન્યાસ એટલે શું એ તેઓશ્રીએ જીવી બતાવ્યું. વિદ્વત્સંન્યાસ એટલે વેશપાલટો નહિ, પણ જીવનપાલટો. વિદ્વત્સંન્યાસ એટલે નિષ્ક્રિયજીવન નહિ, મનને નિષ્ક્રિય બનાવવાની પરમસૂક્ષ્મક્રિયા. એ સંન્યાસને સંસાર છોડવા સાથે બહુ સંબંધ નથી, પણ મનમાંથી સંસાર કાઢવા સાથે તેને વાસ્તવિક સંબંધ છે. સંસાર છોડે સંસાર જતો નથી, સંસારને ભૂલવાથી સંસાર જાય છે. સંસારમાં હોવા છતાં તેઓશ્રી જલકમલવત્ સંસારથી તદ્દન અલિપ્ત હતા.

આ તપશ્ચર્યાવડે તેઓશ્રીએ શું કર્યું? શરીરના હલનચલનમાં, ઊઠવાબેસવામાં અને બીજી બધી ક્રિયામાં યોગનો સંયમ ભર્યો. પાર્થિવ શરીરને અપાર્થિવ બનાવ્યું. વાણીને અમોઘ બનાવી. આ તપ પૂરું થયું ત્યારે જગતે જોયું શું? મુક્તિનો આનંદ જેમને રોમેરોમે છે એવા મહાબ્રાહ્મણ, પર વૈરાગ્યની રાખ ચોળીને પ્રકટેલા મહાઅવધૂત–જેમનું બોલવું અદ્ભુત, જેમનું ચાલવું અદ્ભુત, જેમનું જોવું અદ્ભુત. સાચું બોલીએ તો આખું જીવન અદ્ભુત. તેઓશ્રીની આંખમાં આનંદ, મુખની રેખારેખામાં આનંદ, જીવનના અણુઅણુમાં આનંદ. આનંદસાગર ઊછળતો હોય એવું એ સ્વરૂપ. તેઓશ્રીનું દર્શન ગમે, સત્સંગ ગમે,

સંસ્મરણ ગમે. શ્રીમુચુકુન્દગુફાના આ અદ્‌ભુત તપસ્વી તે કોણ? શ્રીમન્નાથપ્રભુ. ત્રિપુરી પૂનમના ગુરુપૂજન પછી પ્રકટ આચાર્યરૂપે તેઓશ્રી પૂજાવા લાગ્યા અને જનકલ્યાણ-માટે વિચરવા લાગ્યા મુચુકુન્દગુફાનું તપ મુચુકુન્દગુફામાંજ ન પૂરું થયું–તે તો ચાલ્યું જીવનપર્યંત–જીવનની છેલ્લી ક્ષણસુધી.

તપસ્વીઓની તપોભૂમિ મુચુકુન્દગુફા તું ખરેખર ધન્ય છે. તારી જડ ભૂમિપર ભગવાન્‌ના પગલાં પડ્યાં છે, સિદ્ધસંતનો નિવાસ થયો છે તારી ભૂમિનાં રજકણો પવિત્ર થયાં છે, તારું વાતાવરણ શુદ્ધ થયું છે તું તીર્થક્ષેત્ર બન્યું છે. આવા ધામની યાત્રા કોને ન ગમે? આ સ્થાન એવું છે કે જ્યાં બહુ જનસંસર્ગ નથી ત્યાં એકાંતવાસની અનુકૂલતા છે. ત્યાં સુવર્ણરેખાનો સુંદર જલપ્રવાહ છે. ત્યાં રૈવતગિરિની નિર્મલ છાયા છે ત્યાં પ્રકૃતિની શોભા છે આ સ્થાનમા આવો અને અંતરની શાંતિનો અનુભવ કરો. અહીં આવો અને તપની સાચી સ્થિતિ અનુભવો અહીં આવીને જુઓ કે જીવનનો આ પણ એક લહાવો છે. આ સ્થાનની યાત્રા કરી સાચી જીવનયાત્રા શરૂ કરો અને એવી ધૂન પ્રકટાવો કે તેમાં મન ઓગળી જાય પછી એ ધૂન એવી જામશે કે તેનું સંગીત કાનને નહિ સંભળાય. એ સંગીતની ધૂન વધતા એ સાધક નરસીની પેઠે કહેવા લાગશે "હે જીતની બાતાં દુનિયાકી, સબ ભૂલ ગયે કુછ યાદ નહિ". તે બધું ભૂલી જશે અને પછી તેના પ્રશાંત મનમાં શ્રીમદ્‌ગુરુદેવના મહામંત્રનું સૂક્ષ્મ ગુંજન સંભળાશે –

"સાચા સદ્‌ગુરુ રામ મિલાવે, સબ કુછ કાયામાંહિ દિખાવે."

——[ * ]——

|| ॐ ||

## જયંતીમહોત્સવ

સંવત્ ૨૦૦૨ના વર્ષનો—શ્રીમન્નાથભગવાન્‌નો જયંતીમહોત્સવ આસો સુદિ ચોથ અને રવિવારે આવે છે.

આ સમયે આ જયંતીમહોત્સવ શ્રીમુચુકુન્દગુફામાં ઉજવવાનું નક્કી થયું છે.

આ સ્થાન જૂનાગઢથી પૂર્વમા પવિત્ર દામોદરકુંડની સામી બાજુએ આવેલું છે.

ઊતરવાનું સ્થલઃ—શ્રીબ્રહ્મચર્યાશ્રમ, ઠે ગિરનાર દરવાજે, જૂનાગઢ

તા. ક. આવનાર સજ્જને બની શકે તો ઓઢવાપાથરવાનું સાથે લાવવું.

કાર્યક્રમઃ—

| | |
|---|---|
| સવારના સ્ટા. ૫ ઉત્થાન–ઊઠવું | ૧૨ થી ૫ માધ્યાહ્નસ્નાન સંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ |
| ૫ થી ૫॥ મુખશુદ્ધિ આદિ | |
| ૫॥ થી ૬ સમૂહ પ્રાર્થના આદિ | ૫ થી ૬॥ વ્યાખ્યાન |
| ૬ થી ૮॥ પ્રાતઃસ્નાન સંધ્યાદિ નિત્યકર્મ. | ૬॥ થી ૯ સાયંસ્નાનસંધ્યા ને જપધ્યાનાદિ. |
| ૮॥ થી ૯ પૂજનની તૈયારી | ૯ થી ૧૦ ભજનધૂન—શયનમાટે તૈયારી. |
| ૯ થી ૧૨ શ્રીસદ્‌ગુરુમહાપૂજન ભજનધૂન ઇત્યાદિ. | |

આવશ્યક નોંધ—પ્રત્યેક બંધુએ આવવાના સમયના ચોક્કસ ખબર નીચેને સરનામે અવશ્ય આપવા.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ

ઠે બ્રહ્મચર્યાશ્રમ, ગિરનાર દરવાજો જૂનાગઢ ( કાઠિયાવાડ )

# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

## ( શ્રાવણ માસ )

**શ્રીસદ્‌ગુરુમહાપૂજનઃ**—ગત શ્રાવણીના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન સૌ આનંદાશ્રમવાસીઓએ મળી કર્યું હતું, તેમજ શ્રીકૃષ્ણજન્માષ્ટમીના દિવસે પણ મહાપૂજન ને ભજનધૂન થયાં હતાં, તથા સૌને પ્રસાદ તથા ચરણામૃત અપાયાં હતાં, ને સાંજે "શ્રીકૃષ્ણજન્મ" વાંચવામાં આવેલ હતો.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેકઃ**— શ્રી. દેવશંકર ભાઇશંકર-કુંડલા ( લઘુરુદ્ર ). શ્રી. મયાશંકર જટાશંકર-બાંટવા ( રુદ્રાભિષેક ). શ્રી. ઇશ્વરલાલ અંબારામ ( લઘુરુદ્ર. ) શ્રી. બાલમુકુંદ પી. ઉપાધ્યાય-એડન. ( ૧૦ રુદ્રાભિષેક. )

**મુખ્ય ભેટઃ**—રૂા. ૩૭-૧૦-૦ શ્રી. કેવળચંદ કાનજીભાઈ પારેખ-ગોંડલ. રૂા. ૪૮-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂા. ૧૦-૦-૦ બાશ્રી સરદારકુંવરબા-મહેલોલ.

**ભોજનોઃ**— રૂા. ૫૦-૦-૦ શ્રી. મોરારજી ઓધવજી અઢિયા તેમના પિતાશ્રી ઓધવજીભાઇના આત્મકલ્યાણર્થે ભોજન. હા. શ્રી. લાલજી ઓધવજી-બીલખા. રૂા. ૨૬૫-૧૦-૬ શ્રી. શેઠ રાજસી જીવરામ-મુંબઈ તરફથી આષાઢ સુદિ ૧૪ના ભોજનખર્ચના. રૂા ૫૨-૧૩-૩ શ્રી. મોહનલાલ લક્ષ્મીદાસ એન્ડ કુંપની-પોરબંદર. રૂા. ૧૦-૫-૩ શેઠ પ્રાગજી દેવજી-મોરબી.

**થાળઃ**—રૂા. ૧-૪-૦ શ્રી. દેવશંકર ભાઇશંકર-કુંડલા. રૂા. ૧-૪-૦ શ્રી. બ્ર. દલપતરામભાઈ. રૂા. ૧૧-૪-૦ શ્રી. નથુરામ લક્ષ્મીરામ-નાકરાવાળા તરફથી સ્વ. વિઠ્ઠલજી અંબારામના આત્મકલ્યાર્થે ૯ થાળના. રૂા. ૧-૪-૦ શ્રી. દેવચંદ હંસરાજ-પોરબંદર. રૂા. ૧-૪-૦ બાઈ પાર્વતી ઓધડભાઈ -વાકાંનેર. રૂા. ૧-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ-બીલખા. રૂા. ૧૦-૦-૦ શ્રી. નથુરામ લક્ષ્મીરામ નાકરાવાળા તરફથી ભટ્ટ વિઠ્ઠલજી અંબારામના કલ્યાણાર્થે થાળ ૮. રૂા. ૧-૪-૦ શ્રીમતી સુબજીબા-બીલખા. રૂા. ૧-૪-૦ એક ભકત-બીલખા. રૂા. ૪-૮-૦ શ્રી. કરશનદાસ પોપટલાલ રંગરેજ-જામનગર. રૂા. ૨-૮-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ-મુંબઈ ૨ થાળ હા. શ્રી. અંબાશંકર નાનજી જોશી. રૂા. ૧-૪-૦ બાઈ લાધી કરશન-પોરબંદર. રૂા. ૫-૦-૦ સ્વ. વિઠ્ઠલજી અંબારામ તરફથી ( ૪ થાળ ) હા. શ્રી. નથુરામ લક્ષ્મીરામ-નાકરા. રૂા. ૬-૪-૦ સ્વ. વિઠ્ઠલજી અંબારામ તરફથી પાંચ થાળ હા. શ્રી. નથુરામભાઈ. રૂા. ૧-૪-૦ શ્રી. જયંતિલાલ મગનલાલ -લીંબુડા. રૂા. ૫-૪-૦ સ્વ. મયાશંકર રામજી દવેના કલ્યાણાર્થે ( થાળ ). રૂા. ૧-૪-૦ અમૃતલાલ નગીનદાસ-સુરત. રૂા. ૧-૪-૦ અંટોળભાઈ બી. પઢીઆર રૂા. ૨-૮-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે-રાજકોટ ( ૨ થાળ ). રૂા. ૭-૮-૦ સ્વ. વિઠ્ઠલજી અંબારામ હા. શ્રી. નથુરામભાઈ. ( શ્રા. વ. ૩૦ના થાળના. ) રૂા. ૧-૪-૦ સ્વ. ચિ. મનુભાઈ ચંદારાણાના આત્મકલ્યાણાર્થે સંવત્સરીના. હા. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ભાવનગર.

આનંદાશ્રમને અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી થયેલા થાળો ને ભોજનોઃ—

૧ શ્રી. મૂળશંકર કાનજી વકીલ શ્રા. વદિ ૯નો થાળ. ૧
૨ ,, સુમરીબહેન કાળાવાળા-બીલખા શ્રા. વ. ૧૩ ભોજન ને થાળ.
૩ ,, વાલુબાઈ દેવકરણ કરાંચી. ( સાદાં ભોજનો આઠ. )

**અખંડદીપકઃ**—રૂા. ૦-૮-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી. દેવશંકર ભાઇશંકર-કુંડલા. રૂા. ૦-૬-૦ કરુણાશંકર ગૌરીશંકર-જામકંડોરણા. રૂા. ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ-મુંબઈ હા. શ્રી. અં. ના. જોશી. રૂા. ૧-૦-૦ ગં. સ્વ. જડાવબહેન-જોરાવરનગર. રૂા. ૧-૦-૦ મોહનલાલ પ્રાણજીવન-રાજસીતાપુર. રૂા. ૧-૦-૦ એક ભકત. દીપમાળ. રૂા. ૦-૨-૩ નૈવેદ્યના. રૂા. ૭-૦-૦ શ્રી. પ્રેમજી જૂઠાભાઈ-ખેડી હા. બાબુભાઈ.

———[*]———

**શ્રીમોજીદ્ર—આનંદાશ્રમ**—ગત શ્રાવણી બળેવના દિવસે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું મહાપૂજન કરવામાં આવ્યું હતું, અને પ્રસંગાનુસાર પ્રવચન થયુ હતું, તેમજ શ્રીકૃષ્ણ-જન્માષ્ટમીના દિવસે પણ પૂજ્યપાદશ્રીનું યથવિધિ પૂજન સૌ બંધુઓએ મળીને કર્યું હતું

———[*]———

**શ્રીઅમદાવાદ—આનંદાશ્રમમાં** ગત શ્રાવણી બળેવના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું વિધિપૂર્વક મહાપૂજન થયુ હતુ, જેનો લાભ ૪૦ થી ૫૦ બંધુઓએ લીધો હતો.

શ્રીકૃષ્ણજન્માષ્ટમીના દિવસે પણ પૂજ્યપાદશ્રીનું મહાપૂજન કરવામા આવ્યું હતું

શ્રીઆનંદાશ્રમની ચાલુ પ્રણાલિકાનુસાર સં ૨૦૦૨નો શ્રીમન્નાથજયંતી મહોત્સવ આશ્વિન સુદિ ૪ રવિવાર તા. ૨૯-૯-૪૬ના દિવસે સવારના ૯ા ટ. ૯ા વાગે ઉજવાશે, આથી અહીંનાં પ્રત્યેક બંધુબહેનોને આ માંગલિક પ્રસંગનો ધર્મલાભ લેવા હાર્દિક નિમંત્રણ છે

લિ. **શાસ્ત્રી જયશંકર મયારામ ભટ્ટ**
કાર્યવાહક—આનંદાશ્રમ અમદાવાદ.

——— [ * ] ———

કુડલા, માદરા, માંડળી તથા ગોધરામા પણ ત્યાંનાં બંધુબહેનોએ ભાવપૂર્વક પૂજ્યપાદ કૃપાનાથનું જન્માષ્ટમીના દિવસે મહાપૂજન કર્યું હતું.

**વંથલીમાં** ગત આષાઢી પૂર્ણિમાને દિવસે શ્રી. જાદવજી વાલજી વ્યાસને ત્યાં પૂજ્યપાદશ્રીનુ મહાપૂજન કરવામા આવ્યુ હતું, ને પૂજનભેટના રૂ. ૫-૬-૦ તેમણે આનંદાશ્રમમાં મોકલી આપ્યા હતા. શ્રીકૃષ્ણજન્માષ્ટમીના દિવસે પણ સર્વ ભાવિક બંધુઓએ એકત્ર થઇ મહાપૂજન કર્યું હતું. તેની ભેટના રૂ. ૩-૧-૦ આનંદાશ્રમમાં આવેલ છે

જૂનાગઢમા શ્રીમાન્ પોપટલાલ તારાચંદ વકીલને ત્યા ગત શ્રીકૃષ્ણજન્માષ્ટમીના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું વિધિપુરઃસર મહાપૂજન ત્યાંના ગુરુબંધુઓએ મળી કર્યું હતું. ત્યાંના ગુરુબંધુઓએ ધરેલી ભેટના રૂ. ૯-૦-૦ આનંદાશ્રમમાં આવેલ છે. દા શ્રી કરણસિંહજી લાલસિંહજી ઠાકોર.

## खेदजनक अवसान

પોરબંદરનિવાસી ગુરુબંધુ શ્રી મયાશંકર રામજી દવે ૮૭ વર્ષની વયે સ્વર્ગવાસી થયા છે. તેઓ પૂજ્યપાદ કૃપાનાથના ભાવિક શિષ્ય હતા પૂજ્યપાદશ્રીનું પોરબંદર બિરાજવું થતું ત્યારે વ્યાખ્યાનમા તેઓ અચૂક હાજરી આપતા મરહુમના આત્માને પરમ શાંતિ આપવા પૂજ્યપાદ શ્રીમદ્‌ગુરુદેવના પાવન ચરણકમલોમાં પ્રાર્થના છે

શ્રી કરશનદાસ હરજી વડુકુવનાં ધર્મપત્ની બાઈ મોતીબાઈ જૂનાગઢમાં અવસાન પામ્યાં છે તેમના આત્માને શાંતિ આપવા પૂજ્યપાદ કૃપાસિંધુ નાથ કૃપા કરો!

———[ * ]———

**નીચેના બંને દિવસોએ પણ મહાપૂજન થશે—**

(૧) આસો વદિ ૧૧ રવિવાર તા ૨૦ ઓક્ટોબર ૧૯૪૬ સવારમાં ૧૦ાા થી ૧૧ાા
(૨) કાર્તિક સુદિ ૧ શુક્રવાર તા ૨૫ ઓક્ટોબર ૧૯૪૬ સવારમાં ૧૦ાા થી ૧૧ાા

સ્થળ—માધવભુવન, ઠાકુરદ્વારી, મુંબઈ ન ૪

લિ. **શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળ-મુંબઈ**



૧-૦-૦ શ્રી. ઉમેદભાઈ આશાભાઈ—સાદરણ
૨-૦-૦ બેન ચંદનબેન એફ.—ભરૂચ
૧-૦-૦ બેન રૂક્ષ્મણિબેન—ભરૂચ
૭-૦-૦ લીંબડીમાં મહાપૂજન ભેટના હા. શ્રી. દુર્ગાશંકરભાઈ ઉપાધ્યાય—લીંબડી
૨૦-૦-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ—માંગરોળ માસિક જપાદિ માટે
૫-૦-૦ શ્રી. લાલજી ડાહ્યાભાઈ—પોરબંદર નિત્ય દાનના
૦-૪-૦ ,, નિર્ભયશંકર વિશ્વનાથ
૧-૪-૦ ,, કલ્યાણજી ડાહ્યાભાઈ—મોરબી
૨-૦-૦ સ્વ. પોપટલાલ વાલજી રંગરેજ—જામનગર
૧-૪-૦ ચિ. કરશનદાસ પોપટલાલ

**જંબુસરમાં ગુરુપૂર્ણિમાની ભેટના:—**

૧-૦-૦ શ્રી. અંબાલાલ તુલજારામ
૧-૦-૦ ,, તાપીશંકર જયશંકર
૧-૦-૦ ,, પ્રાણજીવન નરોત્તમદાસ
૧-૦-૦ ,, ડાહ્યાભાઈ મંગળદાસ
૦-૮-૦ બેન જહાવબેન દામોદર
૪-૧૨-૦ પરચુરણ ભક્તોની ભેટના

૯-૪-૦ હા. અં. તુ. જંબુસર

**જામજોધપુરમાં ગુરુપૂર્ણિમાના ભેટના**

૧-૦-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ
૧-૦-૦ ,, મૂળશંકર મોહનલાલ
૧-૦-૦ ,, ડૉ. ભાણજી મૂળજી
૦-૮-૦ ,, પરમાણંદ લાલજી
૦-૪-૦ ,, ચત્રભુજ ગાંડાલાલ
૦-૪-૦ ,, પ્રેમજી પુંજા
૦-૪-૦ ,, માનશંકર શંકરલાલ
૦-૪-૦ ,, જગજીવન ઝીણાભાઈ
૦-૪-૦ ,, પુરુષોત્તમ પ્રેમજી
૦-૪-૦ ,, મોહન ભાણજી

૫-૦-૦

૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પઢીઆ મુંબઈ શ્રાવણની ભેટના હા. અં. ના. જોશી

૭૫-૧૪-૦ શ્રી. શેઠ રાજસી જીવરાજ—મુંબઈ તરફથી માસિક સાત્વિક દાનના
૧-૦-૦ ,, કરણસિંહ લાલસિંહ ઠાકોર

આનંદાશ્રમમાં શ્રીકૃષ્ણજન્માષ્ટમીના પૂજન ભેટના:—

૦-૨-૦ બ્ર. દલપતરામભાઈ
૦-૨-૦ શાસ્ત્રી મગનલાલ રામજી જોશી
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૧-૦-૦ બેન પ્રાણકુંવર ચકુભાઈ
૦-૪-૦ શ્રી. શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૮-૦ ,, નથુરામ લક્ષ્મીરામ—નાટરા
૦-૪-૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૦-૪-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૧-૦-૦ ,, મોરારજી ઓધવજી અઢિયા
૦-૮-૦ ,, ભટ્ટ વિઠ્ઠલજી અંબારામ હા. નથુરામભાઈ
૧-૧-૦ શ્રી. હરગોવિંદ નરભેરામ—બીલખા
૦-૪-૦ બેન લાભુબેન ,, ,,
૦-૨-૦ ચિ. લલિતપ્રસાદ અંબાશંકર જોશી
૦-૨-૦ પોસ્ટ માસ્તર સાહેબનાં પત્ની —બીલખા
૦-૪-૦ શ્રી. રમણિકલાલ ત્રિ. દવે
૦-૫-૦ એક ભક્તજન
૦-૪-૦ ,, ,,
૦-૨-૦ શ્રી. મકનજી ગંગારામ
૦-૮-૯ પરચુરણ ભેટ મંદિરેથી
૦-૬-૩ મોજીદડમાં પરચુરણ ભેટ હા. શ્રી. હરદત્ત જોશી

**મોજીદડમાં અષાઢીપૂનમના ભેટના:-**

૦-૮-૦ શ્રી. હરદત્ત રેવાશંકર જોશી
૦-૮-૦ ,, હરનારાયણ કલ્યાણજી
૦-૮-૦ બેન મોતીબેન—મોજીદડ
૦-૪-૦ શ્રી. પ્રતાપરાય શાંતિલાલ
૦-૪-૦ ,, મણિશંકર ઇચ્છાશંકર
૦-૪-૦ ,, શાંતિલાલ ઇચ્છાશંકર
૦-૪-૦ ,, ઇચ્છાશંકર નાગરદાસ
૦-૭-૦ પરચુરણ
૧-૦-૦ શ્રી. દેવશી વશરામ

૬-૧૫-૦

લીંબુડા આનંદાશ્રમની ભેટ:—

૦-૧૦-૦ જેઠમાસમાં આવેલી ભેટ.
૨-૧૦-૦ અષાઢી પૂનમની ભેટ.
હા. હરજીભાઈ.

શ્રી ધ્રાફા આનંદાશ્રમમાં ગુરુપૂનમની ભેટ.—

૧-૦-૦ ડૉ ભાનુભાઈ નાણાવટી
૧-૦-૦ શ્રી. કાળુભાઈ પથાભી
૧-૦-૦ ,, જેરામ જેઠા
૦-૮-૦ ,, માધવજી કાળા
૧-૦-૦ તાલુકદાર નાનાભાઈ

૪-૮-૦

શ્રી. અમદાવાદ આનંદાશ્રમની ભેટ.—

૮-૮-૦ સ્વ. ભાઈલાલ યાજ્ઞિક તરફથી જેઠના માસિક થાળના હા. રેવાબા.
૦-૫-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા
૧-૦-૦ ,, મોહનલાલ તારવાળા
૦-૫-૬ ,, પુરુષોત્તમ લક્ષ્મીશંકર
૦-૫-૩ ,, જયશંકર મયારામ ભટ્ટ
૦-૨-૦ સ્વ. દલપતરામભાઈ
૦-૪-૦ શ્રી જયશંકર મ ભટ્ટનું કુટુંબ
૧-૦-૦ ,, નારણ જેઠાભાઈ
૧-૦-૦ શ્રી રાજસી જીવરાજ-મુંબઈ
૧-૦-૦ ,, સુરતસિંહ માધવસિંહ
૨-૦-૦ ,, ડુંગરશી ખેતસી-કરાંચી
૧-૦-૦ ,, નૌતમલાલ જેશંકર ત્રિવેદી
૧-૦-૦ ,, બાપાલાલ નૌતમલાલ —અમદાવાદ

સીગામમાં ગુરુપૂર્ણિમાની પૂજન ભેટ.—

૧-૦-૦ શ્રી. ઇચ્છારામ કૃષ્ણદેવ
૧-૦-૦ બાઈ લલિતા બેન
૧-૦-૦ બેન અમા બેન
૧-૦-૦ શ્રી ઠાકોર ભા સાહેબ
૦-૮-૦ ,, રાજ જેસંગભાઈ
૦-૮-૦ ,, રાજ પ્રભાતસંગભાઈ
૧-૦-૦ બેન ગજરાબા
૧-૦-૦ શ્રી હરભમજી દાદાબાવા હા ઇચ્છાશંકરભાઈ
૧-૪-૦ શ્રી. અમૃતલાલ નગીનદાસ-સુરત

દીવામાં ગુરુપૂર્ણિમાની ભેટ:-

૨-૦-૦ શ્રી. ભુધરભાઈ પટેલ
૧-૦-૦ ,, વેણીલાલ ,,
૨-૦-૦ ,, ઈશ્વરલાલભાઈ
૧-૦-૦ ,, ગણેશભાઈ
૧-૦-૦ ,, હરજીવનભાઈ
૦-૮-૦ ,, ભગવાન જીવા
૦-૮-૦ ,, માધવભાઈ

૮-૦-૦

૦-૪-૦ શ્રી. કસ્તુર બેન-બીલખા
૦-૪-૦ શ્રી કરશનજી દુર્લભજી માસ્તર
૦-૪-૦ ,, દરબાર હીરજી રામજી
૦-૪-૦ બેન રામબા હીરજી
૫-૦-૦ ,, ડાહ્યાભાઈ નારણદાસ-સનાવદ
૦-૨-૦ ,, ફગુરણ મંદિરેથી ભેટ
૦-૪-૦ શ્રી મા ના ચંદારાણા. ચૈત્રી વર્ષારંભની ભેટ
૨-૧૨-૦ શ્રી. મા ના ચંદારાણા તથા તેમનું કુટુંબ થી શંકર જયંતીની ભેટના
૨-૧૦-૦ શ્રી. મા. ના ચંદારાણા તથા તેમનું કુટુંબ ચંદ્રગ્રહણની ભેટના
૧-૫-૦ શ્રી કેશવલાલ મા ચંદારાણા તથા તેમનું કુટુંબ અષાઢીપૂર્ણિમાની ભેટ
૧-૦-૦ શ્રી કે. મા ચંદારાણા જન્મદિવસની ભેટ.
૨-૧૧-૦ શ્રી મા ના ચંદારાણા તથા તેમનું કુટુંબ શ્રાવણીના પૂજન ભેટના

૧૦-૧૦-૦

૦-૪-૦ બેન કસ્તુરબાઈ-બીલખા
૦-૮-૦ શ્રી સ્વ. વિઠ્ઠલજી અંબારામ -જામજોધપુર
૦-૮-૦ ,, નથુરામ લક્ષ્મીરામ-નાકરા
૦-૧૦-૦ ,, ઈશ્વરલાલ અંબારામ લધુરદની ભેટ તથા પૂજાપાના
૨-૮-૦ ,, બાલમુકુંદ પી ઉપાધ્યાય-એડન રુદ્રાભિષેકના પૂજાપાના
૩-૪-૦ ,, ભેટના ,, ,,

( શ્રાવણ વદિ ૩૦ સુધીના રોજમેળ મુજબ )

Reg. No. B. 3087.

સને ૧૯૪૬ તા. ૨૫ સપ્ટેમ્બર

# વિજ્ઞપ્તિ

આસો સુદિ ૪ ને રવિવાર તા. ૨૯ સપ્ટેમ્બર ૧૯૪૬ના દિવસે પૂજ્યપાદ કૃપાનાથશ્રીનો ૮૯ મો જયંતીમહોત્સવ ઊજવવામાં આવશે. બહેનોમાટે બેસવાની તથા આવવાજવાની જુદી વ્યવસ્થા રાખવામાં આવી છે.

**સ્થળ:**—શ્રીમાધવબાગ, પાઠશાળા સામેના હોલમાં, પહેલે મજલે.

( લાઉડસ્પીકરની ગોઠવણ રાખવામાં આવી છે. )

**કાર્યક્રમ**

**સવારે**

(૧) વેદઘોષ તથા વેદમંત્રોચ્ચાર
સ્ટાં. ટા. ૯ થી ૧૦

(૨) પૂજ્યપાદશ્રીનાં પુનિત પાદુકાજી તથા પ્રતિકૃતિનું ષોડશોપચાર મહાપૂજન
૧૦ થી ૧૧॥

શ્રી આનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા—( કાઠિયાવાડ )
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India)
આનંદાશ્રમ
શ્રી૦
૭૫૭ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, કાંગ્રેસલેન
મુંબઈ ૪

**સાંજે**

(૧) પૂજ્યપાદશ્રીના સદ્‌ગ્રંથોનું વાચન અને ( દર રવિવારના નિયમ મુજબ ) તે પર શ્રી. મણિશંકર સોમનાથ રાવળ વિવેચન કરશે. — ૪ થી ૫

(૨) શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય દાર્શનિક સાર્વભૌમ ન્યાયમાર્તંડ મંડલેશ્વર પૂજ્યપાદ શ્રીમાન્ સ્વામીજી શ્રી ૧૦૮ શ્રી મહેશ્વરાનંદજી મહારાજ સરલ શૈલીમાં " શ્રીમન્નાથભગવાન્ અને અદ્વૈતસિદ્ધાંત " એ વિષયપર વિદ્વત્તાપૂર્ણ મનનીય વ્યાખ્યાન કરશે. — ૫ થી ૬॥

(૩) પૂજ્યપાદ કૃપાનાથશ્રીનું દિવ્યજીવનદર્શન: **વક્તાઓ:**—ગં. સ્વ. શ્રી. જયગંગા બહેન, શ્રી. મણિશંકર સોમનાથ રાવળ, શ્રી. મણિશંકર ત્રિ. ભટ્ટ–સુરત, શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ, મંત્રી શ્રી. કૃષ્ણદાસ શ્યામજી, કવિભૂષણ–કરાચીનાં ભજનો. — ૬ થી ૭॥

(૪) શ્રીમાન્ મંગલદાસ મોઘવલાલ વ્યાસ, રીટાયર્ડ એજન્સિ હેડસરવેયર–સાદરા ડિવિઝનવાળાનું સુશ્રાવ્ય મનોરમ્ય હરિકીર્તન. — રાત્રે ૭॥ થી ૧૦॥

(૫) ભક્તરાજ શ્રી. કનુભાઈના ચિ. શ્રી. નવનીતભાઈનાં સત્સંગમંડળનાં હૃદયઆલ્હાદક ભજનો, આરતિ, પ્રાર્થના, પ્રસાદ. — ૧૦॥ થી ૧૨

લિ. આનંદાશ્રમસુમુક્ષુમંડળ–મુંબઈના સભ્યોના જયનાથપ્રભુ.

—( * )—

વર્ષ ૧૫ મું

ભાદ્રપદ

અંક ૪

સંવત્ ૨૦૦૨

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



પરદેશમાટે

શિલિંગ ૨

## श्रीनाथजयंती अंक



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પી બીલખા

सुधास्रवं नाथवचः प्रसन्नं सुधास्रवं नाथविलोकितं च ।
सुधास्रवं नाथमनः प्रसन्नं सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

સુધાસ્રવતું છે નાથનું નિર્મળ બોલવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ જોવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ અંત કરણ ! સુધાસ્રવતું છે નાથના નિવાસનું નિર્મળ ધામ-આનંદાશ્રમ ! ! !

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | ભજન-ધૂન. | ૪૫ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૪૬ |
| ૩ | શ્રીસદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ની નેવ્યાશીમી જન્મજયંતીના પ્રસંગનું નિવેદન. | ૪૬ |
| ૪ | શ્રીમુચુકુંદગુહા જયંતીમહોત્સવ. | ૪૮ |
| ૫ | "શ્રીમુચુકુંદગુહા વર્ણન". | ૫૦ |
| ૬ | કૃપાનાથનાં પ્રતિકૃતિની પધરામણી. | ૫૧ |
| ૭ | મુંબઈમાં રામબાગમાં 'શ્રીમન્નાથસત્સંગમંડળ' તરફથી- ઉજવાયેલો "શ્રીમન્નાથ જયંતી મહોત્સવ". | ૫૩ |
| ૮ | શ્રીનાથજયંતી-ખબરલા. | ૫૭ |
| ૯ | શ્રીનાથજયંતીમહોત્સવ-ભાવનગર. | ૫૯ |
| ૧૦ | શ્રીનાથસુબોધમાલા. | ૬૦ |
| ૧૧ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૬૨ |
| ૧૨ | ખાસ-નોંધ. | ૬૫ |
| ૧૩ | પરચુરણ ભેટ. | ૬૬ |

——[ * ]——

શ્રી. મંત્રી સાથેના કામ માટેનો પત્રવ્યવહાર હવે પછી નીચેના શિરનામે કરવાનો છે:—

**શ્રીમાન્ મંત્રી,**

**આનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-કાઠિયાવાડ**

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



આશ્વિન સુદિ ૪ રવિવાર
સં. ૨૦૦૨

મુચકુંદગુફા નાથજયંતી મહોત્સવ

તા ૨૯-૯-૧૯૪૬
જૂનાગઢ



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥

श्रीनाथजयंती अंक




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૫ મું ] સંવત્ ૨૦૦૨ ભાદ્રપદ [ અંક ૪ થો

## ભજન–ધૂન

(જય નાથ હરિ–જય નાથ હરિ–એ રાગ)

[ લેખક —વિ કનકરાય ગોવર્ધનદાસ-ઉ. વ. ૧૪ ]

જે મુખમાં શ્રીનાથનું નામ નથી, એ અજ્ઞતણું સદ્ભાગ્ય નથી.
જે ઉરમાં શ્રીમન્નાથ નથી, એને સંસારે સુખ ક્યાંઇ નથી.
જેની સેવામાં શ્રીનાથ નથી, એ ઉરમાં આનંદ ક્યાંઇ નથી
જેને સત્સંગ બહુ પ્રેમ નથી, તેને શિર શ્રીનાથની રહેમ નથી.
એ નાથને વ્હાલો કેમ નથી? એને ગુરુભજનમાં પ્રેમ નથી.
જે ઉરમાં નીતિ ધર્મ નથી, એનાં પૂર્વતણાં શુભ કર્મ નથી.
જેને નાથસેવામાં ચિત્ત નથી, એને નાથતણી ઓળખાણ નથી
તેને સમજ છતાં પણ સાન નથી, જેને સત્ય અસત્યનું ભાન નથી.
જે ભાવે ભજશે નાથપ્રભુ, ભવપાર ઉતારશે એજ વિભુ.
અમ હૃદય વસો પ્રભુ દિનમણિ, તુજ બાળ "કનક" કિંકર ગણી.

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

લક્ષ્મી પ્રાયશઃ શૂરપુરુષથી બીએ છે, તે કોમલમનના પુરુષપર પ્રેમ કરતી નથી, તે વિદ્વાનોપર બહુધા દ્વેષ રાખે છે, ને પ્રાયશઃ ઘણા કાલસુધી તે એક ઠેકાણે રહેતી નથી. શૂરવીરથી વિધવા થવાનું, ઉદારથી અસત્કાર પામવાનું, ને વિદ્વાન્‌થી સરસ્વતીરૂપ શોકયનું ભય હોવાથી લક્ષ્મી એ ત્રણેનો આશ્રય નહિ કરતાં પ્રાયશઃ મૂર્ખનો ને કૃપણનો આશ્રય કરે છે. વ્યાઘ્રને જોઇને જેમ હરણું ભાગે તેમ પોતાને બંધન થશે એમ જાણી ગુણવાનને જોઇને લક્ષ્મી ભાગે છે. લક્ષ્મીમાં સહોદરપણાના દોષથી બીજના ચંદ્ર જેવું વાંકાપણું, ઉચ્ચૈઃશ્રવાના જેવી ચંચલતા, વિષ જેવી કઠોરતા તથા મોહનશક્તિ ને મદિરાના જેવો મદ એ દોષો રહેલા છે. તે સહસા પ્રાપ્ત થતી નથી, મેળવ્યા પછી બહુ દુઃખે તે સાચવી શકાય છે ને ગમે તેવી યુક્તિથી રાખી હોય તોપણ તે આશ્ચર્યકારક રીતે ભાગી જાય છે.

વિવેકહીન ધનાઢયો અપંગની પેઠે બીજાના દોર્યા દોરાય છે, ને દ્રવ્યના તાપથી તપતા હોય એમ વિચિત્ર ચેષ્ટાઓ કરે છે, મદિરાના મદથી ઘેરાયેલાની પેઠે તે વાંકા ચુંકા ચાલે છે, દુર્ગંધયુક્ત પદાર્થોની પેઠે તે અનુચિત શબ્દો બોલી પાસે બેઠેલાનું માથું ચઢાવે છે, તે દીનજનો પર ક્રૂરતા વાપરે છે. તેજસ્વી, વિદ્વાન, બંધુઓ કે હિતનો ઉપદેશ કરનારને તે ગણકારતા નથી, અભિમાનરૂપ પડળ આવવાથી તે પરિણામ જોઈ શકતા નથી, દુર્જનોપર ને દુર્વ્યસનોપર તે પ્રીતિ રાખે છે, તે મિથ્યા વખાણ કરનારને ને ઠગોને અધીન રહી પોતાનું જીવતર પૂરું કરે છે, અને તે પોતાના હિતને અહિતરૂપ માને છે, તથા પોતાના અહિતને હિતરૂપ માને છે.

——[ * ]——

## શ્રીસદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ની નેવ્યાશીમી જન્મજયન્તીના પ્રસંગનું નિવેદન

[ લેખકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ ]

જય નાથ !
જય મહેશ્વર !

હે ધનપ્રજ્ઞ ! સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના મંગલ સ્વરૂપમાં આપભગવાનની આ લોકમાં પ્રથમ પ્રજ્ઞા થયાને આજ નેવ્યાશીમા વર્ષની ગ્રંથિ ગુંથાય છે. તે મંગલ પ્રસંગે અમે અમારા અંતરમાં તથા બહાર આપભગવાનનાં પુણ્ય પવિત્ર માનુષી તનુનાં દર્શન સાક્ષાત્કાર કરીને અમે અમને ધન્ય અનુભવીએ છીએ.

હે પ્રથમપૂજ્ય ! આજની એ મંગલ ક્ષણે આપભગવાનની એ નિસર્ગપવિત્ર તનુનાં શાસ્ત્રીય પૂજન-અર્ચન કરીને અમે અમને કૃતધર્મ અનુભવીએ છીએ.

હે સદ્‌ગુરુદેવ ! સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના નામાભિધાનવાળા આપભગવાનના સુદર્શન સ્વરૂપમાં દુર્દર્શ, અતિગંભીર, પરમશાંત અને કેવલ અદ્વૈત એવા શિવતત્ત્વનું સ્પષ્ટ

દર્શન પામીને અમે અમને પરમ ભાગ્યવંત અનુભવ્યાં છે

હે સ્વરૂપોજ્જ્વલ ! આપભગવાનના એ નામધેય સ્વરૂપમાં અનુભવગોચર કરેલું એ પરમ શાંત શિવતત્ત્વ, દીપકમાંથી પ્રકટાવેલા દીપકની પેઠે અમારા અંતરમાં અને અમારી બહાર સર્વત્ર વિલસી રહેલું અનુભવવાના ભાગધેયને પણ અમે પામી ચૂક્યા છીએ

હે અમોઘલીલ ! આપભગવાનની તે તે લીલાઓનાં સ્મરણો અદ્યાપિ અમારા દેહરૂપનું ભાન ભૂલાવીને અમને અમારા આત્મરૂપમાં લીન કરી મૂકે છે.

હે સ્વરૂપપ્રત્યક્રૃતિચારુદર્શન ! આપભગવાનના એ નામધેય સ્વરૂપમાં વિશ્વનિયામક વિશ્વેશ્વરનો સાક્ષાત્કાર અનુભવવાના ભાગધેયને પણ અમે નિઃસંશય પામ્યા છીએ.

હે સિદ્ધસંકલ્પ ! આપભગવાનના મનોમય સંકલ્પમાત્રથી, અમારા વ્યવહારના સુખોમાં તથા પરમાર્થના સુખમાં પ્રતિબંધ કરી રહેલાં અંતરબહારનાં પાપરૂપ બલોનો અનાયાસ ધ્વંસ થયેલો અમે અનુભવીએ છીએ

હે પ્રૌઢ પુરુષ ! આપભગવાનની પ્રૌઢિ પ્રૌઢ વયના પુરુષોને પણ ભયનો કંપ પ્રકટાવે એવી હોવાથી આપભગવાન્ આપભગવાનની એ પ્રૌઢિનેજ જો સદા ધારણ કરી રહ્યા હોત તો અમ જેવાં ભીરુ અર્ભકો આપભગવાનનાં ચરણસુધી કવચિતજ પહોંચી શક્યાં હોત.

પણ હે પરમ કારુણિક ! જે વત્સલતા આપભગવાને અમારા પ્રતિ પ્રવર્તાવેલી છે તે વત્સલતા પોતાની ઔરસ પ્રજાપ્રતિ કોઈ માતાપિતા પણ ભાગ્યેજ પ્રવર્તાવી શકે.

હે સદ્ગુરુશ્રેષ્ઠ ! અતિ ગંભીર અને કેવલ અદ્વૈત એકજ હોવાથી અતિ દુર્વિજ્ઞેય શિવતત્ત્વ આપભગવાને આપભગવાનના સ્વરૂપદર્શનથી અમને સુવિજ્ઞેય કર્યું છે

હે આચાર્યપ્રવર ! શ્રુતિએ તથા સ્મૃતિએ વિહિત કહેલા જે ધર્મોનું કરેલું આચરણ અપૂર્વ સંસ્કારના સૂક્ષ્મ રૂપમા બંધાઈને કેવલ અદ્વૈત શિવતત્ત્વના અનુભવરૂપ ફલ પ્રકટાવવામા પર્યવસાન પામનારું છે તે ઉજ્જ્વલ ધર્મોના આચરણનોજ આપભગવાને આ લોકમાં ઉપદેશ પ્રવર્તાવેલો છે

હે યોગીશ્વર ! દેહથી જુદા જીવના અને જીવથી જુદા આત્માના સ્વરૂપનો સ્પષ્ટ ઉપદેશ આપી અધિકારી જીવોને તેમના આત્મરૂપે વિરાજમાન શિવતત્ત્વમાં ધાર્યું અવસ્થાન કરી રહેવાના રાજમાર્ગનો આપભગવાને આ લોકમા અપ્રકટ રહેલા ઉપદેશને પ્રકટ પ્રવર્તાવેલો છે

હે શાસ્ત્રયોનિ ! વિશ્વના સર્જનમા આપભગવાને આપભગવાનના નિઃશ્વાસભૂત પ્રવર્તાવેલા શાસ્ત્રોના અપ્રકટ મર્મને આપભગવાને આ લોકમા પ્રકટ પ્રવર્તાવેલો છે

અને હે શાસ્ત્રૈકપ્રમાણ ! ઈશ્વરના ઈશ્વરસ્વરૂપનો તથા શિવતત્ત્વના શિવતત્ત્વસ્વરૂપનો ઉપદેશ પ્રવર્તાવનારું જે એકમાત્ર પ્રમાણ શાસ્ત્રપ્રમાણ છે તે શાસ્ત્રપ્રમાણજ આપભગવાનને ઈશ્વરરૂપે ઓળખવામાં તથા આપભગવાનનેજ શિવતત્ત્વરૂપે નિર્ધાર કરવામા અમારું પ્રમાણ થયું છે.

હે કૃપાપારાવાર ! અમારી જે ક્ષતિઓને અમે પોતે જાણીએ છીએ અને અમારી જે ક્ષતિઓને અમે પોતે જાણતા નથી તે અમારી સર્વે ક્ષતિઓને આપભગવાન્ તો જાણોજ છો. તે અમારી સર્વે ક્ષતિઓ માટે અમે આપ ભગવાનની ક્ષમા યાચીએ છીએ. તે યુગબળની પ્રતિકૂલતાને તથા અમારા સામર્થ્યની અલ્પતાને લક્ષમા લઈને આપભગવાન્ અવશ્ય ક્ષમા આપવાની કૃપા કરશો એમ અમે આપભગવાનને નમ્રતાથી પ્રાર્થીએ છીએ,

હે કર્મફલપ્રવર્તક ! યજ્ઞના હેતુથી ભિન્ન હેતુથી કરેલાં એટલે લૌકિક સુખના ફલની કામનાથી કરેલાં કર્મો તે કર્મોના કરનારને કર્મનું બંધન ઉપજાવે છે, એટલે તેનું

સુખ તથા દુઃખરૂપ ફલ ભોગવાવે છે. આ આપભગવાનના પ્રસિદ્ધ ઉપદેશની અવગણના કરીને લોકો બહુધા લૌકિક સુખનીજ કામનાથી કર્મો કરતા રહે છે, અને કર્મોના સુખ ઉપજાવનારા તથા દુઃખ ઉપજાવનારા ભેદથી બહુધા અનભિજ્ઞ રહેનારા તેઓ જે કર્મો કરે છે તે બહુધા દુઃખ ઉપજાવનારાં જ થાય છે.

હે નિયતિનિર્ણેતા! પોતે કરેલાં કર્મોનું દુઃખરૂપ ફલ અનુભવવા છતાં કર્મોનો કરવો જોઇએ તેવો વિવેક લોકો કરતા નથી, ન કરવા જેવાં કર્મો પોતાની મતિથી કરવાજેવાં જાણી કરે છે, અને પરિણામે દુઃખને અનુભવતાં છતાં પાછાં એવાં ને એવાં કર્મો પોતાની મતિથી કરવાજેવાં જાણી કર્યા કરે છે.

હે સર્વાંતર્યામિ! આ દુઃખદ ચક્રમાંથી છૂટાય એવો વિવેકનો કાંઇક પ્રકાશ તેમની મતિમાં પ્રેરવા આપભગવાનના સર્વાંતર્યામિસ્વરૂપની અમે પ્રાર્થના કરીએ છીએ.

જય! જય!

———[ * ]———

## શ્રીમુચુકુંદગુહા જયંતીમહોત્સવ

[ લેખકઃ—કરણસિંહ લાલસિંહ ઠાકોર બી. એ. ]

ઝાલાવાડપ્રાંતના લીંબડીસંસ્થાનના નાનકડા ગામ મોજીદડમાં પૂજ્યચરણ આચાર્યપ્રવર શ્રીમન્નથુરામશર્માજીનું પ્રાકટ્ય સં. ૧૯૧૪ના વર્ષના આશ્વિનમાસમાં સુદિ ચોથને દહાડે થયું હતું. આ રીતે સં. ૨૦૦૨ના વર્ષના આશ્વિનમાસની સુદિ ચોથ અને રવિવાર તેઓશ્રીના ૮૯મા જયંતીમહોત્સવનો સુદિન હતો. આ સમયે આ જયંતીમહોત્સવ જૂનાગઢ–મુચુકુંદગુહામાં ઊજવવામાં આવ્યો હતો. સં. ૧૯૪૬ના વર્ષનું ચાતુર્માસ તેઓશ્રીએ મુચુકુંદગુહામાં ગાળ્યું હતું. તેઓશ્રીની ભીષણ તપશ્ચર્યાનાં જૂનાં સંસ્મરણો તાજાં કરવા આ કાર્યક્રમ યોજાયો હતો. એકાંતસેવન અને મૌનવ્રત પૂરું કરી સં. ૧૯૪૭ના વર્ષની ત્રિપુરીપૂનમ–કાર્તિકીપૂનમપર પ્રકટ આચાર્યરૂપે પૂજાયેલ સંતનું જીવનદર્શન કરવા આ ઉત્સવ યોજાયો હતો.

મુચુકુંદગુહા દર્શનીય સ્થાન છે. સુવર્ણરેખાને કિનારે એકાંતમાં આ સ્થાન આવેલું છે. રૈવતગિરિને ખોળે બેઠું હોય એવું ભાસે છે. આસપાસની લીલી હરિયાળી અને ઝાડોની ઘટા એની સુંદરતામાં વધારો કરે છે, એની શાંતિમાં વધારો કરે છે, એકાંતને રોચક બનાવે છે.

સવાર પડતાં ગુરુબંધુઓ, બહેનો ને બાળકો આ ઉત્સવમાં ભાગ લેવા ત્યાં આવવા લાગ્યાં. કેટલાક સૂર્યોદય પહેલાં આવી દામોદરજીમાં સ્નાનસંધ્યા કરી ત્યાં આવી પહોંચ્યા. કેટલાક પગપાળા તો કેટલાક વાહનમાં ત્યાં આવી પહોંચ્યા. ત્યાં આટલો માનવસમૂહ થશે એવું અનુમાન પણ ન હતું. કોઇ અગમ્ય આકર્ષણે ત્યાં સૌને ખેંચી લાવ્યું હતું. નહિતર શહેરથી દૂર એ સ્થાનમાં આટલાં માણસો ક્યાંથી ખેંચાઇ આવે?

પૂજન પહેલાં પૂજનનો સમૂહ-ફોટો લેવામાં આવ્યો. સં. ૧૯૬૧ના વર્ષમાં બીલખા–આનંદાશ્રમમાં આવો સમૂહ-ફોટો લેવાયો હતો. તેમાં કૃપાનાથ અને જૂના શિષ્યોની ઝાંખી થાય છે. આ પછી નિયમબદ્ધ પૂજન થયું. કૃપાનાથનાં મોટાં છબીજી અને સન્મુખ પાદુકાજી પધરાવવામાં આવ્યાં હતાં. પૂજન બરાબર ૧૧ાા સુધી ચાલ્યું. જંગલમાં મંગલ થયું. એકાંતમાં આનવમેદની જામી હતી. મુચુકુંદગુહામાં ફક્ત પૂજનનોજ કાર્યક્રમ હતો.

પૂજનમાં ભાગ લેવા મુંબઇથી દયાળસિંહભાઇ આવ્યા હતા. જામનગરથી શ્રી. છગનભાઇ આવ્યા હતા. રાજકોટથી લતીપુરનિવાસી અને હાલ આફ્રિકા–ડરબનમાં વસતા

શ્રી હરિલાલ અંબારામ ઠાકર પોતાના ડરબનનિવાસી એક મિત્ર સાથે આવ્યા હતા ગોંડલથી શ્રી કેવળચંદભાઈ પારેખ આવ્યા હતા. પોરબંદરથી દેવચંદભાઈ અને બીલખાથી પૂ બ્ર. બ્રહ્મપ્રકાશજી, શ્રી. મૂળશંકરભાઈ, શ્રી. કરશનજીભાઈ, શ્રી. શાસ્ત્રીજી દયારામ, સદ્‌ગત ઓધવજીભાઈના સુપુત્રો–મોરારજીભાઈ તથા લાલજીભાઈ, શ્રી દલપતરામ પૂજારી, શ્રી મયાશંકર તથા શ્રી. કરશનદાસ વ્યવસ્થાપક, વથલીથી શ્રી કાનજીભાઈ સહકુટુંબ અને જૂનાગઢમાં વસતા તેમના સુપુત્રો, બાલુસિંહ સહકુટુંબ, બાટવાથી ભક્તજનો, કુતિયાણાથી શ્રી. દેવશંકરભાઈ, સવલસિંહજી, ખેંગારસિંહજી વગેરે તથા બીજા ઘણા ગુરુબંધુઓ પણ બહારગામથી આવ્યા હતા. અકાળાથી, મોટાદેવળિયાથી, દેવરાણાથી પણ બંધુઓ ને બહેનો આવ્યાં હતાં. વનિતાવિશ્રામવાળા પ્રાણકુંવરબહેન ને મણિબહેન પણ આવ્યાં હતાં.

જૂનાગઢના શ્રી પોપટલાલભાઈ સહકુટુંબ, શ્રી. જયચંદભાઈ, શ્રી ધનેશ્વર માસ્તર તથા તેમના સુપુત્ર શાંતિલાલભાઈ, શ્રી હરખચંદ શેઠ, શ્રી. કલ્યાણસિંહજી સહકુટુંબ, શ્રી. લાલજીભાઈ તથા શ્રી. કેશવજીભાઈ સહકુટુંબ, વથલીનિવાસી સદ્‌ગત ફૂલશંકરભાઈના લઘુબંધુ મૂળશંકરભાઈ, શ્રી. રાજુપ્રસાદ માસ્તર, શ્રી જટાશંકર માસ્તર અને ગુરુબંધુઓ અને બહેનોએ આ મહોત્સવમાં પ્રેમપૂર્વક ભાગ લીધો હતો સદ્‌ગત શ્રીમાન્ અમરજીભાઈના પૌત્ર ભવસુખભાઈએ પણ પૂજનમાં હાજરી આપી હતી

બહારથી આવનારા બંધુઓ માટે ઊતારો ગિરનાર દરવાજે આવેલ મયારામદાસજીના બ્રહ્મચર્યાશ્રમમાં હતો આ મહોત્સવનો બીજો કાર્યક્રમ બ્રહ્મચર્યાશ્રમમાં હતો અને તેમાં સાના સંચાલક શ્રી મયારામદાસનો સહકાર્ય સાથ હતો તેમના નિખાલસ સહકારથી ભોજન, પ્રવચન અને નિવાસમાટે સૌ પૂરતી અનુકૂલતા હતી.

જયંતીમહોત્સવ પહેલાંજ અંબાશંકરભાઈ તથા શ્રી જટાશંકર રાવળ આવી પહોંચ્યા હતા અને બ્રહ્મચર્યાશ્રમમાં રહીને જયંતીમહોત્સવના શુભકાર્યમાં મદદગાર થયા હતા શ્રી અંબાશંકરભાઈએજ આગળ પડતો ભાગ લઈ શ્રીમુચુકુન્દગુફા જીર્ણોદ્ધારનું મંગલ કાર્ય ઘણી ખંત અને ઉત્સાહથી કર્યું છે

જયંતીમહોત્સવને દિવસે સાંજરે રા ૬ થી ૮ સુધી રાંકનિવાસી શ્રી ગાડાલાલભાઈએ પૂજ્યપાદશ્રીનો મુચુકુન્દગુફાનિવાસનો કથાપ્રસંગ હરિકથાના સ્વરૂપમાં સંગીત સાથે વર્ણવી બતાવ્યો હતો શ્રીનાથવચનામૃતના બંને પ્રવાહોમાંના બધા જીવનપ્રસંગો હરિકથારૂપે તેમણે તૈયાર કર્યા છે 'કૃપાનાથનું જીવનવૃત્તાંત હરિકથાના રૂપમાં તૈયાર કરનાર આ પહેલા કથાકાર છે. કૃપાનાથના હરિકીર્તનદ્વારા તેમણે શ્રોતૃવર્ગને નવો આસ્વાદ ચખાડ્યો અને રસમાં તરબોળ કર્યા

તે પછી શ્રી દયાળસિંહજીએ નાથજીવનની ટૂંકમાં સમીક્ષા કરી જયંતીમહોત્સવના મંગલકાર્યમાં તન, મન, ધનથી સાહાય્ય કરનારનો ઉપકાર માન્યો અને જે જે સજ્જનો આ પ્રસંગનો લાભ લેવા ન આવી શક્યા તેમના તાર તથા પત્રસંદેશાની સૌને જાણ કરી. ભાવનગરથી શ્રી ઇન્દુકુમારનો તારસંદેશો હતો તથા બખરલાથી પૂ બ્ર આત્મપ્રકાશજી આવનારા હતા છતાં શારીરિક તથા માનસિક અશક્તિને કારણે ન આવી શક્યા તેમણે નાથચરણમાં પ્રણતિ પાઠવતો પત્રસંદેશો મોકલ્યો હતો ભાવનગરથી શ્રી જીવનરામભાઈ તથા મુ માણેકલાલભાઈના પત્રસંદેશા પણ હતા શ્રી. દયાળસિંહજીએ આખા મહોત્સવની સુંદર આલોચના કરી સાંજનો ક્રમ પૂરો કર્યો હતો

આશ્વિન સુદિ પાંચમને દહાડે બ્રહ્મચર્યઆશ્રમવાસીઓને બહારના આગંતુકોને તથા

ગુરૂદેવના સમસ્ત શિષ્યવર્ગને મિષ્ટાન્ન ભોજન હતું.

તેઓશ્રીની અમોઘ કૃપાવડે પ્રાદુર્ભાવસ્થાન મોઢુકડમાં જયંતીમહોત્સવ ઉજવાયો હતો. તથા શ્રીઅમદાવાદ આનંદાશ્રમમાં જયંતીમહોત્સવ ઉજવાયો હતો અને આ વર્ષે તેઓશ્રીની તપોભૂમિ મુચુકુંદગુફામાં પણ જયંતીમહોત્સવ ઉજવાયો છે તેજ કૃપા અન્યનાથધામોમાં પણ આ શુભ પર્વનો ઉત્સવ ઉજવવા તક આપે એવું પ્રાર્થી વિનમ્ર ભાવે વિરમું છું. આ મુચુકુંદગુફા મહોત્સવ ઉજવવામાં સુ. પોપટલાલભાઈનો સંપૂર્ણ સહકાર ને સહાનુભૂતિ હતાં. તેમજ તેમના સુપુત્રો ભાનુભાઈ ને ઈશુભાઈની તથા કેશવજીભાઈ ને લાલજીભાઈએ બંને બંધુઓની ભાવભીની સેવા ને તનતોડ મહેનત હતી.

———[ * ]———

## " મુચુકુંદગુહાવર્ણન "

[ લેખકઃ-શ્રી. કાનજી પુરૂષોત્તમ દવે-વંથલી ( સોરઠ ) ]

( છંદ હરિગીત )

ધન્ય આ સૌરાષ્ટ્ર ધરણી, જીર્ણ ગઢ નાગરી સમો,
અતિ શ્રેષ્ઠ તૃંગ ગિરનાર ગિરિવર, દિવ્ય રચના શી બની;
અંબા ભવાની દત્ત ગુરુવર, શૃંગ ગોરખ રાજતો,
જ્યાં પૂર્વે ભાનુ ઉદય થાતાં, નિલમણિજ પ્રકાશતો. ૧
પુનિત પાદારવિંદ પ્રભુનાં, ગિરનાર ગિરિને સાંપડ્યાં,
ધન્ય અડસઠ તીર્થ જેનાં ઉદરમાં જ્યાં સ્થિત થયાં;
નિત્યે સદા નિર્મલ અને, જે કર્ણ સમ દાનેશ્વરી,
એ શૈલરાજ મહાન્ અદ્ભુત, વસુંધા સકલ પાવન કરી. ૨
ગુરુદત્ત મુનિજન સકલ યોગી, જ્યાં વસે ધ્યાનો ધરી,
એવા પુનિત વરદાયી પર્વત, ને નમું પ્રેમે કરી;
શિવની જટાથી જાહ્નવી જ્યમ, ભારતવર્ષે સંચરી,
ત્યમ સુવર્ણ રેખા નામ, દામોદર ગંગા નિસરી. ૩
એ હેમગંગા દક્ષિણે, મંદિર શિર ધ્વજ ફર ફરે,
દામોદર પ્રભુનું ભવ્ય મંદિર, સુભગ યશ જન વિસ્તરે;
રૈવત તનયા રેવતી બળભદ્ર સંગ બિરાજતી,
નિજ નામનાં સ્મરણો સમો, શો કુંડ શોભે રેવતી. ૪
એ મંદિરોથી પશ્ચિમે મુચુકુંદ આશ્રમ શોભતો,
મુચુકુંદરાય વિમુક્તિનું, એ નામ સ્મરણને આપતો;
શ્રીસૂર્યતનયા હેમગંગા, તિર પરે જે મ્હાલતો,
પુરાણ ભાગવતે કથ્યો તે પૂર્વેદાર પ્રકાશતો. ૫
મુચુકુંદ આશ્રમ મધ્ય મનહર, દિવ્ય ગુહા શી બની !,
યોગી જનોના યોગની, સિદ્ધિ અનુપમ સાંપડી;
શ્રીનાથનાં પાદાંબુજે, નિર્મળ જ્યોતિ પ્રકાશતી,
પુણ્યાત્મા અધિકારીઓના ત્રિવિધ તાપ નિવારતી. ૬

ધન્ય મુચુકુંદ ધન્ય ગુહા, ધન્ય નાથ મહેશ્વરા,
ભક્તોદ્ધારણ કાજ અહીં, વાસો વસ્યા યોગેશ્વરા,
ખટ માસમાં અંતિમ ભૂમિકા યોગની પૂરણ કરી,
એ પુનિત ચરણસરોજથી આનંદમયી ગુહા બની ૭
અજ્ઞાન અંશ વિદારવા, પરમાત્મ જ્ઞાન વિસ્તારવા,
નિજ ભકતના કલ્યાણ કારણ, નિજવ્રતે પ્રવૃત્ત થવા;
શિષ્યોતણા સદ્ભાગ્યથી, આચાર્યપદ આપે અહી,
દીક્ષાતણા સુવિવેકથી, નિજ જ્ઞાનગંગ વ્હેતી કરી. ૮
એ સ્થાન મુચુકુંદ ધન્ય છે, જ્યાં નાથ 'ગુરુપદ ધારિયું,
ઉપનિષદ, યોગ, વેદાંત દર્શન, તત્ત્વજ્ઞાન વહાવિયું,
ઉત્તમ, મધ્યમ, મંદના અધિકારની શ્રેણી રચી,
પ્રસ્થાનત્રય સુભાષ્યની રચના અતિ અદ્‌ભુત કરી ૯
પ્રભુ ધન્ય હો, શ્રીનાથ, ઉદ્ધારક અમારા ધન્ય હો,
જય ગુણોદ્ધારક, શ્રુતિરક્ષક, નાથ પાદાંબુજ અહો !
નિશદિન વસો અમ અંતરે, નિજરૂપ નાથ સુરેશ્વરા,
જય જય કૃપાળુનાથના મુચુકુંદ પ્રણતપાળ મહેશ્વરા. ૧૦

——[ * ]——

## कृपानाथनां प्रतिकृतिनी पधरामणी

[ લેખકઃ-શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

ભાદ્રપદ સુદિ ૧૩ સોમવારે, ગ સ્વ. શ્રીમતી સુમરી બ્હેન કાળાવાળાએ પૂ. કૃપાનાથની પ્રતિકૃતિની તેમના ઘરે પધરામણી કરી હતી કૃપાનાથના છબીજીને બે ઘોડાની ગાડીમાં પધરાવવામાં આવ્યા હતા શાસ્ત્રીઓ તથા વિદ્યાર્થીઓ ગાડી આગળ પ્રશસ્તિના મંત્રો બોલતા ચાલતા હતા શ્રીમતી સુમરી બ્હેન તથા ગઢમાંથી આવેલ અન્ય બ્હેનોએ ભાવપૂર્વક પૂજન કર્યું હતુ પૂજન થઇ રહ્યા બાદ શ્રીમતી સુમરી બ્હેને બોધવચનોના બે બોલ સાંભળવાની ઇચ્છા દર્શાવવાથી શ્રીયુત અંબાશંકર ભાઈશંકર ત્રિવેદીએ, નીચે પ્રમાણે ટુંકમા પ્રવચન કર્યું હતું

માતાઓ તથા બ્હેનો ! તમારી સાત્ત્વિકી શ્રદ્ધાને ધન્ય છે શ્રદ્ધા એજ ભક્તિનું મૂળ મંડાણ છે. બધો આધાર શ્રદ્ધા ઉપર જ અવલંબે છે. **यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ।** જેવી ભાવના તેવી સિદ્ધિ.

न काष्ठे विद्यते देवो न पाषाणे न मृण्मये ।
भावे हि विद्यते देवो तस्माद् भावो हि कारणं ॥

અર્થ—કાષ્ઠમાં, પાષાણમા કે મૃત્તિકામાં દેવો રહ્યા નથી. પોતાની ભાવનામાં દેવો રહ્યા છે, માટે ભાવ એજ મુખ્ય છે

અજ્ઞ જનો અને અશ્રદ્ધાળુ જનો જેમની શ્રદ્ધા ડગમગતી હોય છે તેમને અમુક પ્રકારના વિપરીત સંજોગો પ્રાપ્ત થતા, અગર બીજા કાંઇક વિપત્તિના કારણો મળતાં તેમની શ્રદ્ધા શિથિલ પડી જાય છે, પણ જેઓની સાત્ત્વિક શ્રદ્ધાના મૂળ ઊંડાં હોય છે,

તેમને ગમેતેવા વિપરીત સંજોગો પ્રાપ્ત થાય તોપણ તેમની શ્રદ્ધા ચલાયમાન થતી નથી. તેવા શ્રદ્ધાળુ સ્ત્રીપુરુષો જ ભક્તિ યોગમાં આગળ વધી શકે છે.

માણાવદર આગળ તેની પાસેના કોઈ ગામમાં રહેતા એક શ્રદ્ધાળુ ભક્તિવાળાં બહેનને કૃપાનાથના સ્વરૂપાવસ્થાનના ખબર સાંભળવામાં આવ્યા ત્યારે તેમને મૂર્છા થઈ આવી હતી અને પછી બે ત્રણ દિવસ સુધી તેમણે અન્નજળનો ત્યાગ કર્યો હતો. તેમનાં સંબંધી જનોએ બહુ સમજાવ્યાં પણ તેમનું મન સમાધાનને પામ્યું નહિ. ત્રીજે દિવસે રાત્રે કૃપાનાથે તેમને સ્વપ્નામાં દર્શન આપ્યાં હતાં. બહેને પૂછ્યું કે "હવે મારે શું કરવું?" ત્યારે કૃપાનાથે જવાબ આપ્યો કે "જે પ્રમાણે તમે અત્યાર સુધી બીલખામાં જતાં આવતાં તે પ્રમાણેજ ચાલુ રાખવું. અમારૂં સ્વરૂપ સર્વવ્યાપક છે, માટે સ્વરૂપનાં દર્શન કરતાં રહી, શોકને ત્યજી આનંદમાં દિવસો નિર્ગમન કરો."

હમણાંજ બે ત્રણ દિવસો પહેલાં બનેલા એક તાજા દૃષ્ટાન્તનું વર્ણન કરી મારું વક્તવ્ય પૂરૂં કરીશ.

એક ગૃહસ્થ જેઓ કૃપાનાથના દીક્ષિત છે અને કૃપાનાથ પ્રત્યે અનન્ય શ્રદ્ધા ધરાવે છે તેઓ ઉપર એક ભયંકર આફત આવી પડી. સંકટથી ઘેરાઇ જવાથી, તેઓની બુદ્ધિ કુંઠિત થઈ ગઈ. તેમાંથી બચવા શું કરવું તેનો ઉપાય ન સૂઝવાથી તેઓ હતાશ થઈ ગયા. છેવટે તેઓ એવા નિશ્ચય ઉપર આવ્યા કે કૃપાનાથ અંતર્યામી છે, મારા હૃદયનો ભાવ જાણી શકે છે, માટે અનન્યભાવે તેમના જ શરણે જવું. તેમણે એક પત્ર કૃપાનાથ ઉપર લખ્યો. તેમાં પોતાની પરિસ્થિતિનું વર્ણન કર્યું. શું આફત આવી છે, તે કાંઈ અંદર લખ્યું નહિ. દીનભાવે ઘણીજ સ્તુતિ કરી જણાવ્યું કે "ગજરાજની આપે રક્ષા કરી, અનેક ભક્તજનોને સહાય કરી આપે સંકટ દૂર કર્યાં છે, તો આ વખતે મારી સહાયે આવી મારું સંકટ દૂર કરો અગર કેવા ઉપાયો યોજવા તે મારા અંતઃકરણમાં સ્ફુરાવો." આ પત્ર તેઓએ આનંદાશ્રમના વ્યવસ્થાપક ઉપર બીડ્યો અને લખ્યું કે પૂજ્ય પ્રતિમાજી પાસે આ પત્ર ધરશો. એક રાત્રિ ત્યાં રાખી મૂકશો અને મને પછી તમે તે પ્રમાણે કર્યું છે એમ લખી જણાવશો. વ્યવસ્થાપકે તે પ્રમાણે પત્ર આગળ ધરી, એક રાત્રિ ત્યાં પ્રતિમાજી પાસે રાખી મૂકી બીજે દિવસે તેમને લખી જણાવ્યું કે "તમારૂં સંકટ ગમેતેવું હોય પણ પ્રભુ દયાળુ છે માટે જરૂર તમને સહાય કરશે. કારણ તમારી શ્રદ્ધા અચળ છે." અઠવાડિયા પછી તે સદ્‌ગૃહસ્થનો બીજો પત્ર આવ્યો, તેમાં તેમણે જણાવ્યું કે "પ્રભુએ મારી અરજ સંભાળી છે. બધાને આશ્ચર્ય ઉપજે તેવી રીતે મારું સંકટ દૂર કરી મને ભયમુક્ત કર્યો છે. બધા લોકો વિસ્મય પામ્યા છે. મારે હવે કોઇ પણ ઉપાય કરવા જેવું રહ્યુંજ નથી. ખરેખર દીનદયાળે મારી લાજ રાખી છે. વધારે શું લખું લખતાં મારું હૃદય દ્રવીભૂત થઇ જાય છે. હું આજે દશ રૂપિયા મોકલું છું તેનું દૂધ કૃપાનાથનાં પ્રતિમાજી પાસે હમેશાં મારાવતી ધરાવશો.

ઉપર જણાવેલા દિવસે ગં. સ્વ. શ્રીમતી સુમરી બહેન કાળાવાળાએ બધા આશ્રમવાસીઓને, ગઢમાંથી આવેલ બધી બહેનોને અન્ય બ્રાહ્મણોને તથા ભીડભંજનના બધા વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપ્યું હતું.

આજ સાંજરે શ્રીયુત્ મોરારજી ઓધવજી અઢિયાએ પ્રભુશ્રીનાં છબીજીની પોતાના ઘરે પધરામણી કરાવી, ભજન ધૂનનો લાભ લીધો હતો.

શ્રીમતી સુબજીબા તથા ગં. સ્વ. શ્રીમતી સુમરી બ્હેન કાળાવાળાએ પ્રભુશ્રીના સમાધિમંદિરમા આવેલાં પાદુકાજીનું વિધિવત્ પૂજન કરી રૂ. ૨૫-૪-૦ ભેટ ધરી હતી. ભજન, ધૂન કરાવી પોતાનો હાર્દિક પ્રેમ વ્યક્ત કર્યો હતો.

———[ * ]———

॥ ॐ ॥

## શ્રીમુંબઈ રામબાગમાં 'શ્રીમન્નાથસત્સંગમંડળ' તરફથી ઉજવાયેલો "શ્રીમન્નાથજયંતીમહોત્સવ"

[ સંપાદકઃ-શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા ]

પૂજ્યપાદ કૃપાસિંધુ સદ્‌ગુરુપરમાત્મા શ્રીનાથભગવાનનો ૮૯મો જયંતીમહોત્સવ શ્રીનાથસત્સંગમંડળ તરફથી આમંત્રણ પત્રિકામા તથા વર્તમાનપત્રોમાં જાહેર કરેલા કાર્યક્રમ પ્રમાણે ઘણી ધામધૂમથી ને શ્રદ્ધા ભક્તિપૂર્વક ઉજવાયો હતો.

આશ્વિન સુદિ ૪ના મંગળમય પ્રભાતમાંજ મહોત્સવસમિતિના પ્રમુખ શ્રીયુત હરજીવન કેશવજી શાહ, ઉપપ્રમુખો શ્રી. મોહનલાલ લક્ષ્મીદાસ ભટ્ટ તથા શ્રી નારણદાસ જમનાદાસ ઠક્કર, મંત્રીઓ શ્રી મૂળશંકર નરભેરામ પડીઆ, શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા, શ્રી. રતનજી રામજી તથા શ્રી. ચંદસિંહ પ્રતાપસિંહ તથા સભ્યો શ્રી. ઉપેન્દ્રસિંહ કરણસિંહજી શ્રી હરજીવન છગનલાલ દીક્ષિત, શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ, શ્રી. શિવસિંહ પ્રતાપસિંહ, શ્રી. મૂલજી માધવજી જોશી, શ્રી. જશવંતસિંહ નારણસિંહ, શ્રી. ચુનીલાલ રણછોડદાસ, શ્રી. ભાનુશંકર હરિશંકર ત્રિવેદી, શ્રી. જગજીવનદાસ નારણદાસ તથા શ્રી ઠાકરસિંહ નારણસિંહ આદિ બંધુઓ સમયસર સેવાકાર્ય બજાવવા હાજર થઈ ગયા હતા. સવારના ૮ થી સાંજના ૬॥ વાગ્યા સુધીના કાર્યક્રમની યોજના હતી. અને દરેક કાર્યક્રમમાં મોટા પ્રમાણમાં જનતાએ લાભ લીધો હતો. કરફ્યુઓર્ડરના કારણે ૭ વાગ્યા પહેલાં દરેક કાર્યક્રમો પૂર્ણ કરવાના હોવાથી આખો દિવસ રામબાગ ધાર્મિક પ્રવૃત્તિનું કેન્દ્ર બની ગયો હતો, અને દરેક કાર્યક્રમમાં સુંદર વ્યવસ્થા, સમયપાલકતા ને નિયમિતતાનું પાલન થયું હતું.

સમારંભનો પ્રારંભ આઠ વાગે કર્યો હતો શરુઆતમાં વેદપાઠી ભૂદેવોએ વેદમંત્રોનો પાઠ શરુ કર્યો હતો. એ પવિત્ર મંત્રોચ્ચારથી વાતાવરણ શાંત ને સાત્વિક બન્યુ હતું. વિશાળ સભાખંડમા ઉચ્ચ આસન ઉપર, ઝીક ઝરી ભરેલ સુશોભિત ગાલીચાથી આચ્છાદિત કરેલ સુંદર સિંહાસનમાં પૂ. સદ્‌ગુરુદેવના ભવ્ય પ્રતિમાજી પધરાવ્યા હતાં. ૯ વાગે પૂ. સદ્‌ગુરુદેવનાં પરમપાવન પૂ પાદુકાજીનું સભાના પ્રતિનિધિ તરીકે શ્રી હરજીવન છગનલાલ દીક્ષિત, શ્રી. ઉપેન્દ્રસિંહ કરણસિંહ તથા શ્રી. નરેન્દ્રસિંહ દયાળસિંહજીએ વૈદિક વિધિપૂર્વક ષોડશોપચારથી મહાપૂજન કર્યું હતું, તત્પશ્ચાત્ સર્વે સભાજનોએ પૂ પ્રતિમાજીનું તથા પૂ. પાદુકાજીનું ભક્તિભાવે પૂજન કર્યું હતું, અને આરતી ઉતારી પૂ. સદ્‌ગુરુદેવને ધરાવેલી પ્રસાદી સૌને અપાઈ હતી

પછીથી તુરત શ્રી મૂળશંકર નરભેરામ પડીઆએ પૂ. સદ્‌ગુરુપરમાત્માપ્રતિની ભક્તિભાવભરી પ્રાર્થના વાંચી સંભળાવી હતી, અને શ્રી નારણદાસ જમનાદાસ ઠક્કરે શ્રીમન્નાથપ્રભુના દિવ્ય આદેશનું શ્રવણ કરાવ્યું હતું આ રીતે પૂ. સદ્‌ગુરુદેવના મહાપૂજનનો કાર્યક્રમ ૧૧ વાગે પરિપૂર્ણ થયો હતો. અને તુરતજ પ્રવચનનો કાર્યક્રમ શરુ થયો હતો. જે ૧॥ વાગ્યા સુધી એટલે ૨॥ કલાક ચાલ્યો હતો, અને તેમાં વિદ્વાન્ વક્તાઓનાં

નનીય પ્રવચનો થયાં હતાં. મૂશળધાર વૃષ્ટિમાંથી ફક્ત જલનાં બિંદુઓજ ઝીલી શકાય
ની અલ્પશક્તિવડે એ પ્રવચનોનો સંક્ષિપ્ત સાર આપવામાં આવે છે.

## અવતારી સંત

શ્રેયસસાધક અધિકારીવર્ગના મંત્રી શ્રી. ભોગીલાલ જયશંકર ઓઝાએ કૃપાનાથના
વન સંબંધે બોલતાં જણાવ્યું કે, શ્રીમન્નાથપ્રભુને હું ભગવાનનો અવતાર માનું છું.
ાનવજનોના કલ્યાણ માટે સંતરૂપે તેઓશ્રીની જીવનલીલા હતી. સનાતન ધર્મની રક્ષા
સનાતનધર્મના સંવર્ધનનું તેઓશ્રીએ મહાન્ કાર્ય કર્યું છે. આવા પરોપકારી અવતારી
તિનો જયંતીમહોત્સવ ઉજવવામાં ભાગ લેતાં મને ઘણોજ આનંદ થાય છે. અને તેને
પરમ સુભાગ્ય ગણું છું. આજના પુનિત દિને શ્રીનાથપ્રભુના દિવ્ય સંદેશને વધુ વધુ
ાપણા આચારમાં મૂકવા પ્રચાર કરવાનો દૃઢ નિશ્ચય કરીએ, અને તેમ કરીને શ્રીનાથપ્રભુનો
યંતીમહોત્સવ ઉજવ્યાનું સાર્થક કરીએ.

## સમર્થ આચાર્ય

પં. માર્તંડ શાસ્ત્રી શ્રી. રેવાશંકર મેઘજી દેલવાડાકરે બોલતાં જણાવ્યું કે, શ્રીનાથ-
ેશ્વર મહાન્ આચાર્ય હતા. તેઓશ્રીએ શ્રીમદ્ભગવદ્ગીતા, બ્રહ્મસૂત્ર ને ઉપનિષદો ઉપર
દર મનનીય ભાષ્યો કર્યાં છે. ઉપરાંત તેઓશ્રીએ એકસો ઉપરાંત ગ્રંથો લખ્યા છે.
ઓશ્રીનાં નાનાં નાનાં પુસ્તકોમાં પણ ભારે તત્ત્વજ્ઞાન ભરેલું છે. જનતા ઉપર તેઓશ્રીનો
હદ ઉપકાર છે. આવા પરોપકારી શ્રીનાથપ્રભુના જયંતીમહોત્સવમાં ભાગ લેવાનું સદ્ભાગ્ય
ાપ્ત થતાં મને ઘણોજ આનંદ થયો છે.

## અંતર્યામી

શ્રીમાન્ શેઠ ઓચ્છવલાલ કચેરીઆ મુંબઈના નામાંકિત વેપારી છે. તે જનતાના હિતનાં
શ્નોમાં બહુ રસ લે છે. મુંબઈ સમાચાર આદિ પત્રોમાં તે લોકહિતની બાબતો ઉપર
સંગોપાત્ત સચોટ લખાણો લખે છે. તેઓએ શ્રીનાથપ્રભુના જીવન ઉપર બોલતાં જણાવ્યું
શ્રીબીલખા આનંદાશ્રમ ને શ્રીબીલખા આનંદાશ્રમના અધિષ્ઠાતા શ્રીનાથપ્રભુ વિષે મેં સાંભળ્યું
તું, પરંતુ સાક્ષાત્ અનુભવ તો મને ૬ વર્ષ પહેલાં થયો હતો. ત્યારે એક મિત્રની સાથે હું
હેલોજ દર્શનાર્થે શ્રીબીલખા આનંદાશ્રમમાં ગયો હતો. આનંદાશ્રમના સંચાલકોએ અમારું ભાવભર્યું
ાગત કર્યું હતું. તેઓએ અમો રહ્યા તેટલા દિવસ એવું પ્રેમભર્યું વર્તન બતાવ્યું હતું કે
ામો તેઓના ઘણા જૂના ઓળખીતા કેમ ન હોઇએ! તેવો ભાસ થતો હતો. આનંદાશ્રમની
ાર્મિક પ્રવૃત્તિ, સ્વચ્છતા, પવિત્રતા, સુવ્યવસ્થા ને નિયમિતતા આદિના પાલનની અમારા
નમાં ભારે અસર થઈ અને તે પછીથી શ્રીનાથપ્રભુપ્રતિ ઘણોજ પ્રેમ ને પૂજ્યભાવ ઉપજ્યો
ને નાથપ્રભુના દિવ્ય જીવનનાં બે દૃષ્ટાંતો સાંભળ્યાં, ત્યારે મને શ્રીનાથપ્રભુ અંતર્યામી
ા, તે દૃઢ થયું. તેઓશ્રીના પરમ સુખી થવાના ઉપાયનો ગ્રંથ ખરેખર પરમસુખ આપે છે.
ઓશ્રીના આવા અનેક ગ્રંથો છે. એ ગ્રંથોના વાંચન માટે સૌને ભલામણ કરું છું.

## સનાતનધર્મોદ્ધારક

શ્રી. બાલકૃષ્ણશર્મા. એમ. એ.(પૂ. પ્ર. ગંભીરશર્માજીના સુપુત્ર)એ બોલતાં
ણાવ્યું કે, જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે, જનતા
ર્મપાલનમાં શિથિલ થાય છે ત્યારે ધર્મની રક્ષા માટે તથા ધર્મની સંસ્થાપના માટે
મદ્ભગવદ્ગીતામાં જણાવ્યા પ્રમાણે ભગવાનનો અવતાર થાય છે. શ્રીમન્નાથપ્રભુએ

મનુષ્યરૂપે દેવજીવન જીવી બતાવ્યું હતું સ્વરૂપાવસ્થાનપર્યંત તેઓશ્રીએ સનાતનધર્મની સંરક્ષા ને સંવર્ધનનું મહાન્ કાર્ય કર્યું હતું.

### તત્ત્વવેત્તા

સ્વામીશ્રી ગોવિંદાનંદે બોલતાં જણાવ્યું કે આ જગત્ શિક્ષાશાળા છે. સારૂં અને ખરાબ બંને આ જગતમાં શીખી શકાય છે. માનવનું સર્વશ્રેષ્ઠ હિત તત્ત્વજ્ઞાન સંપાદન કરવામાં છે અને તે મેળવવા તત્ત્વવેત્તાઓ તરફથી ચાલતી શિક્ષાશાળામાં જવું પડે છે. શ્રીમન્નાથપ્રભુ તત્ત્વવેત્તા હતા. તેઓ વિદ્યમાન હતા, ત્યારે તેઓશ્રીનો બોધ તમોએ લીધો હતો. હવે તેઓશ્રીએ અનેક જ્ઞાનના ગ્રથો લખ્યા છે તેમાથી બોધ મેળવી કૃતાર્થ થાઓ તેમ ઇચ્છું છું.

### ઈશ્વરી અવતાર

પૂ. સ્વામીશ્રી ભાસ્કરાનંદ સરસ્વતીએ બોલતાં જણાવ્યું કે, નાથપ્રભુ ભગવાનનો અવતાર હતા. ભગવાન્ મનુષ્યરૂપે અનેક વખતે અવતરે છે. ભગવાન્ સકારણ અવતાર લે છે અને ખાસ કાર્યો કરવા માટેજ અવતાર લે છે. જ્યારે જ્યારે ધર્મરક્ષાનાં તથા ધર્મસંવર્ધનનાં ને ધર્મોદ્ધારનાં કાર્યો કરવાનો સમય ઉપસ્થિત થાય છે, કે ભગવાનને અવશ્ય મનુષ્યરૂપમાં આવવુંજ પડે છે શ્રીનાથપ્રભુની સનાતન ધર્મોદ્ધારની પ્રવૃતિ ને જનતાનું પરમ્ કલ્યાણ કરવાની ભાવના આદિનો વિચાર કરતાં ચોક્કસ એ સિદ્ધ થાય છે કે, શ્રીનાથ-પ્રભુ ઈશ્વરના અન્ય અવતારોની જેમ ભગવાનનો અવતાર હતા.

### જ્ઞાનપ્રવર્તક

શ્રીમતી જયગંગા બહેને બોલતાં જણાવ્યું કે, પૂ શ્રીમન્નાથ, યોગેશ્વર, બ્રહ્મનિષ્ઠ ને મહાન યોગી હતા, તોપણ લોકકલ્યાણ માટે ને જનતા પોતાશ્રીને અનુસરે એથી સધ્યા આદિ કર્મોમાં પ્રવૃત્ત રહેતા હતા. તેઓશ્રીની દિનચર્યા જોઇને તથા તેઓશ્રીના પ્રબોધથી અનેક ધર્માચારમાં શિથિલ થયેલા બ્રાહ્મણો પુનઃ વૈદિક કર્મોમાં પ્રવૃત્ત થયા છે. નાથપ્રભુની એક ક્ષણ પણ નકામી જતી નહિ. જ્યારે જ્યારે તેઓશ્રીની સમીપ દર્શને જઈએ ત્યારે ત્યારે તેઓશ્રી તરફથી પરમ કલ્યાણકારી ઉપદેશ ચાલુજ હોય. સ્નાન કરતી વખતે પણ સાધકોને તેઓશ્રી તરફથી પ્રબોધ મલ્યા કરતો. આવી રીતે તેઓશ્રીનો અવતાર જ્ઞાન પ્રબોધવા માટે હતો.

કૃપાર્ણવ શ્રીનાથપ્રભુના દિવ્ય જીવનની ઝાંખી કરાવતાં સુંદર મનનીય પ્રવચનો સાંભળી જનમેદનીનાં અંતઃકરણો આનંદ ને સંતોષની લાગણી અનુભવતાં હોય તેવું દષ્ટિગોચર થતું હતું ૧।। વાગ્યે પ્રવચનોનો કાર્યક્રમ પરિસમાપ્ત થયો હતો કૃપાસિંધુ નાથના જન્મોત્સવના પુનિત દિનની ક્ષણે ક્ષણ નાથપ્રભુના ગુણાનુવાદમાં તથા સેવામાં વ્યતીત થાય, અને સ્વગૃહે જવાની અગત્ય ન રહે એ સારૂ ફલાહાર આદિનો પ્રબંધ ગત જયતી મહોત્સવની જેમ આ વખતે પણ રાખવામાં આવ્યો હતો ૨।। વાગ્યે સૌ બધુ-બહેનો યથેચ્છ ફલાહાર આનંદ સહ લઈ પછીથી શરૂ થતા કાર્યક્રમમાં હાજરી આપવા સગવડ ભરી જગ્યાએ ગોઠવાઈ ગયાં હતાં.

તદનંતર ૨।। વાગ્યે સંગીતવિશારદ પંડિત દેવેન્દ્રવિજયના સુમધુર ને ભક્તિભર્યાં ભજનો શરૂ થયાં હતાં. ત્યારે જનમેદની મોટા પ્રમાણમાં એકત્ર થઈ હતી, અને જ્ઞાનમય

ભજનો સાંભળવામાં સૌ એકતાર થઈ ગયાં હતાં. પંડિતજીએ ગાતાં જણાવ્યું કે, "ધન દાટતાં ધરા હસે," વિચાર કરતાં વિધિ હસે," અને 'શસ્ત્ર સજતાં કાલ હસે' અને ગર્વ કરતાં પ્રભુ હસે.' સારાંશ કે કેટલાક મદાંધ મનુષ્યો સારાસારનો વિચાર કર્યા વિના હું આમ કરી નાંખીશ, તેમ કરી નાખીશ તેવાં ગર્વયુક્ત વચનો ઉચ્ચારે છે, ત્યારે ભગવાન્ તેના પાણીના પરપોટા જેવા જીવનનો વિચાર કરતાં હસે છે. છેલ્લે "શ્રીનાથ નિરંજન જય ગુરુદેવ" ની ધૂન બોલાવી હતી. જેમાં જનમેદનીએ પણ સાથ પૂરાવ્યો હતો. આ રીતે બે કલાક કીર્તન, ભક્તિમાં સહેજે પસાર થઈ ગયા હતા.

પછીથી ૪॥ વાગ્યે માધવબાગ ગીતા પાઠશાળાના વે. શા. સં. શાસ્ત્રીજી પાંડુરંગ વૈજનાથ આથવલેજીનું પ્રવચન શરૂ થયું હતું. જે ઘણુંજ મનનીય ને પ્રેરક હતું. તેઓએ બોલતાં જણાવ્યું હતું કે, નાથપ્રભુ બ્રહ્મનિષ્ઠ–તત્ત્વવેત્તા હતા. તેઓએ સાક્ષાત તથા ગ્રંથોવડે જનતાને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા ઉપદેશ આપેલ છે. સંતોનાં જીવન પરોપકારી, નીડર ને સત્યના પક્ષપાતી હોય છે. આજના પવિત્ર દિને નાથપ્રભુના ઉપદેશને આચારમાં મૂકવા તમો સૌ ખાસ વિશેષ દ્રઢાગ્રહી બનશો. જયંતીમહોત્સવ પછીના એક વરસના ગાળામાં તમો સૌ સદ્‌સાધનમાં કેટલા આગળ વધ્યા, અને દૈવી સંપત્તિયુક્ત થવાના પ્રયાસમાં કાંઈ વિશેષ પ્રગતિ થઇ છે કે નહિ? તેનું આજના પવિત્ર દિને અવલોકન કરવું, અને આગામી જયંતીમહોત્સવ સુધીમાં અવશ્ય શ્રીનાથપ્રભુના ઉપદેશના પાલનમાં વિશેષ પ્રગતિ કરીશું તેવી પ્રતિજ્ઞા લેવી. એ ખરેખર આજના જયંતીમહોત્સવનું સાર્થક થયેલ ગણાશે: એમ કહી શાસ્ત્રીજીએ પ્રવચન પૂર્ણ કર્યું હતું.

પછીથી તુરતજ ૫॥ વાગ્યે ભક્તિભેટ ભજન મંડળનાં ભજનો શરુ થયાં હતાં, જે ઘણાંજ હૃદયઆલ્હાદક હતાં. આ મંડળ નિઃસ્વાર્થપણે ભારે કીર્તનભક્તિયુક્ત સેવા કરે છે. પ્રાતઃકાળમાં મંગળાના દર્શનસમયે માધવબાગ આદિ કેટલાંક મંદિરોમાં તેનાં નિત્ય ભજનો થાય છે. તેઓના ભજનોએ શ્રોતાજનોને ભક્તિસાગરમાં લીન કરી દીધાં હતાં. એક કલાક કેમ ગયો તેની ખબરજ પડી નહિ, અને જોતજોતામાં ૬॥ વાગતાં ભજનોનો કાર્યક્રમ સમાપ્ત થયો હતો. આ રીતે પૂ. કૃપાસિંધુ નાથની દયાથી આખા દિવસના સર્વ કાર્યક્રમો પરમ–આનંદ, શ્રદ્ધા ને ભક્તિભાવે સમાપ્ત થયા હતા.

જયંતીમહોત્સવમાં સપ્રેમ પધારેલા પૂ. સ્વામીશ્રી ભાસ્કરાનંદ સરસ્વતી, સ્વામીશ્રી ગોવિંદાનંદજી, શ્રી. ભોગીલાલ જયશંકર ઓઝા, શ્રીમાન્ શેઠ ચીમનલાલ ટી. પરીખ, શ્રીમાન્ શેઠ ઓચ્છવલાલ છોટાલાલ કચેરિયા, પંડિતમાર્તંડ શાસ્ત્રીજી રેવાશંકર મેઘજી દેલવાડાકર, શ્રીયુત મોહનલાલ હરિશંકર દવે, પંડિતશ્રી દેવેન્દ્રવિજય, વે. શા. સં. શાસ્ત્રીજી પાંડુરંગજીનો તથા ભક્તિભેટ ભજન મંડળનો, તથા જયંતીમહોત્સવમાં ભાગ લેનાર અસંખ્ય સ્વધર્મનિષ્ઠ સદ્‌ગૃહસ્થો ને બહેનોનો મંડળ તરફથી હાર્દિક આભાર વ્યક્ત કરવામાં આવ્યો હતો.

છેવટે પૂજ્યપાદ સદ્‌ગુરુ પરમાત્માની આરતી ઉતારી હતી, અને સદ્‌ગુરુ દેવકી જય! બોલી સભા વિસર્જન થઈ હતી. પ્રીતિ શિવમ્

——[ * ]——

॥ ॐ ॥

## શ્રીનાથજયંતી–બખરલા

[ લેખકઃ–શ્રી આત્મપ્રકાશજી, નાગનાથ કુટિર-બખરલા ]

આસો સુદિ ૪/ ૨૦૦૨ ના દિવસે પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુ પરમાત્માશ્રીની જયંતી અત્રેના સત્સંગમંડળના વિનયથી પૂ. શ્રીઆત્મપ્રકાશજીસહ અતિ ભક્તિભાવપૂર્વક **શ્રીરામમંદિરમાં** ઊજવી હતી કે જ્યા પૂજ્યપાદ કૃપાનાથ બખરલામાં પધારતા હતા ત્યારે સ્થિતિ કરતા હતા.

સાંજના પૂ શ્રીઆત્મપ્રકાશજીના નિવાસસ્થાનેથી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવશ્રીનાં ભવ્ય અને મનોહારી છબીજીને આસનાદિથી શણગારેલાં પાલખીજીમાં પધરાવી, આગળ વૈષ્ણવ-મંડલી ઝાંઝ મૃદંગાદિ વાજિંત્રો સાથે કીર્તનો ગાતા ગાતા અને "શ્રીસદ્‌ગુરુદેવની જય"ના ભક્તિભાવદર્શક જયઘોષથી આસપાસનું વાતાવરણ ગજાવતા ભાવિકજનો સહ **શ્રીરામ-મંદિરે** પધરાવ્યાં હતાં.

**શ્રીગુરુદેવનાં** પાલખીજી પૂ. શ્રીઆત્મપ્રકાશજીએ તથા બીજા ભક્તજનોએ વારાફરતી ઉપાડ્યાં હતાં.

શ્રીરામમંદિર આસોપાલવ, તોરણો, ચંદરવા આદિથી શણગાર્યું હતું. પૂજ્યપાદ શ્રીગુરુદેવનાં શ્રીછબીજીને બિરાજવાનું આસન પણ પીછવાઈ, ચંદરવા, તોરણો અને રેશમી દોરાથી ગુંથેલ જાળીવાળી કમાનોથી શણગાર્યું હતું અને હાંડી, ઝુમ્મર અને દીપમાલથી અતિ સુશોભિત કર્યું હતું આ સમયનું દૃશ્ય અતિ ભક્તિભાવપૂર્ણ હતું જાણે સાક્ષાત્ ગુરુદેવ દિવ્ય ભવનમાં બિરાજ્યા હોય તેવો ભાસ થતો હતો દર્શને આવનાર સૌ બાઈઓ-ભાઈઓનાં હૃદય ગંભીર ને ભક્તિભાવપૂર્ણ અનુભવાતાં હતાં. બખરલા જેવાં ગામડામાં છીએ એ ભાન ભૂલાઈ કોઈ દિવ્યસ્થાનમાં છીએ એવો ભાસ થતો હતો

પૂ શ્રીઆત્મપ્રકાશજી પણ આ દૃશ્ય અનુભવી ભાવમગ્ન થઈ ગયા હતા.

બાદ પૂ. શ્રીઆત્મપ્રકાશજીએ શ્રીસદ્‌ગુરુદેવનું ચંદન, હાર, પુષ્પાદિથી પૂજન કર્યું હતું. ત્યારબાદ અન્ય ભક્તજનોએ ચંદન, પુષ્પ, ભેટ આદિથી પૂજન કર્યું હતું.

પૂજનવિધિ થઈ રહ્યા બાદ મંદિરના ચોકમાં નાખેલા આસન ઉપર પૂ શ્રીઆત્મ-પ્રકાશજી બેઠા, અને જમીન ઉપર નાખેલા આસન ઉપર બીજા ભક્તજનો બેઠા. શરૂઆતમા બે બાલકો સંતમહિમા સબંધી શ્રીપ્રીતમદાસજીમહારાજકૃત ભજન બોલ્યા હતા

બાદ પૂ શ્રીઆત્મપ્રકાશજી ગંભીરતાપૂર્ણ મૌનધારણ કરી નેત્રો મીચી મનોમન શ્રીગુરુદેવચરણે નમસ્કાર કરી, પશ્ચાત્ નેત્રો ખોલી ભક્તજનોને સંબોધી બોલ્યા કે—

"ગુરુગોવિંદ દોનુ ખડે, કિસકે લાગું પાય ?
બલિહારી ગુરુદેવકી, જીન ગોવિંદ દીઆ બતાય."

આ દોહરાવડે શ્રીઈશ્વર કરતાં પણ સાચા સદ્‌ગુરુદેવનો મહિમા દરેક મત, પંથ અને સંપ્રદાયમાં વિશેષ છે. અને કેવી રીતે વિશેષ છે ? તે સંબંધી અનેક શાસ્ત્રોનાં, ભક્તજનોની વાણીના પ્રમાણો આપતાં શ્રીસદ્‌ગુરુદેવનો અદ્‌ભુત મહિમા અને તેઓશ્રીની અપાર **દયાળુતા** આદિ આદિનું વર્ણન કરતાં હૃદય ભરાઈ આવી, નેત્રોમાંથી અશ્રુઓની ધારાઓ ચાલતી, શ્રોતાઓ પૈકીના ઘણાઓનાં નેત્રો પણ અશ્રુપૂર્ણ થતાં વાતાવરણમાં ગંભીરતા અને ભક્તિ છવાઈ રહી હતી આમ સાદી, સરલ અને ભક્તિપૂર્ણ વાણીનો પ્રવાહ દોઢેક કલાક ચાલતાં ઘણાં ભક્તહૃદયો તલ્લીન થઈ ગયાં હતાં.

છેવટ શ્રીનાથ અંતર્યામિપ્રભુ સર્વના હૃદયમાં શ્રદ્ધાભક્તિ આદિ પ્રેરી સંસારના તાપથી તપતા જીવોને પરમશાંતિના ભોક્તા કરાવવા કૃપાવાન્ થાઓ એવું આજના મંગલ દિને શ્રીગુરુદેવચરણે સ્તવી મનોમય પ્રણામ કરી વૃત્તિ શ્રીપ્રભુચરણે વિરમી હતી.

બાદ પ્રસાદી વહેંચાઈ હતી.

આ ઉત્સવમાં પ્રધાનપણે શ્રીરામમંદિરના પૂજારી ભક્ત ભાઈ મોહનલાલ તથા અન્ય ભક્તજનોને ધન્યવાદ આપ્યો હતો, ભક્તજનોએ ઉપકાર માન્યો હતો.

ભેટની રોકડ રકમ શ્રીદેવસેવામાં વાપરવા માટે પૂજારીજીને અર્પણ કરી, સૌ સૌને ઘેર વિદાય થયાં હતાં.

"शरणं नहि मम जननी न पिता न सुता न सोदरा नान्ये ।
परमं शरणमिदं स्याच्चरणं मम मूर्ध्नि दैशिकन्यस्तम् ॥"

"સંસારરૂપી અરણ્યમાં ભૂલા પડેલાની" શ્રીભવારણ્યના મહાનુભાવી-ભોમીઆ-રૂપ શ્રીનાથ સદ્ગુરુ પરમાત્મા "ચરણે ગદ્‌ગદ્ કંઠે ને શ્રવતે નયનોએ પ્રાર્થના."

અનાદિ-કાલથી સ્વસ્વરૂપથી ભ્રષ્ટ થયેલા અને તેથીજ આ ભયંકર અને મહાદુઃખદ ભવારણ્યનો દુઃખાનુભવોથી ત્રાસ પામેલા, અને તેથીજ તેના પારને-પરમસુખદ પરમાનંદ-સ્વરૂપ બ્રહ્મભાવને-પોતાના વાસ્તવિક સ્વરૂપને-પામવા માટે આજના (આશ્વિન સુદિ ૪ના) મંગલ પ્રભાતે ગદ્‌ગદ્ કંઠે અને આર્તહૃદયે અશરણશરણ, અને અનાથના નાથચરણે સ્તવીએ કેઃ—

ઓ ભવારણ્યના મહાનુભાવ અને કૃપામૂર્તિ સદ્ગુરુદેવ!

પદ.

અમે ભૂલાં પડ્યાં [1]ભવારણ્યમાં રે!
કેમ કરીએ દયાનિધિ નાથ! જગતાત! ભૂલાં. ટેક.

એક [2]અંધારી રાત વળી [3]આંધળાં રે!
વળી ન મળે [4]સુંદર સંગાત, જગતાત! ભૂલાં. ૧

[5]વાટ વસમી ને [6]પાય પ્રભુ! પાંગળા રે!
[7]ક્યાં કરીએ જઈ દુઃખડાની વાત જગતાત! ભૂલાં. ૨

---

૧. સંસારરૂપી અરણ્ય. ૨. અજ્ઞાનરૂપી અંધારી રાત. ૩. વિવેકવૈરાગ્યરૂપી ચક્ષુ-રહિત. ૪. સાચા સંતરૂપી ભોમિયાનો સંગાત. ૫. પ્રભુપ્રાપ્તિનાં સાધનરૂપ નિષ્કામકર્મ, ભક્તિ, યોગ કે જ્ઞાનરૂપી વાટ-માર્ગ-અતિ વસમો-તલવારની ધાર જેવો-"જ્ઞાનકા પંથ કૃપાણકી ધારા." શ્રીશ્રુતિ ભગવતી પણ કહે છે કે "क्षुरस्य धारा" જેવો દુર્ગમ છે. ૬. વિવેકવૈરાગ્યરૂપી પગ. ૭. અરેરે!!! આમ સર્વ રીતે પ્રભુપ્રાપ્તિનાં સાધનોનો અભાવ અને તેથી ઊપજતી નિરાશા, અને તેથી અનુભવાતા દુઃખોની વાત હે પ્રભો! આપના વિના બીજે ક્યાં કહીએ?

"તુલસી! પરઘેર જાયકે નવ કહીએ દુઃખ અપના રોઈ;
ન મર્મ અપના ગુમાઈએ જો હોની હોય સો હોય."

કારણકેઃ—દુઃખને ટાળનારા સાચા સંત તો મળવા દુર્લભ, પણ દુઃખીઓનાં દુઃખ સાંભળી વાણીવડે પણ ધીરજ આપનારો પણ દુર્લભ છે, એટલુંજ નહિ પણ ઊલટાં

૮સિંહ, વ્યાઘ્ર, વરૂતણો ભય ઉરવિષે રે !
નવ હૈયું ૯રહે અમ હાથ જગતાત ! ભૂલાં. ૩
વળી વસતા અતીશે ૧૦ઠગ ફાંસીઆ રે !
લૂંટે નિર્દય થઈ ૧૧મમ નાથ ! જગતાત ! ભૂલાં. ૪
પ્રણમું નાગ નાથ ! ત્રાહિ ! ત્રાહિ !! કહી રે !
પ્રભુ ! પહોંચાડો પાર, ગ્રહી હાથ જગતાત ! ભૂલાં. ૫

——[*]——

॥ ॐ ॥

## श्रीनाथजयंतीमहोत्सव–भावनगर

ભાવનગરમા કેટલાંક વર્ષોથી શ્રી વશીનાથ મહાદેવના પવિત્ર સ્થાનમાં સનાતન સત્સંગમંડળની ધાર્મિક પ્રવૃત્તિ ચાલુ રહે છે. એ મંડળ પવિત્ર સાધુસંત–વિદ્વાનોને પધરાવી, પ્રજાને તેમનાં વ્યાખ્યાનોદ્વારા સત્સંગલાભ અપાવે છે. બહુધા આખું વર્ષ નિત્યપ્રતિ સાયંકાળે એ પ્રમાણે અનુક્રમે વેદાંતના ઉચ્ચમાં ઉચ્ચ વિષયોના, તેમજ અન્ય ધાર્મિક વિષયોના રસપાનનો આનંદ જનતાને–સ્ત્રીપુરુષો સર્વને મળતો રહે છે. આ વર્ષમાં પણ એ યોજના ચાલુ છે. સિવાય એજ પ્રમાણે શ્રીરામાયણસમિતિ તરફથી શ્રીવાલ્મીકિ રામાયણનું તથા તુલસીકૃત રામાયણનું શ્રવણ અન્યત્ર ચાલુ છે. વળી શ્રી ગીતામંડળના પ્રયાસથી શ્રીગીતા પાઠશાળામાં, અને અન્યત્ર પણ ભિન્ન ભિન્ન સ્થળે ભિન્ન ભિન્ન પ્રકારે ધાર્મિક કથાશ્રવણ ભાવનગરમાં પ્રથમથી થયાંજ કરે છે. એ પ્રમાણે ભાવનગરની ભાગ્યશાળી પ્રજા આ કળિકાળમાં પણ ધર્મલાભ પ્રાપ્ત કરી રહી છે.

ઉપર જણાવેલ શ્રીવશીનાથ સનાતન સત્સંગમંડળની સત્પ્રવૃત્તિથી ને ગીતામંડળ તથા રામાયણમંડળના સહકારથી, મહામંડળેશ્વર પૂજ્ય સ્વામી શ્રીરતનદેવજી મહારાજ, તથા મંડળેશ્વર પૂજ્ય સ્વામી શ્રીદિવ્યપ્રકાશજી મહારાજના અધ્યક્ષપણા નીચે, પૂજ્યચરણ આચાર્યપ્રવર શ્રી શ્રી ૧૦૮, શ્રીમન્નાથભગવાનનો ૮૯મો જયંતી મહોત્સવ આશ્વિન સુદિ ૪ રવિવારે સાયંકાળે પાંચથી ૭ વાગ્યા સુધી શ્રીવશીનાથમહેશ્વરના વિશાળ આંગણામાં ભાવનગરની સનાતની પ્રજાએ શ્રોતાઓની મોટી સંખ્યા વચ્ચે બહુ ઉત્સાહ ને આનંદથી ઉજવ્યો હતો.

વ્યાસપીઠને પુષ્પપાનથી શણગારી ઉચ્ચ સ્થાનપર પૂજ્યપાદશ્રીનાં ચિત્રજી પધરાવવામાં આવ્યાં હતાં, અને ચંદનપુષ્પ–પુષ્પમાળાઓથી પૂજનવિધિ આચરવામા આવ્યો હતો.

---

હાંસી–મશ્કરી–કરનારાંજ વિશેષ છે માટે મૌન ! ૮. કામ–ક્રોધાદિ ૯. ધીરજ. ૧૦. સાધુવેષે ફરતા ધૂર્ત લોકો બીજા ધૂતારા કે ચોરો તો રાત્રિના લૂંટે છે, આ ધૂર્તો તો ધોળે દિવસે લૂંટે છે ૧૧ આમ સર્વ રીતે ભવારણ્યના મહાક્લેશો અનુભવતો સર્વ સાધન રહિત.

એવો નાગ–નાગાર્જુન ( આત્મપ્રકાશ ) નામધારી ભૂલો પડેલો પથિક–મુસાફર. ગદ્‌ગદ્ કંઠે ને શ્રવતે નયને આજના પરમ મંગલ દિને પ્રાર્થે છે કેઃ—

હે નાથ ! પાહિ મામ્ ! પાહિ મામ્ !! હવે આપશ્રીજ આપના વરદ હસ્તકમલવડે આ અનાથનો હાથ ઝાલીનેજ આ ભવાટવિના પરપારરૂપ આપશ્રીના અભયદ અને પરમસુખદ ચરણકમલરૂપ સ્વરૂપે સ્થિત કરી અભયદાન આપો એજ અવનત હૃદય મસ્તકે અભ્યર્થના !

જય નાથ !

જૂના ખડના ખંડસમ, નરનારીના દેહ;
તેને રમણીય જે ગણે, મૂરખ કહીએ તેહ
અસાર આ સંસારમાં, સાર એક બ્રહ્મરૂપ;
તે બ્રહ્મરૂપે જે રહે, તે ન હુબે ભવકૂપ
સાચી શ્રદ્ધા હોય તો, સાચી પ્રીતિ થાય,
સાચી પ્રીતે યત્ન થઈ, ભવનો પાર પમાય
બ્રહ્મચર્યે તેજસ્વિતા, તૃપ્તિ ક્ષમા રખાય,
બ્રહ્મદર્શન કરાય તો, આ ભવસિંધુ તરાય
મનઇંદ્રિયે જણાય જે, તે સૌ મિથ્યા જાણ,
ત્રિપુટી પ્રકાશક બ્રહ્મને, તું સદ્રૂપ પિછાણ.
આકાશ ને માયાથકી, જે પદ છે પરપાર,
તે પરપદને અનુભવે, દૂર થાય સંસાર.
સત્યરૂપ બ્રહ્મ દેખવું, અસત્ય દૃશ્ય કરી દૂર;
અચ્યુત બ્રહ્મપદે રહી, તરવું માયાપૂર.
ક્વચિત્ જાગ્રતમાં રહું, ક્વચિત્ સ્વપ્નમોઝાર,
ક્વચિત્ સુષુપ્તિમાં રહું, ક્વચિત્ ત્રણથી પાર.
વિશ્વ તૈજસ પ્રાજ્ઞને, કલ્પિતાત્મા જાણ;
તુર્યરૂપ કૂટસ્થને, સત્યાત્માજ પિછાણ
અસત્ય તુચ્છ ને દુઃખદમાં, જે રાગોદય થાય;
તે અતિક્રૂર અજ્ઞાનનો, મહિમા ગહન ગણાય
અનંતકાલનો જીવને, રહ્યો વિષયમાં રાગ;
ધૈર્યે જાગૃતિથી ત્યાગવો, રાખી સુદૃઢ વિરાગ

——[ * ]——

(ચાલુ)

## श्री कार्तिकी पूर्णिमा–त्रिपुरी पूर्णिमा महापूजन महोत्सव

**( સ્થળ—શ્રીઆનંદાશ્રમ–નવાગામ પો. બીલખા)**

આવતી કાર્તિકી શ્રીગુરુપૂર્ણિમાનો મહાપૂજન મહોત્સવ આ વેળા કાર્તિક સુદિ ૧૫/ સં. ૨૦૦૩ તા ૯–૧૧–૪૬ના દિવસે થશે.

( આ વખતે આ એકજ દિવસનો મહોત્સવ રહેશે )

કાર્તિક સુદિ ૧૫ શનિવારનું સમયપત્રક—

સવારના ૫ ઉત્થાન–ઊઠવું

૫ થી ૫॥ મુખશુદ્ધિ

૫॥ થી ૬ પ્રાત સ્મરણસ્તોત્રો–સમૂહપ્રાર્થનાઆદિ

૬ થી ૯ પ્રાત સંધ્યાદિ નિત્યકર્મ

૯ થી ૯॥ મહાપૂજન તૈયારી

૯॥ થી ૧૨॥ શ્રી સદ્ગુરુ મહાપૂજન શ્રીઉપદેશ-ગ્રંથાવલિના ૧૧૦મા અંકનું તથા શ્રીનાથ-સુબોધમાલાનું વાચન, ને શ્રીદક્ષિણામૂર્તિ-નાથમંદિરમાં વંદન.

૧૨॥ થી ૫॥ માધ્યાહ્નસ્નાનસંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ.

સાંજના

૫॥ થી ૭ વ્યાખ્યાન, ને શ્રીઉપદેશગ્રંથાવલિ તથા નાથસુબોધમાલાનું વાચન

૭ થી ૧૦ ગીતાપાઠ, આરતી, સાયંસંધ્યાદિ નિત્યકર્મ, ભજનધૂન

——[ ० ]——

તથા પૂજ્યપાદશ્રીના જીવનસંબંધી વિવેચન થઈ રહ્યા બાદ ભજન ધૂન થયાં હતાં, એમ શ્રી હરદત્ત રેવાશંકર જોશી જણાવે છે.

**શ્રીલીંબુડા-આનંદાશ્રમમાં'**—પૂજ્યપાદશ્રીના જયંતીમહોત્સવના દિવસે શ્રીસદ્ગુરુદેવનું મહાપૂજન થયું હતું. પશ્ચાત્ શ્રીનાથચરિતામૃતમાંથી "પ્રભુશ્રીનું પ્રાકટ્ય" એ વિષય વાંચવામાં આવ્યો હતો. ભજન ધૂન થઈ રહ્યા બાદ ચરણામૃત તથા પ્રસાદ વહેંચાયો હતો તદુપરાંત સાધુ બ્રાહ્મણોને તથા ભાવિકોને પાકના એકેક લાડુ આપવામાં આવ્યા હતા.

**શ્રીપોરબંદર-આનંદાશ્રમમાં'**—શ્રીમન્નાથ જયંતીમહોત્સવ ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવ્યો હતો. આમંત્રણ પત્રિકા અગાઉથી છપાવી હતી. વેદશાળાના ૫ શાસ્ત્રીજી તથા વિદ્યાર્થીઓએ વેદઘોષ શરૂ કરી પૂજ્યપાદશ્રીના પૂજનનો આરંભ કર્યો હતો પૂજનમાં ૩૦-૩૫ બધુબહેનોએ લાભ લીધો હતો સૌને પ્રસાદ ચરણામૃત અપાયાં હતાં. રાત્રે કીર્તનકાર શ્રી. મૂળશંકર મોહનલાલ પાઠકે શ્રીનવનાથચરિત્ર ગુરુભક્તિ ઉપર હરિકીર્તન કર્યું હતું. શ્રવણમાં ૧૦૦ આશરે બધુબહેનોએ ભાગ લીધો હતો. સારબાદ સૌને પ્રસાદ વહેંચવામાં આવ્યો હતો.

**વંથલીમાં:**—આશ્વિન સુદિ ૪ રવિવાર શ્રીમન્નાથ જયંતીમહોત્સવના દિવસે માળીની ફૂલવાડીની પર્ણકુટિમાં શ્રીમન્નાથ પ્રભુનો ફોટો પધરાવી પૂજન અર્ચન કર્યું હતું. પશ્ચાત્ ભજન ધૂન ને સ્તોત્રો સૌ બોલ્યાં હતાં. પાઠશાળાના વિદ્યાર્થીઓ તથા શાસ્ત્રીજી આદિ નાનાં મોટાં ૪૦ માણસોને મિષ્ટાન્ન ભોજન અપાયું હતું, એમ શ્રી. કાનજી પુરુષોત્તમ દવે જણાવે છે.

સિવાય ગોધરામાં શ્રી રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદીને ત્યાં પણ શ્રીનાથ જયંતી નિમિત્તે મહાપૂજન થયું હતું

**શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-કરાંચીમાં** આશ્વિન સુદિ ૪ શ્રીમન્નાથ જયંતીના દિવસે શ્રીમન્નાથ જયંતીમહોત્સવ ખૂબ આનંદપૂર્વક ઉજવવામાં આવ્યો હતો. તેનો કાર્યક્રમ નીચે મુજબ રખાયો હતો —

| | |
|---|---|
| પ્રાતઃકાલે ૯ થી ૯। સંયમ. | ૧૦॥ થી ૧૧ પૂજ્ય સ્વામીશ્રી સિદ્ધનાથજી મહારાજનું પ્રવચન. |
| ૯। થી ૯॥ મહાપૂજન. | ૧૧ થી ૧૧॥ મંડળીનાં કીર્તનો |
| ૯॥ થી ૧૦ શ્રીસદુપદેશ દિવાકરનું શ્રવણ. | ૧૧॥ થી ૧૨ આરતી. |
| ૧૦ થી ૧૦॥ કીર્તનો | |

રાત્રિના ૮॥-૧૦॥ કીર્તનો તથા પૂજ્યપાદશ્રીના જીવનચરિતપર વ્યાખ્યાનો

લિ. કૃષ્ણદાસ શ્યામજી વર્મા

**"શ્રીમન્નાથસત્સંગમંડળ"**-મુંબઈમાં પણ શ્રીમન્નાથપ્રભુનો ૮૯મો જયંતીમહોત્સવ ઘણોજ ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવ્યો હતો, જેનો કાર્યક્રમ નીચે પ્રમાણે યોજવામાં આવ્યો હતો.

॥ ૐ ॥

॥ जयश्री नाथ मस्तु ॥

## "श्रीमन्नाथ सत्संग मंडळ"—मुंबई तरफथी हार्दिक आमंत्रण

**સ્વધર્મનિષ્ઠ બંધુઓ, બહેનો, તથા સુજ્ઞ મહાશયો,**

સવિનય નિવેદન કરવાનું કે:-ઉપરોક્ત મંડળ તરફથી બીલખા આનંદાશ્રમના અધિષ્ઠાતા

પૂજ્યપાદ **શ્રીમન્નાથ પ્રભુનો ૮૯ મો જયંતી મહોત્સવ** નીચેના કાર્યક્રમ પ્રમાણે આસો સુદિ ચોથ રવિવાર તા. ૨૯-૯-૪૬ને દિને ઉજવાશે. તો આ ધાર્મિક પ્રસંગનો લાભ લેવા આપ સહકુટુંબ મિત્રમંડળ સહીત અવશ્ય પધારશોજી.

**ઉત્સવ સ્થળ:**-રામબાગ સી. પી. ટેન્ક રોડ.

"કાર્યક્રમ"

**સવારે સ્ટા. ટા.**

૮ થી ૯ વેદપાઠ

૯ થી ૧૦ાા શ્રી સદ્દગુરુ મહાપૂજન

૧૦ાા થી ૧૦ાાા શ્રીમન્નાથ પ્રભુ પ્રતિ પ્રાર્થના.

૧૦ાાા થી ૧૧ શ્રીમન્નાથ પ્રભુનો દિવ્ય આદેશ.

૧૧ થી પૂજ્યપાદ અચાર્યજીના જીવન પરિચય સંબંધી પ્રવચનો

**સાંજે સ્ટા. ટા.**

૨ાા થી ૪ાા સંગીત વિશારદ પંડિત દેવેંદ્ર-વિજયનાં ભજનો

૪ાા થી ૫ાા વે. શા સં. શાસ્ત્રીજી પાંડુરંગ અથવલેનું પ્રવચન. (માધવબાગ ગીતા પાઠ-શાળાવાળા)

૫ાા થી ૬ાા ભક્તિ ભેટ મંડળનાં હૃદય આહ્લાદક ભજનો.

વક્તાઓ:—

પૂ. સ્વામી શ્રી ભાષ્કરાનંદ સરસ્વતી મહારાજ
શ્રીમાન્ મોહનલાલ હરિશંકર દવે
શ્રીમતી બ્હેનશ્રી જયગંગા બ્હેન
શ્રીમાન્ ભોગીલાલભાઈ ઓઝા (શ્રી શ્રેયસ-સાધક વર્ગના મંત્રીજી) શ્રી બાલકૃષ્ણ શર્મા એમ. એ.
શ્રીમાન્ ઓચ્છવલાલ છોટાલાલ કચેરીઆ, વગેરે.

લી. **શ્રીમન્નાથસત્સંગમંડળના સભ્યોના જય જય શ્રીમન્નાથ પ્રભુ.**

**તા. ક.**—સ્થાનિક પરિસ્થિતિના કારણે આનંદાશ્રમ માસિકમાં દર્શાવ્યા પ્રમાણેનો કાર્યક્રમ રખાયેલ નથી પરંતુ આ પત્રિકામાં દર્શાવ્યા પ્રમાણે રાખેલ છે.

**નોંધ:—શ્રીમન્નાથસત્સંગમંડળ** દર રવિવારે સવારે ૧૦ થી ૧૧ વનિતા વિશ્રામ (સેન્ડહર્સ્ટ રોડ પર) કથા કીર્તન ને પ્રવચન કરે છે. તેમજ પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી પ્રણીત પુસ્તકો બીલખાના ભાવેજ તથા સંધ્યાદિ નિત્યકર્મનાં પુસ્તકો વિનામૂલ્યે આપે છે.

ઉપરોક્ત મંડળનું પત્ર વ્યવહારનું સરનામું:—
૩૩, ખોખા બજાર, ૧લે માળે **મુંબઈ** નં. ૩.

બ્હેનો માટે બેઠકની જુદી ગોઠવણ કરવામાં આવશે.

——[ * ]——

**શ્રીઆનંદાશ્રમ સુમુક્ષુમંડળ-મુંબઈમાં** પણ આગળથી છપાયેલી પત્રિકા પ્રમાણે પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાનનો ૮૯ મો જયંતીમહોત્સવ ભવ્યરીતે ઉજવાયો હતો, પ્રથમ વેદઘોષથી સમારંભનું મંગલાચરણ થતાં મહાપૂજનનો આરંભ કર્યો હતો, ને સર્વે ગુરુબંધુઓ તથા બ્હેનોએ વેદવિધિપૂર્વક ષોડશોપચારથી શ્રીસદ્દગુરુદેવનું મહાપૂજન કર્યું હતું. ત્યારબાદ

શ્રી. નવનીતભાઈના સત્સંગમંડળનાં ભજનો ગવાયાં, ત્યારબાદ શ્રીમતી જયગંગા બહેને શ્રીમન્નાથ ભગવાનના પરમોપકારક જીવન સબધે પ્રવચન કર્યું હતું તથા શ્રી પ્રાણજીવનભાઈએ પૂ ગુરુદેવના સદ્‌ગ્રંથોનો મહિમા વર્ણુવી તેનું વાચનમનન કરવા વિનતિ કરી હતી

તદનંતર શ્રીમત્પરમહસ પરિવ્રાજકાચાર્ય દાર્શનિક સાર્વભૌમ ન્યા. માર્તંડ મંડલેશ્વર પૂજ્ય સ્વામીશ્રી-મહેશ્વરાનંદજી મહારાજશ્રીએ " અદ્વૈત સિદ્ધાંત અને શ્રીમન્નાથ ભગવાનનું તદર્થક જીવનવ્રત " એ વિષયપર વિદ્વત્તાપૂર્ણ પ્રવચન કરી સૌ જિજ્ઞાસુઓને મન્ત્રમુગ્ધ કર્યા હતા આખો હોલ માનવમેદનીથી ઊભરાઈ રહ્યો હતો, છતાં શાંતિમય વાતાવરણ પ્રસરી રહ્યું હતું. આ અદ્ભુત આનદ શીરીતે વર્ણવી શકાય ? કેમકે—

अहो शास्त्रमहो शास्त्रम् । अहो गुरुरहो गुरुः ॥
अहो ज्ञानमहो ज्ञानं अहो सुखमहो सुखम् ॥

પૂજ્ય સ્વામી મહારાજશ્રીના વ્યાખ્યાન બાદ શ્રી જમનાદાસ હ સઘવીજીએ પૂ સ્વામીજીનો આભાર માન્યો હતો.

માધવબાગના વિશાળ હોલમાં રોશની આદિથી સુશોભિત સિંહાસને પૂ. ગુરુદેવની પ્રતિમાજી બિરાજી સાક્ષાત દર્શન આપી રહ્યાં હતાં. માધવબાગના ટ્રસ્ટી શેઠ મનોરદાસ-ભાઈએ આરતી ઊતારી ભક્તિભાવ પ્રદર્શિત કર્યો હતો. પૂજન સમાપ્ત થયા પછી સૌને પ્રસાદ ને ચરણામૃત અપાયાં હતા

મુબઈના અશાંત વાતાવરણમા પણ ગુરુદેવની કૃપાથી આ જયંતીમહોત્સવમા સૌને દિવ્ય શાંતિનો અનુભવ થયો હતો

જંબુસરમાં પૂજ્યપાદશ્રીનો જયંતીમહોત્સવ આનંદપૂર્વક ઉજવાયો હતો સૌ ગુરુબધુઓ તથા બહેનોએ ભાવપૂર્વક લાભ લીધો હતો મહાપૂજન થયા પછી શ્રી. અબાલાલ તુલજારામે સુંદર શૈલીમાં પૂજ્ય ગુરુદેવના દિવ્ય જીવન સબધે પ્રવચન કર્યું હતુ

કુંતિયાણા—આનંદાશ્રમ—કૃપાનાથના જયંતીમહોત્સવનિમિત્તે મહાપૂજન થયું હતું.

———[ * ]———

## ખાસ નોંધ

મુચુકુંદગુહા-નાથ જયંતીમહોત્સવ માટે ખાસ મળેલી ભેટ

રૂા ૫૦) ( રૂપિયા પચાસ )-શેઠ રવજી દેવજી ગાંધી-જામનગર હ છગનભાઈ

રૂા ૫૦) ( રૂપિયા પચાસ ફોટોગ્રાફ-વગેરે માટે )-ચંદ્રસિંહ પ્રતાપસિંહ-મુબઈ હ. દયાળસિંહભાઈ

રૂા ૨૫ા ( રૂપિયા પચીશ આના ચાર )-હરિલાલ અંબારામ ઠાકર-લતીપુર ( હાલ-ડરબન-આફ્રિકા )

રૂા ૨૫ા ( રૂપિયા પચીશ આના ચાર )-હરિલાલ હરકિશન-મુંબઈ હ દયાળસિંહભાઈ

રૂા. ૨૦) ( રૂપિયા વીશ )-મુચુકદગુહા જીર્ણોદ્ધાર ફડમાથી કૃપાનાથનું આખ્યાન-હકિકતા માટે હ અંબાશંકરભાઈ

રૂા ૧૧) ( રૂપિયા અગીયાર )-નાથ સત્સગ મડળ-મુંબઈ હ રૂપસિંહભાઈ દર-વખતના નિયમપ્રમાણે આ વખતે પણ નાથજયતી પ્રસગે ફલાહાર ને ભોજનની ગોઠવણ નિયમપ્રમાણે કરવાનુ ડૉ વામનરાયભાઈ તરફથી પાટણ—( ગુજરાત )—થી લખાઈ આવ્યુ હતુ

———[ * ]———

# પરચુરણભેટ

## [ ભાદ્રપદ માસ ]

પોરબંદરમાં શ્રીમન્નાથ જયંતી મહોત્સવની ભેટઃ—

૧-૦-૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી લાખાણી
૧-૦-૦ ,, લક્ષ્મીદાસ હંસરાજ-ગરેજવાળા
૧-૦-૦ ,, ગોપાલજી જીવા
૧-૦-૦ ,, કુરજી વાલજી
૦-૪-૦ ,, ચત્રભુજભાઈ
૦-૮-૦ ,, ગોકળદાસ ભાણજી
૦-૪-૦ ,, શાંતિલાલ ચત્રભુજ
૧-૦-૦ ,, લાલજી ડાહ્યાભાઈ
૦-૪-૦ ,, જેઠાલાલ કાનજી
૦-૪-૦ ,, મોહનલાલ માધવજી
૦-૪-૦ ,, મેઘજી શાસ્ત્રી
૦-૪-૦ ,, વિશ્વનાથ માધવજી શાસ્ત્રી
૦-૪-૦ ,, કેશવલાલ જાદવજી
૧-૦-૦ બેન સારીબેન
૧-૦-૦ ,, અજવાળીબેન
૦-૮-૦ ,, પ્રભાબેન
૦-૪-૦ ,, વજીબેન
૦-૮-૦ શ્રી. પ્રભાશંકરભાઈ
૦-૪-૦ બેન ગંગાબેન હરિદાસ
૦-૮-૦ ,, જયાલક્ષ્મીબેન
૦-૪-૦ ,, નંદુબેન
૦-૪-૦ શ્રી. જીવરામ કાલિદાસ
૦-૪-૦ ,, ગોકલદાસ રાઘવજી
૦-૪-૦ ,, નવરંગભાઈ
૦-૪-૦ બેન જેઠી બેન
૦-૮-૦ ,, પાર્વતીબેન ગોવિંદજી
૦-૪-૦ ,, મહાલક્ષ્મીબેન વનિતા વિશ્રામ

મુંબઈ આનંદાશ્રમ સુમુક્ષુ મંડળની ભેટઃ—

( જયંતીમહોત્સવ )

૫-૪-૦ એક ભક્તજન
૧૧-૦-૦ શેઠ મીનોચેહરશાહ મસાની
૫-૦-૦ શ્રી. મંગળદાસ કેશવલાલ
૨-૦-૦ ,, ચુનીલાલભાઈ
૧-૦-૦ ,, પ્રાણજીવનભાઈ
૧-૦-૦ ,, ગૌરીશંકરભાઈ
૧-૦-૦ ,, પ્રેમજીભાઈ
૧-૦-૦ ,, જમનાદાસ સંઘવી
૧-૦-૦ ,, ચત્રભુજ કાલિદાસ
૧-૪-૦ ,, સુરેશચંદ્ર અમૃતલાલ
૨-૦-૦ ,, નારણદાસ રાઘવજી
૧-૦-૦ એક સેવક
૧-૦-૦ શ્રી. પ્રાણજીવન હંસરાજ
૦-૮-૦ ,, અમથાલાલભાઈ
૧-૦-૦ ,, લલ્લુભાઈ
૧-૦-૦ ,, ગોકળદાસ આણંદજી
૦-૮-૦ ,, ભાણજીભાઈ
૧-૦-૦ ,, છગનલાલભાઈ
૧-૦-૦ ,, ગોકળદાસ શિવશંકર
૧-૦-૦ ,, છગનલાલ મોરારજી
૧-૦-૦ ,, ગોવિંદરાય જીવરામ
૧-૦-૦ ,, ગોરધનદાસ ચત્રભુજ
૧-૦-૦ એક સેવક
૧-૦-૦ એક સેવક
૧-૦-૦ બેન મુક્તા બેન
૧-૦-૦ શ્રી. ગુલાબચંદભાઈ
૨-૦-૦ બેન કસ્તુરબેન
૨-૦-૦ ,, દીવાળીબેન
૧૩-૮-૦ પરચુરણ

---

૬૩-૦-૦ હ. શેઠ દામોદરદાસ માધવજી

——[ * ]——

વર્ષ ૧૫ મું

કાર્તિક

અંક ૬

સંવત્ ૨૦૦૩

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂા. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો. બીલખા

सुधास्रवं नाथवचः प्रसन्नं सुधास्रवं नाथविलोकितं च ।

सुधास्रवं नाथमनः प्रसन्नं सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

સુધાસ્રવતું છે નાથનું નિર્મળ બોલવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ જોવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ અંતઃકરણ ! સુધાસ્રવતું છે નાથના નિવાસનું નિર્મળ ધામ-આનંદાશ્રમ

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
| --- | --- | --- |
| ૧ | ગુરુગુણગાન. | ૮૯ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૯૦ |
| ૩ | બ્રાહ્મણકાલ કલ્પકાલ આરણ્યક ને ઉપનિષત્કાલ. | ૯૧ |
| ૪ | ગુણજ્ઞતા. | ૯૪ |
| ૫ | શ્રીમુચકુંદગુફામાં રહી ગયેલા સિદ્ધ યોગી અમરભારતી તથા લક્કડભારતી સંબંધી થોડી જાણવા જેવી હકીકત. | ૯૫ |
| ૬ | ખેદજનક અવસાન. | ૯૭ |
| ૭ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૯૮ |
| ૮ | પરચુરણ ભેટ. | ૯૯ |
| ૯ | બાળકોનો મુખપાઠ. | ૧૦૪ |
| ૧૦ | મેંદરડામાં પધરામણી. | |

——[ * ]——

શ્રી. મંત્રી સાથેના કામ માટેનો પત્રવ્યવહાર હવે પછી
નીચેના શિરનામે કરવાનો છે:—

## શ્રીમાન્ મંત્રી,

આનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-કાઠિયાવાડ.

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૫ મું ] • સંવત્ ૨૦૦૩ કાર્તિક [ અંક ૬ ઠ્ઠો

## गुरुगुणगान

( સપાદક—એક ભક્તજન )

સોરઠ શા શા ગુણો ગાય, વંદી આજ કૃતાર્થ થાય   ટેક

પ્રખર તાપ અજ્ઞાનવડે, જળ જ્ઞાનતણાં સુકાય,
મરૂભૂમિ સૌરાષ્ટ્ર બન્યો, ને ધર્મસૂનો દેખાય,
પનોતાં પગલાં તમારાં થાય   સોરઠ૦ ૧

તમારા સતત પ્રયાસો ભગીરથ, શી રીતે વિસરાય,
ખળખળ ધર્મપ્રવાહ જાહ્નવી, ન્હાતાં પાપો જાય,
હૈડાં આભારે ભીંજાય   સોરઠ૦ ૨

અઘોર આ કલિકાલમહીં, પરમારથ કીધું કામ,
મહાગુજરાતે અંકિત કીધું, અમર નામ નથુરામ,
ફોરમ ચોબાજુ ફેલાય   સોરઠ૦ ૩

નંદનવન સૌરાષ્ટ્ર બનાવ્યો, કીધાં પુણ્યનાં કામ,
જ્ઞાનતણી ગંગોત્રી લાવ્યા, ભગીરથ શ્રીનથુરામ,
ભાવિક હોંશે હોંશે ન્હાય   સોરઠ૦ ૪

જ્ઞાનતણાં નિર્મળ જલ ન્હાતાં, ટળતા ત્રિવિધ તાપ,
મેલ મમતતણા ધોવાતા, શમતા [illegible]
[illegible]   ૦ ૫

જીવન મરણ ઉભય સરખાં છે, જેણે ટાળ્યો મોહ,
સંસારીની સાથે રહી ના, કીધો કોઇનો દ્રોહ,
આવા વિરલા કોઈક જણાય. સોરઠ૦ ૬

ગુણપૂજન ગુજરાત કરે છે ઓ ભગીરથ ગુરુદેવ!
શાંતિનાં સિંચન કીધાં, શાંતિ મેળવજો ધીર,
ગંગા આંગણીએ ઉભરાય. સોરઠ૦ ૭

———[ * ]———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

તમે તમારા અંતઃકરણને સર્વદા પરમમંગલ, પરમપવિત્ર, પરમશીતલ, ને પરમસુખરૂપ પરમપદમાં સુસ્થિર રાખી તમારા જીવાત્માને અભેદભાવે પરમાનંદનું આસ્વાદન કરાવતા રહેશો.

મહાપદમાં અનન્યભાવે વિરામ લેતા રહી, તથા અહંતામમતા ગલિત કરતા રહી, સુપ્રસન્ન રહેશો. જ્યાં અમૃત, પ્રકાશ ને આનંદ છે ત્યાં મરણ, તિમિર. ને દુઃખ ક્યાંથી હોય ?

પોતાના સર્વસ્વરૂપ પ્રભુમાંજ જીવનયાત્રા વ્યતીત કરવાની ને અંતે તેમાંજ સ્થિતિ કરવાની તીવ્ર શુભેચ્છા હશે.

સત્શાસ્ત્રનું વાચનમનન કરી પરમાત્માનો અનુગ્રહ મેળવવા તથા દૈવી સંપત્તિ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહે એમ તમે તેમને કહેશો.

હૃદયની વિશુદ્ધિ, વિશાલતા, ભક્તિ ને સૂક્ષ્મતા વધવાથી તમારું હૃદય બોધામૃતની દિવ્ય ધારા સુખપૂર્વક ઝીલી શકશે.

નિત્યકર્મ, જપ, ધ્યાન ને શાસ્ત્રવાચન ચાલુ રાખવું. મનની પ્રસન્નતા દૂર નજ થવા દેવી.

જ્યારે ભક્તની વ્યસનભક્તિનો પરિપાક થયો જણાય ત્યારે ભક્તે પોતાનું હૃદય પ્રભુની આગળ સંપૂર્ણ ઉઘાડું કરી, તેને પ્રભુના સ્વરૂપમાં જોડી, તે હૃદયને પ્રભુના શુભ ગુણોથી અલંકૃત કરી જીવને પ્રભુમય કરી દેવો. આનું પરિણામ પરમાત્માના સ્વરૂપના યથાર્થ જ્ઞાનવડે ભવસાગરનો પાર.

જેમ જેમ મનુષ્ય પોતાના હૃદયને શ્રદ્ધાવાળું, વિનયી, એકાગ્ર ને પરમાત્માની અચલ અનન્ય ભક્તિવાળું કર્યા કરે છે તેમ તેમ પરમ કૃપાળુ પ્રભુ તે મનુષ્યના ઉપર અનુગ્રહ કરી તેને સ્વપ્નમાં ને ધ્યાનકાળમાં ન્યૂનાધિક સમય દર્શન આપે છે. જેનું હૃદય જેમાં ઘાટા અનુરાગવાળું થાય છે તેને તે ઘાટા અનુરાગવાળો પદાર્થ સમીપ જણાય છે. તેની સત્યતા નીચેના દૃષ્ટાંત-સિદ્ધાંતથી જણાય છે:—

દોહરા

વસે પદ્મિની સર વિષે, ગગને શશીનો વાસ;
જે જેના મનમાં વસે, તે છે તેની પાસ. ૧

કમલ વસે તળાવમાં, રવિનો ગગન નિવાસ;
જેનું ,મન જેમાં રમે, તે જણાય તેની પાસ ૨
મોર વસે ભૂમિ પરે, ખમાં મેઘનો વાસ;
જેની પ્રીતિ જે વિષે, તે' દરશે નિજ પાસ. ૩
ચાતક વસે અરણ્યમાં, ગગંને જલદ નિવાસ,
જેને હૃદયે જે વસે, તે છે, તેની પાસ. ૪
ભક્ત વસે નિજ ગૃહવિષે, પ્રભુ વસે પરધામ;
અનન્ય ભક્તિ સુદૃઢ થયે, સિદ્ધ થાય સૌ કામ. ૫

( ચાલુ )

## ब्राह्मणकाल कल्पकाल आरण्यक ने उपनिषत्काल

[ લેખક.—શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

થી આનંદાશ્રમના ગત આષાઢ માસના અંકમા પૃષ્ઠ ૨૦ મે कृपानाथ ने करांचीमां यज्ञ એ મથાળા નીચે છપાયેલા લેખમા સાતમા પરિચ્છેદમાં લેખકે કહ્યુ છે કે ' બ્રાહ્મણકાલ ને કલ્પકાલની સ્થૂલ યજ્ઞભાવના આરણ્યક ને ઉપનિષત્કાલમાં સૂક્ષ્મરૂપ ધારણ કરે છે ઇત્યાદિ અને યજ્ઞની ,સ્થૂલભાવના સૂક્ષ્મસ્વરૂપ કેવી રીતે ધારણ કરે છે તે દર્શાવતા આઠમા પરિચ્છેદમાં સ્પષ્ટતા કરી છે કે, યજ્ઞયજન ' એટલે માનવસંસ્કૃતિમાં અગ્રસ્થાન ભોગવતા એવા " અગ્નિ " પ્રતિનું આભારદર્શન...।. શનૈઃ શનૈઃ એ " અગ્નિ "માંથી " અંતર્યામી '' થયા અને " અંતર્યામી ''માંથી " અધિષ્ઠાન " થયા...।

યુરોપમા એક એવી કલ્પના પ્રચલિત થઈ છે કે વિકાસક્રમમાં ઉત્તરોત્તર વિકાસ પામતાં ઉંચટ વાંદરામાંથી મનુષ્ય થયુ છે અને મનુષ્યે પોતાની બુદ્ધિનો વિકાસ કરતા ક્રમમાં આજની સંસ્કૃતિ ( Civilization ) સુધી ગતિ કરી છે તથા હજી તેમાં પ્રગતિ કરવાનું કાર્ય ચાલુ છે ઇત્યાદિ

આ યુરોપની કલ્પના આપણા આર્યશાસ્ત્રોને સમત નથી આર્યશાસ્ત્રોનું અવલોકન કરતાં તો જણાય છે કે પ્રાણીઓની ઉત્પત્તિ કરનાર પરમેશ્વરે સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ યુગપત્ એટલે એકીસાથેજ કરેલી છે કોઈ એક પ્રાણીમાંથી પછી બીજા પ્રાણીની ઉત્પત્તિ કરે એવુ નથી. તેમજ વિકાસના ક્રમમા એકમાંથી ક્રમે કરીને પોતાની મેળે બીજુ પ્રાણી ઉત્પન્ન થયું એવું પણ આર્યશાસ્ત્રોનું પ્રતિપાદન જોવામા આવતું નથી

આર્યશાસ્ત્રોમાં તો,—

तस्माच्च देवा बहुधा संप्रसूताः ।
साध्या मनुष्या ,पशवो वयांसि ॥

' તેમાંથી એટલે તે પરમેશ્વરમાંથીજ અનેક પ્રકારના દેવો પ્રાદુર્ભાવ પામ્યા છે, અનેક પ્રકારના સાધ્યો પ્રાદુર્ભાવ પામ્યા છે, અનેક પ્રકારના મનુષ્યો પ્રાદુર્ભાવ પામ્યા છે, અનેક પ્રકારનાં પશુઓ પ્રાદુર્ભાવ પામ્યા છે, તથા અનેક પ્રકારનાં પક્ષિઓ પ્રાદુર્ભાવ પામ્યાં છે, આ આદિવચનોવડે દેવ મનુષ્ય પશુ પક્ષી આદિની સ્વતંત્ર ઉત્પત્તિ કહેલી જણાય છે અને तदेतत्सत्यं ,यथा सुदीप्तात् पावकाद् विस्फुलिंगा. सहस्रशः,

प्रभवन्ते सरूपास्तथाक्षराद् विविधाः सोम्यभावाः प्रजायन्ते तत्र चैवापियन्ति ॥ તે આ સાચું છે કે જેમ સારી પેઠે પ્રજ્વલિત અગ્નિમાંથી અગ્નિ જેવા હજારો વિસ્ફુલિંગો નીકળે છે તેમ હે સૌમ્ય ! અવિનાશી પરમાત્મામાંથી વિવિધ જીવો જન્મે છે તથા પાછા તેમાંજ વિલાઈ જાય છે. આ આદિ વચનોવડે વિવિધ જીવોની એકીસાથે અને એકબીજાથી સ્વતંત્રપણે ઉત્પત્તિ થાય છે એવો આર્યશાસ્ત્રોનો આશય જણાય છે.

એવી રીતે મનુષ્યોની બુદ્ધિના વિકાસના ક્રમે વેદોના બ્રાહ્મણ કલ્પ આરણ્યક અને ઉપનિષદ્ ભાગો પણ ક્રમે કરીને અસ્તિત્વમાં આવેલા છે એ કલ્પના પણ આર્યશાસ્ત્રોને સંમત હોય એમ જણાતું નથી.

જો કદી એ કલ્પના ખરી માનવામાં આવે તો વેદોના બ્રાહ્મણ કલ્પ આરણ્યક અને ઉપનિષદ્ ભાગો એટલે વાસ્તવિક રીતે કહેતાં સંપૂર્ણ વેદો મનુષ્યોએ ક્રમે ક્રમે ઉપજાવેલા છે એમ માનવું જોઈએ પણ यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ॥ 'જે પરમેશ્વર પ્રથમ બ્રહ્માનું વિધાન કરે છે તથા જે પરમેશ્વર નિશ્ચય તે બ્રહ્માના હૃદયમાં વેદોનો આવિષ્કાર કરે છે' આ આદિ વચનોવડે વેદોનું નિર્માણ મનુષ્યોએ કરેલું નથી પણ મનુષ્યોનું નિર્માણ કરનારા પરમેશ્વરે કરેલું છે તથા સંપૂર્ણ વેદોનું વિશ્વનું નિર્માણ કરવા સમયેજ પરમેશ્વરે મનુષ્યોને વિષે સંક્રમણ કરેલું છે એવું શાસ્ત્રોનું કહેવું જણાય છે.

શ્રીશંકરાચાર્ય ભગવાન્ કહે છે કે स भगवान् सृष्ट्वेदं जगत् तस्य च स्थितिं चिकीर्षुर्मरीच्यादीनग्रे सृष्ट्वा प्रजापतीन् प्रवृत्तिलक्षणं धर्मं ग्राहयामास वेदोक्तं ततोऽन्यांश्च सनकसनंदनादीनुत्पाद्यनिवृत्तिलक्षणं धर्मं ज्ञानवैराग्यलक्षणं ग्राहयामास ॥ તે પરમેશ્વરે આ જગત્ સર્જીને તેની સુખરૂપ સ્થિતિનો નિર્વાહ કરવાને ઇચ્છતા તેમણે પ્રથમ મરીચિ આદિ પ્રજાપતિઓનું સર્જન કરીને તેમની પાસે વેદ કહેલો પ્રવૃત્તિ લક્ષણવાળો ધર્મ સેવડાવ્યો અને તે પછી બીજા સનક સનંદન આદિ પ્રજાપતિઓને ઉપજાવીને તેમની પાસે જ્ઞાન અને વૈરાગ્યના લક્ષણવાળો એવો નિવૃત્તિ લક્ષણવાળો ધર્મ સેવડાવ્યો આ આદિ વચનો સૃષ્ટિના આરંભકાળમાંજ વેદોનું અને પ્રતિપાદન કરેલા ધર્મ તથા મોક્ષનું પરમેશ્વરે પ્રવર્તન કરેલું છે એવો તેમનો અભિપ્રાય જણાય છે.

स्मरन्ति च शौनकादयः मधुच्छंदः प्रभृतिभिर्ऋषिभिर्दाशतय्यो दृष्टाः इति प्रतिवेदं चैवमेव काण्डर्ष्यादयः स्मर्यन्ते ॥ અને શૌનક આદિની સ્મૃતિઓમાં કહ્યું છે કે મધુચ્છંદા સુધીના ઋષિઓ ઋગ્વેદના દ્રષ્ટાઓ છે અને એવીજ રીતે કાંડકાંડના દ્રષ્ટા ઋષિઓ કોણ કોણ છે તેનું પણ તે તે સ્મૃતિઓમાં કથન કરેલું છે આ આદિ-વચનોવડે પણ સૃષ્ટિના પ્રારંભકાળમાંજ સંપૂર્ણ વેદવેદાંગોનું આવિષ્કરણ પરમેશ્વરવડે થઈ ચૂકેલું હોવાનું શ્રીશંકરાચાર્ય ભગવાનનું માનવું હોય એમ દેખાય છે.

કોઈ મનુષ્યોને પોતાની મેળે કોઈ જ્ઞાન થયેલું હાલ જોવામાં આવતું નથી તેથી સૃષ્ટિના આરંભકાળમાં ઋષિઓને પણ વેદોનું જ્ઞાન પોતાની મેળે થયેલું હોવાનું માની શકાય નહિ એમ કહેવું નકામું છે.

એ સંબંધમાં પણ શ્રીશંકરાચાર્ય ભગવાન્ કહે છે કે ऋषीणामपि मंत्रब्राह्मणदर्शिनां सामर्थ्यं नास्मदीयेन सामर्थ्येनोपमातुं युक्तं ॥

'મંત્ર અને બ્રાહ્મણોના દ્રષ્ટા ઋષિઓના સામર્થ્યને આપણા સામર્થ્યસાથે સરખાવવું ઘટતું નથી '

પ્રથમ અગ્નિનું આરાધન થવા લાગ્યું તે પછી અગ્નિનું આરાધન અંતર્યામીના રૂપમાં થવા લાગ્યું તથા તે પછી અંતર્યામીનું આરાધન અધિષ્ઠાનના રૂપમા થવા લાગ્યું એવું કહેવુ પણ આર્યના શાસ્ત્રોની દૃષ્ટિથી ઘટતુ નથી.

અગ્નિમાં હોમ કરવાવડે માત્ર અગ્નિનુંજ યજન થતું હતું એમ પણ નથી અગ્નિમાં હોમ કરવાવડે બધા દેવોનું યજન થતું હતુ અગ્નિમા હોમ-કરવાવડે હોમેલું દ્રવ્ય જે દેવને ઉદ્દેશીને હોમેલુ હોય તે દેવને અગ્નિ પહોચાડે માટે તો અગ્ધાતુના અર્થભૂત પોતે ખાધેલુ દ્રવ્ય જેનુ તેને પહોચાડવાના અર્થભૂતની ધાતુના સમાગમવડે અગ્નિ એવું અગ્નિનું નામ પડ્યું છે.

અગ્નિમાં હોમ કરવાનો દ્વિજોનો નિત્યધર્મ છે તે પ્રથમ આચરવામાં આવતો હતો તે આચરવો બંધ કરીને તેને સ્થાને અંતર્યામીનુ આરાધન કરવાનું ચાલ્યુ એવુ વાસ્તવિક સ્થિતિમાં નથી

અગ્નિમા હોમ કરવો એ દેવો સાથેનો દ્વિજોનો વ્યવહારધર્મ છે-અંતર્યામીનું આરાધન કરવું એ મોક્ષ મેળવવાનું સાધન છે એ બંને જુદા જુદા હેતુથી કરવાના જુદાં જુદાં સ્વતંત્ર કર્મો છે અને તે જેમ પૂર્વે કરવામા આવતાં હતા તેમ આજ પણ કરવાના હોય છે તથા શિષ્ટજનો પરંપરાવડે આજ કરે પણ છે

એવી રીતે અધિષ્ઠાનમા અવસ્થાન કરવુ એ મોક્ષની સ્થિતિ છે તે અંતર્યામીના અનુગ્રહથી પ્રાપ્ત થાય છે એમ હોવાથી અંતર્યામીના આરાધનને સ્થાને અધિષ્ઠાનનું આરાધન આજ થાય છે એવુ પણ નથી

આ સર્વે વાતોના સમર્થનમાં શાસ્ત્રોના વચનો દર્શાવી વિસ્તાર કરવાની આવશ્યકતા નહિ માની કરતો નથી

આર્યજનતાના શાસ્ત્રોના યથાવત્ પરિચયવિના અન્ય જનતાઓ આર્યજનતા, આર્યજનતાનાં શાસ્ત્રો અને આર્યજનતાના આચારવિચારોના સંબંધમા મનમાની અનેક કલ્પનાઓ કરે તે આર્યજનતાએ પોતે ખરી માની લેવાનો પ્રમાદ ન કરવો જોઇએ

એવીજ એક કલ્પના આર્યજનતાના ભારતવર્ષમાના નિવાસ માટેની વહેતી કરવામા આવી છે

કહે છે કે કેટલાક સૈકાઓપર હાલની આર્યજનતા મધ્યએશિયાના કોઈ ભાગોમાથી ભારતવર્ષમાં આવીને ભારતવર્ષમાં મૂળથી વસેલા આદિવાસીઓને જંગલમાં ભગાડી પોતે વસી રહેલી છે.

આ કલ્પના પણ એક કલ્પનાજ છે.

જે ભરતરાજાના નામ ઉપરથી ભારતવર્ષનું ભારતવર્ષ નામ પડ્યું છે તે ભરતરાજા સ્વાયંભુમનુની સાતમી પેઢીના રાજા હતા

સ્વાયંભુમનુના પુત્ર પ્રિયવ્રત, પ્રિયવ્રતના આગ્નિધ્ર,-આગ્નિધ્રના નાભિ, નાભિના ઋષભ અને ઋષભના પુત્ર ભરત.

ઋષભરાજાના સો પુત્રોમા ભરત સર્વથી મોટા હતા તેમના માટે **येषां खलु महायोगी भरतो ज्येष्ठ. श्रेष्ठगुण आसीत् येनेदं वर्षं भारतमिति व्यपदिशन्ति ॥**

આ વચનવડે કહ્યું છે કે ઋષભરાજાને જે સો પુત્રો હતા તેઓમાં ખરેખર ભરત સર્વથી મોટા ને શ્રેષ્ઠ ગુણવાળા હતા. તેઓ મોટાયોગી હતા અને તેમના નામ ઉપરથી આ વર્ષનું નામ ભારતવર્ષ કહેવાય છે.

સ્વાયંભુમનુ અને તેમનો વંશવિસ્તાર બ્રહ્માના પ્રથમ પરાર્ધના આરંભમાં હતો.

તે પછી સ્વાયંભુમનુ સહિત મનુઓનું એક સપ્તક સંપૂર્ણ થયું છે અને દ્વિતીય સપ્તકના પહેલા વૈવસ્વતશ્રાદ્ધદેવમનુ વર્તમાનમાં મનુ છે, તેની પણ અઠાવીશમી ચોકડી ચાલે છે.

બ્રહ્માનું પ્રથમ પરાર્ધ પૂરું થયું છે ને દ્વિતીય પરાર્ધનો આરંભ થયો છે.

એટલે ભારતવર્ષનું ભારતવર્ષ નામ પડ્યાને પણ કલ્પનામાં ન આવે એટલા યુગો વીતી ગયા છે.

અને ભારતવર્ષનું ભારતવર્ષ નામ પડ્યા પહેલાંથી સ્વાયંભુમનુના વારસામાં ભારતવર્ષ ભરતને ઉત્તરોત્તર પરંપરાથી મળ્યો હતો.

સ્વાયંભુમનુને ભારતવર્ષનો ભાગ મળ્યા પહેલાં ભારતવર્ષમાં આદિવાસી કહેવા મનુષ્યો વસતા હતા એવું કહી શકાય એમ નથી, કારણકે આખી પૃથ્વીનો વારાહરૂપથી ઉદ્ધાર કરીને ભગવાને નવેસરથી સ્વાયંભુમનુને આપી હતી એવો ઇતિહાસ છે.

એમ ભારતવર્ષમાં પ્રથમ આદિવાસીઓ વસતા હતા તેમને જંગલમાં ભગાડી આર્યો આવી વસ્યા એ કલ્પના કલ્પનાજ છે છતાં એ કલ્પના પણ ખૂબ વહેતી થઈ છે.

અને આર્યજનતાનાં શાસ્ત્રોથી તથા ઇતિહાસથી અનભિજ્ઞજનો તો ગમે તેવી કલ્પના કરે તે સામે વિવેકીને કાંઈ વાંધો કહેવાનો રહે નહિ.

પણ આર્યજનતાનાં શાસ્ત્રોમાં અને સદાચારમાં પ્રમાણભૂત ગણાતા એવા આનંદાશ્રમમાં એવી કોઇ કલ્પના ખરી વસ્તુસ્થિતિના રૂપમાં આલેખાય એ સામે વિવેકીને મોટો વાંધો નોંધાવવાનો થાય.

માટે આનંદાશ્રમમાં લેખ લખનારાઓને વિનતિ કરવામાં આવે છે કે આનંદાશ્રમમાં પોતાનો લેખ છપાવે તે પહેલા આર્યજનતાનાં શાસ્ત્રો અને શિષ્ટ જનોને સંમત હોવાની પૂરી ખાતરી કરી લે.

અને એવી રીતે આર્યજનતાનાં શિષ્ટ જનોને પણ નમ્રભાવે વિનતિ કરવામાં આવે છે કે આર્યજનતાનાં શાસ્ત્રો તથા શિષ્ટ જનોને અનુકૂળ ન હોય એવી કોઈ કલ્પના આનંદાશ્રમમાં છપાય તે આનંદાશ્રમના સંમત સિદ્ધાંતરૂપે તેઓ માની ન લે. તંત્રી

———[ * ]———

## ગુણજ્ઞતા

**[ વડોદરા કોલેજના પ્રોફેસર કે. એચ. કામદાર શ્રી. કરણસિંહજીભાઇને નીચે પ્રમાણે લખી જણાવે છેઃ— ]**

આપે મને "મહાત્મા શ્રીમત્નથુરામશર્મા અને તેમનો સંદેશ" એ નામનું અંગ્રેજીમાં લખેલું પુસ્તક બીલખા મુકામે શ્રીઆનંદાશ્રમમાં આપેલું, તે હું વાંચી ગયો. મહાત્માજીના જીવનનો પ્રસંગોને આપે વર્ણવેલા છે તે આવી વિગતે મેં પહેલીવારજ વાંચ્યા. આપે આ વર્ણન સ્પષ્ટ ભાષામાં આપ્યું છે, અને મહાત્માજીના આદર્શ જીવનની રૂપરેખા આપે

બહુ સુંદરરીતે સમજાવી છે.

આનંદાશ્રમની સસ્થા આ આદર્શ પ્રમાણે પ્રકાશન વગેરેનું કામ કરે છે તે રૂબરૂ જોઈ મને ઘણો આનંદ થયો. સસ્થાની વ્યવસ્થા આશ્રમની વ્યવસ્થા જેવીજ લાગી આપ બધાનું જીવન મહાત્માજીના આદેશ પ્રમાણે હોય. તે સ્વાભાવિક છે. કાઠિયાવાડની જનતાને મહાત્મા નથુરામશર્માજીએ જે આંદોલનો આપ્યા છે તે કદી ભૂલાશે નહિ. તેમણે અનેક શંકાશીલ માનવીઓને શ્રદ્ધાવાન કર્યા, અને અનેક નાસ્તિકોને આસ્તિકો બનાવ્યા.

આનંદાશ્રમ સસ્થાના કાર્યક્રમની સફળતા ઇચ્છું છું.

——[ * ]——

॥ ॐ ॥

## मुचकंदगुहामां रही गयेला सिद्ध योगी अमरभारती तथा लक्कडभारती संबंधी थोडी जाणवा जेवी हकीकत

[ લેખક–શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

શ્રાવણ વદિ ૭ સોમવાર, સ્થળ—મુચકુંદગુહા—ગિરનાર

આ શ્રાવણ માસમાં મુચકુંદગુહામા સ્થિતિ કર્યાને આજે બાવીશ દિવસ થઈ ગયા છે. સોમવારને દિવસે સાંજરે ઘણા શ્રદ્ધાળુ ભક્તો દર્શનાર્થે આવેલા. જૂનાગઢના શ્રીમાન્ નાનાલાલ મોહનદાસ પુરોહિત, જેઓ મુચકુંદેશ્વર મહાદેવના અનન્ય ભક્ત છે, તેમણે આ જગ્યામાં બની ગયેલા ઘણા ચમત્કારોનું વર્ણન કરી, છેવટમાં જણાવ્યુ કે "બીલખા આનંદાશ્રમના અધિષ્ઠાતા પૂજ્યપાદ મહાત્મા શ્રીનાથભગવાને તપ કરવા આ જગ્યા શા માટે પસંદ કરી, તેનું કારણ આપ સૌ જાણો છો? ગિરનારમાં ઘણા એકાન્ત સ્થળો છે, પણ આ જગ્યા ઘણીજ પ્રાચીન છે આ જગ્યાએજ કૃષ્ણપરમાત્મા પાછળ દોડતા આવેલ કાળયવનને મુચકુંદરાજાએ પોતાને મળેલ વરદાન પ્રમાણે ફક્ત એકજ દૃષ્ટિપ્રપાતથી ભસ્મીભૂત કર્યો હતો. કૃષ્ણપરમાત્માએ તથા મુચકુંદજીએ આજ મુચકુંદેશ્વર મહાદેવનું પૂજન અર્ચન કર્યું હતુ સિદ્ધ મહાત્મા અમરભારતી તથા તેમના શિષ્ય લક્કડભારતીએ અહીંયા ઘણો કાળ નિવાસ કરી આ જગ્યાને પાવન કરી હતી. તેથીજ આ જગ્યાને વધારે પાવન કરવા પૂજ્યપાદશ્રીએ અહીંયાંજ રહેવું વધારે પસંદ કર્યું હતું."

મહાત્મા શ્રીઅમરભારતી સિદ્ધ પુરુષ હતા. હઠયોગ, રાજયોગ, મંત્રયોગ, ને તંત્રયોગમાં તેઓ નિષ્ણાત હતા. તેમને વચનસિદ્ધિ પ્રાપ્ત હતી. એક ગિરનારા બ્રાહ્મણ ગૃહસ્થ તેમના અનન્ય શિષ્ય હતા તેમને સંતતિ ન હોતી. શ્રીઅમરભારતી તેમની સેવાથી પ્રસન્ન હતા પુત્રકામનાને લીધે આ શિષ્ય સેવા કરે છે તે તેઓ જાણતા હતા એક દિવસ મહાત્માશ્રીએ તે ગિરનારા ગૃહસ્થને કહ્યુ કે "તું ઘણા વર્ષથી સેવા કરે છે તેથી હું પ્રસન્ન થયો છું, માટે તારે જે ઇચ્છા હોય તે માગી લે." શિષ્યે કહ્યુ કે "આપ અંતર્યામી છો, બધુ જાણો છો, હું શુ કહું?" મહાત્માજીએ કહ્યુ કે "તને એક પુત્ર પ્રાપ્ત થશે પણ તે તને ઉપયોગી નહિ રહે, કારણ તે સિદ્ધ યોગી થશે, અને તેથી તે સંસારના મોહમાં ફસાઈ, જશે નહિ તે ત્યાગી વિરક્ત થશે, માટે

વચન આપ કે તને પુત્ર પ્રાપ્ત થાય અને તે યોગ્ય વયનો થાય ત્યારે તે પુત્ર મને અર્પણ કરી દેવો." તેમના શિષ્યે વચન આપ્યું કે યોગ્ય વયનો થશે ત્યારે તે આપના હું ચરણમાં ધરીશ. તે સંત પુરુષના વરદાન પ્રમાણે પુત્ર પ્રાપ્ત થયો. તે પુત્રનું ભવ્ય સ્વરૂપ, તેજસ્વિતા, ઓજસ તથા કુશાગ્ર બુદ્ધિ જોઈ પિતાનું મન લોભાઈ ગયું, મોહજાળમાં એવું ફસાઈ ગયું કે તે પુત્ર અર્પણ કરવા માટે તેણે નવાં નવાં બ્હાનાં શોધી અનેક સાચી ખોટી વિટંબણાઓ રજુ કરી મુદત માગવાનું શરૂ કર્યું. અનેક મુદતો વ્યતીત થઈ. શિષ્યની બુદ્ધિમાં થયેલ ફેરફાર જોઈ, શ્રીઅમરભારતીએ જાણી લીધું કે તે વચનભંગ થયો છે. શિષ્યને ગુરુએ જણાવ્યું કે આજથી સત્તરમે દિવસે તારા પુત્રના દેહનો વિલય થશે, આ વચનો સાંભળતાં શિષ્યને પોતાના શરીર ઉપર વજ્રપાત થયો હોય એવું દુઃખ થયું, પણ પ્રભુની માયા એવી પ્રબળ છે કે તેણે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. સત્તરમા દિવસે તેના પુત્રનું મૃત્યુ થયું. શબને શ્મશાન લઈ જવામાં આવ્યું. મૃત્યુશરણ થયેલા પુત્રની માતાએ મહાત્માજી પાસે આવી કલ્પાંત કરીને છાતીફાટ રૂદન કરવાનું શરૂ કર્યું.

वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥

ઉપરના શ્લોક પ્રમાણે મહાત્માઓનાં ચિત્ત વજ્રથી પણ કઠિન અને ફૂલથી પણ કોમળ કહેલાં છે. તેમનું હૃદય દયાર્દ્ર થયું, અને કહ્યું કે "મૈયા! ખડી હો જા, તેરા પુત્રકા શબ કીધર રખા હે, બતલાવ." મહાત્માજી તથા તે સ્ત્રી શબ પાસે પહોંચ્યાં. શબને અગ્નિસંસ્કાર થયો ન હોતો. મહાત્માજીએ તે શબને ખુલ્લું કરાવ્યું અને કહ્યું કે "લક્કડભારતી! ખડે હો જાઓ." આ શબ્દો સાંભળતાંજ પુત્રમાં જીવ આવ્યો અને તે ઉભો થઈ ગયો. મહાત્માજીએ તેના શિષ્યને પૂછ્યું કે "અબી તેરી કયા ઇચ્છા હે, બોલ દે" તે બ્રાહ્મણે પોતાનો પુત્ર મહાત્માજીને અર્પણ કર્યો. તે લક્કડભારતી ગતજન્મના યોગભ્રષ્ટ પુરુષ હતા.

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः

"પૂર્વજન્મના અભ્યાસને લીધે આકસ્મિક રીતે ભોગવાસનાથી નિવૃત્ત થઈ મોક્ષનાં સાધનો ભણી ખેંચાય છે."

ઉપરના શ્લોકમાં જણાવ્યા પ્રમાણે ગતજન્મના અભ્યાસથી, હઠયોગ, રાજયોગ, લયયોગ વગેરે સર્વે સાધનાઓ શ્રીઅમરભારતી પાસેથી પરિપૂર્ણ કરી લઈ પૂર્ણ દશાને પામ્યા. શ્રીઅમરભારતીએ પોતાના શિષ્યને પૂર્ણદશામાં જોઈ પ્રાણ બ્રહ્મરંધ્રમાં ચઢાવી દેહનો ત્યાગ કર્યો. આશરે દોઢસોથી બસો વર્ષ પહેલાંની આ હકીકત કહેવાય છે.

શ્રીલક્કડભારતીએ પણ ઘણા ચમત્કારો બતાવ્યા છે. ગિરનાર ઉપર ગૌમુખી ગંગાના સ્થાનના ચણતરકામ વખતે વિઘ્નો આવ્યાં હતાં તે યોગબળવડે દૂર કર્યાં હતાં.

(ચાલુ)

———[ * ]———

## खेदजनक अवसान

મુંબઈ–માહીમમાં વસતા પારસીબંધુ શ્રીમાન્ ડૉ. પીરોજશાહ એરચશાહ હાયવાય ગત તા. ૧૧–૧૧–૪૧ કાર્તિક વદિ ૨ ને સોમવારે માહીમમાં અવસાન પામ્યા છે.

તેઓ પૂજ્યચરણ શ્રીમદ્‌ગુરુદેવના પ્રેમી ભક્ત હતા. પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવના ચરણોમાં શ્રદ્ધાભક્તિ દૃઢ થતાં તેઓએ દીક્ષા લીધી હતી, ને પોતાને ત્યાં પૂ. ગુરુદેવનું પૂજનઅર્ચન નિત્યપ્રતિ કરતા હતા. તેઓ વેદાંતસિદ્ધાંતનું બહોળું જ્ઞાન ધરાવતા હતા, અને તેથી તેમણે ક્રમપૂર્વક "જ્ઞાનદર્પણ" "વેદાંતદર્પણ" અને "નિદિધ્યાસનદર્પણ" એમ વેદાંતના ત્રણ પદો બનાવી છપાવી પૂજ્ય ગુરુદેવનાં ચરણોમાં અર્પણ કર્યાં હતા, જે ત્રણે પદો હાલ શ્રી આનંદાશ્રમ–નવાગામમાં મળે છે. તેની અર્પણપત્રિકા તેઓ લખે છે કે.—

"સોરઠના સદ્‌ભાગ્યથી, પ્રકટ્યા શ્રીમન્નાથ;<br>
તત્ત્વતરંગિણી રેલવી, કરી પાવન ગુજરાત.<br>
બ્રહ્મસ્વરૂપ શ્રીસદ્‌ગુરુ, પરમકૃપાળુ આપ,<br>
જ્ઞાનતણી વર્ષા કરી, હર્યા સૌ સંતાપ.<br>
આનંદામૃત વારિને, પીએ જે નરનાર;<br>
શાંતિને તે અનુભવે, ભવસાગરની પાર.<br>
પ્રસાદ શ્રી વેદાંતનો, આપ્યો કરીને પ્યાર;<br>
ફીરોજના ગુરુચરણમાં, વંદન વારંવાર"

સંવત્ ૧૯૯૭ની સાલમાં તેમણે શ્રીસદુપદેશરૂપકામૃત નામનું ૩૪૦ પૃષ્ઠનું સુંદર પુસ્તક તૈયાર કર્યું છે, એમાં દરેક રૂપકોમાં પૂજ્ય ગુરુદેવનો સુંદર ઉપદેશ ભર્યો છે. આ પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં પણ તેઓ લખે છે કે—

"આધુનિક સમયમાં કલિકાલને પ્રભાવે શાસ્ત્રીય સત્કર્મ, યોગ, ભક્તિ ને જ્ઞાનનો ફરી લોપ થવાથી તેજ શ્રીદક્ષિણામૂર્તિ ભગવાને કેવલ કારુણ્યને વશ થઈ, શાકે ૧૭૭૯, ખ્રિસ્તાબ્દ ૧૮૫૭ સંવત્ ૧૯૧૪ આશ્વિન સુદિ ૪ ને દિવસે સૌરાષ્ટ્ર દેશમાં શ્રીસનાતન ધર્માર્થે પૂજ્યપાદ બ્રહ્મવિદ્વરિષ્ઠ શ્રીમદ્‌ગુરુપરમાત્મા શ્રી ૧૦૮ શ્રીમન્નાથભગવત્સ્વરૂપે પ્રકટ થઈ અસહ્ય ત્રિવિધ તાપથી પીડાતાં અનેક મનુષ્યોને ઉપદેશામૃતવડે અનુપમ શાન્તિ આપી, જ્ઞાન પિપાસુઓની તૃષા છીપાવી, અનેક શાસ્ત્રીય સદ્‌ગ્રંથો રચી, બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ સમજાવી શ્રીસનાતનધર્મનો પુનરુદ્ધાર કર્યો છે"

આ ગ્રંથના હેતુઓ દર્શાવતા તેઓ લખે છે કે—

"સનાતની પ્રજાના ચિત્તમાં પૂજ્યપાદ શ્રીમદ્‌ગુરુપરમાત્માનું ફરી ફરી સંસ્મરણ કરાવવું એ આ વ્યક્તિનો આ ગ્રંથ સંપાદન કરવામાં પાંચમો હેતુ છે."

ઉપરનાં અવતરણો વાંચતાં તેમની ભક્તિ ને શ્રીગુરુદેવપ્રતિનો તેમનો પૂજ્યભાવ ને કૃતજ્ઞતા અજોડ ગણાય. દરવર્ષે નાતાલની રજામાં તેઓ પૂજ્યપાદશ્રીનાં દર્શનાદિ માટે આનંદાશ્રમમાં મિત્રમંડળ સાથે આવતા ને લાંબો સમય રહેતા, એટલુંજ નહિ પણ પૂજ્યપાદશ્રીના માંદગીના પ્રસંગે પોતે પૂજ્યગુરુદેવની સેવામાં હાજરી આપી તનમનધનથી

એ સેવાનો અલભ્ય લાભ તેમણે લીધો હતો. તેઓ પૂજ્યપાદશ્રીના અવસાન પછી આનંદાશ્રમમાં આવતા ત્યારે પૂજ્યગુરુદેવના નિજમંદિરમાં પગ મૂકતાં તેમનું હૃદય રડતું, ને નેત્રમાંથી આંસુ ચાલી નીકળતાં સૌ કોઈએ જોયાં છે!

આવા એક પારસી, વિદ્વાન્ ગુરુબંધુના અવસાનથી આનંદાશ્રમ મંડળને મોટી ખોટ અનુભવાય એ સ્વાભાવિક છે.

પૂજ્ય પરમકૃપાળુ શ્રીસદ્‌ગુરુદેવ તેમના પવિત્રાત્માને શાંતિ આપવા કૃપા કરો!!

**સાણંદવાળા શ્રી. જેઠાલાલ પીતાંબર ભટ્ટનું અમદાવાદમાં** અવસાન થયું છે. તેઓ પોતાના સ્વ. પિતાજીના પગલે ચાલી પૂજ્યપાદ ગુરુદેવની તથા શ્રીઆનંદાશ્રમની સેવા કરવામાં અગ્રભાગ લેતા હતા. સૌને વિદિત છે કે "**શ્રીનૈમિત્તિકકર્મ પ્રકાશ**" નામે પુસ્તક તેમના પૂજ્ય પિતાજીએ લખી અર્પણ કરીને ગુજરાતભરના સનાતનધર્મપ્રેમી જનોપર તેમણે મહાન્ ઉપકાર કર્યો છે. અમદાવાદ-આનંદાશ્રમની પણ તેઓ સારી સેવા કરતા હતા.

પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવ તેમના પુણ્યાત્માને અખંડ શાંતિ આપવા કૃપા કરો!

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ સમાચાર

(કાર્તિકમાસ)

**શ્રીસદ્‌ગુરુમહાપૂજનઃ**—નૂતન વર્ષારંભ નિમિત્તે સૌ આનંદાશ્રમવાસીઓએ મહાપૂજન કર્યું હતું.

**લઘુરુદ્ર**—શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી-દહાણુ. શ્રી. શિવશંકર દયાળજી-લાઠી, શ્રી. દામજી નાગજી-કુંડલા. શ્રીમતી ચંચળબેન ડાહ્યાભાઈ-કઠલાલ (રુદ્રાભિષેક.)

**મુખ્યભેટઃ**—રૂા. ૧૦-૦-૦ શાહ ધનજી પુરુષોત્તમ-અમરેલી. રૂા. ૧૫-૦-૦ શ્રી. હરિલાલ હરકીસનદાસ-મુંબઈ. રૂા ૧૦-૪-૦ શ્રી. રામજી વિશ્રામ પૂજારા-કરાંચી. (તેમના પુત્રોના યજ્ઞોપવીત પ્રસંગે) રૂા. ૨૧-૫-૩ શ્રી. મધુવનદાસ સી. પરીખ-ગોધરા. રૂા. ૨૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂા. ૧૦-૦-૦ શ્રી. કરણસિંહજી તથા શ્રી. દયાળસિંહજી-જૂનાગઢ. રૂા. ૧૦-૦-૦ બહેન જશોદાગૌરી હરિલાલ-ભીમડી. રૂા. ૨૫-૦-૦ શ્રી. મેઘજી રૂડા-દેવલાલી. રૂા. ૧૯-૧૪-૦ હરજી રામજી લુહાર-આફ્રિકા. રૂા. ૧૦-૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ.

**ભોજનઃ**—રૂા. ૧૪-૦-૦ શ્રી. જગમોહનલાલ રમણિકલાલ-મુંબઈ. રૂા. ૭-૮-૦ શ્રી. સુરતરાય અંબાલીદાસ-જૂનાગઢ. રૂા. ૯-૩-૩ શ્રી. ભાઈશંકર ધનજી દવેના આત્મકલ્યાણાર્થે ભોજન. હા. શ્રી. પ્રો. જયંતીલાલ ભાઈશંકર દવે-ભાવનગર. (સં. ૨૦૦૧ના ભાદ્રપદ માસમાં). રૂા. ૨૧-૧૫-૬ શ્રી. ગોરધન જેરામ મીસ્ત્રી-જામસલાયા.

**થાળઃ**—રૂા. ૧-૪-૦ પાર્વતીબેન-સુરત. રૂા. ૧-૪-૦ શ્રી જગમોહનલાલ રમણિકલાલ-મુંબઈ. રૂા. ૧-૪-૦ શ્રી. કરશનદાસ હરજી-વહુકુલ આનંદાશ્રમ. રૂા. ૧-૪-૦ શ્રી. શિવશંકર દયાળજી-લાઠી. રૂા ૩-૧૨-૦ શ્રી. રમેશચંદ્ર એમ. જોશી-પ્રાંતીજ. (૩ થાળ). રૂા. ૨૫-૦-૦

શ્રી. કાંતિલાલ કાશીરામ-પોરબંદર હા. શ્રી. દયાળસિંહજી. રૂ ૧-૪-૦ શ્રી લક્ષ્મીશંકર લાલજી -ધોરાજી રૂ. ૧-૪-૦ શ્રી. રણશી વાઘા-ભીંડારા રૂ. ૧-૪-૦ શ્રી રેવાશંકર બાલકૃષ્ણ -ગોધરા રૂ. ૪-૮-૦ શ્રી રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર. રૂ ૧-૪-૦ બાઈ લાધી કરશન-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ એક ભક્તજન (થાળ) રૂ ૭-૪-૦ શ્રી દામજી નાગજી તથા ઓઝા દેવશંકરભાઈ-કુંડલા રૂ. ૧-૪-૦ શ્રી ચંદ્રકાંત વિઠ્ઠલદાસ પારેખ. રૂ. ૨-૮-૦ શ્રી મૂળજી લાલજી-જામજોધપુર. રૂ ૧-૪-૦ શ્રી. ચંદુલાલ મોગરજી-મુંબઈ રૂ. ૧-૪-૦ એક ભક્ત -બીલખા. રૂ ૩-૧૨-૦ એક ભક્ત-મુંબઈ (૩ થાળ) રૂ ૧-૪-૦ શ્રી દેવચંદ હંસરાજ -પોરબંદર. હા. શાસ્ત્રીજી વિશ્વનાથભાઈ રૂ. ૧-૧૪-૦ એક ભક્તજન. (થાળ ૧) રૂ. ૧૧-૧૨-૦ શ્રી દેવશંકરભાઈના આત્મકલ્યાણાર્થે હા શુકલ વિશ્વનાથભાઈ રૂ ૨-૮-૦ એક ભક્તજન-મુંબઈ (૨ થાળ) રૂ ૧-૪-૦ શ્રી મોહનલાલ મકનજી-રાજકોટ. રૂ. ૧-૪-૦ એક ભક્તજન-મુંબઈ. રૂ. ૨-૮-૦ મૂળજી પ્રાગજી-કરાંચી (૨ થાળ) રૂ. ૧-૪-૦ એક ભક્તજન-કુંડલા

અખંડદીપક—રૂ. ૦-૮-૦ બેન પાર્વતીબેન-સુરત રૂ ૩-૦-૦ શ્રી રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા રૂ. ૦-૮-૦ મેનાબેન-અમરેલી રૂ. ૧-૪-૦ શ્રી. દેવશંકર ભાઈશંકર-કુંડલા. રૂ. ૨-૦-૦ શ્રી ચંદ્રકાંત વિઠ્ઠલદાસ-મુંબઈ રૂ. ૦-૮-૦ શ્રી મૂળજી લાલજી -જામજોધપુર. રૂ ૦-૮-૦ શ્રી. ગોરધનભાઈ-જામસલાયા રૂ. ૫-૦-૦ શ્રી. છગન સવજી-મુંબઈ.

———[*]———

## परचुरणभेट

### [ કાર્તિકમાસ ]

૧૦-૭-૦ બેન હેમતકુંવરબા આદિ પ્રાંકાનાં બહેનો તરફથી ભેટ
૦-૪-૦ શ્રી. મંજુલાલ વનમાળી વસાણી
૦-૪-૦ ,, ગિરજાશંકર-મોજીદડ
૨૦-૦-૦ ,, હર્ષદરાય મ. દેશાઈ માસિક જપ થાળ વગેરેના
૫-૦-૦ ,, હર્ષદરાયભાઈ-માગરોળ
૧-૪-૦ ,, રમેશચંદ્ર એમ. જોશી
૫-૦-૦ ,, મોહનલાલ મૂળજી-મુંબઈ

અમદાવાદ આનંદાશ્રમમા ભેટ :—
૦-૫-૦ શ્રી જયશંકર મયારામ
૦-૪-૦ અ. સૌ. દયાગૌરી જે. ભટ્ટ
૦-૪-૦ શ્રી. વિજયશંકર ભટ્ટ
૦-૪-૦ ,, ગિજુભાઈ ભટ્ટ
૦-૨-૦ ,, કનૈયાલાલ ચંદુલાલ
૦-૪-૦ ,, કાનજીભાઈ

૦-૪-૦ ચિ. ભાઈ બાબુ
૧-૦-૦ ગ. સ્વ. વિજયાબેન
૧-૦-૦ શ્રી ગૌરીશંકર નરભેરામ

શ્રીનાથજયંતીની ભેટના શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુ મંડળ મુંબઈ-તરફથી.—
૫-૪-૦ એક ભક્તજન
૧૧-૦-૦ શેઠ મીનોચેહર મહેરવાનજી
૫-૦-૦ શ્રી. મગનદાસ કેશવલાલ
૨-૦-૦ ,, ચુનીલાલભાઈ
૧-૦-૦ ,, પ્રાણજીવનભાઈ મુન
૧-૦-૦ ,, ગૌરીશંકરભાઈ
૧-૦-૦ ,, પ્રેમજીભાઈ
૧-૦-૦ ,, જમનાદાસ સંઘવી
૧-૦-૦ ,, ચત્રભુજ કાલિદાસ
૧-૪-૦ ,, સુરેશચંદ્ર અમૃતલાલ
૨-૦-૦ ,, નારણદાસ રાઘવજી

૧-૦-૦ એક સેવક
૧-૦-૦ શ્રી. પ્રાણજીવનદાસ
૦-૮-૦ ,, અમથાલાલભાઈ
૧-૦-૦ શ્રી. લલ્લુભાઈ
૧-૦-૦ ,, છગનલાલ મોરારજી
૧-૦-૦ ,, ગોકલદાસ આણંદજી
૦-૮-૦ ,, ભાણજીભાઈ
૧-૦-૦ ,, છગનલાલભાઈ
૧-૦-૦ ,, ગોકળદાસ શિવશંકર
૧-૦-૦ ,, ગોવિંદરામ જીવરામ
૧-૦-૦ ,, ગોરધનદાસ ચત્રભુજ
૧-૦-૦ એક સેવક
૧-૦-૦ એક સેવક
૧-૦-૦ બેન મુક્તાબેન
૧-૦-૦ શ્રી. ગુલાબચંદભાઈ
૨-૦-૦ બેન કસ્તુરબેન
૨-૦-૦ ,, દિવાળીબેન
૧૩-૮-૦ પરચુરણ

---

૬૩-૦-૦ હા. શેઠ દામોદરદાસ માધવજી
કુતિયાણા—આનંદાશ્રમમાં નાથજયંતીની ભેટ:—
૧-૦-૦ શ્રી. માનસિંહ નથુસિંહ
૦-૮-૦ ,, શામજી રણછોડ જાની
૦-૪-૦ ,, જાદવજી માવજી
૦-૪-૦ ,, રઘનાથસિંહ
૦-૪-૦ ,, માણેકચંદ પાનાચંદ

---

૨-૪-૦ હા. સબળસિંહજી
મુમુક્ષુમંડળ—મુંબઈમાં સ્વરૂપાવસ્થાનની ભેટ:—
૨-૪-૦ એક ભક્તજન
૦-૮-૦ શ્રી. પ્રાણજીવનભાઈ
૦-૮-૦ ,, ભાણજીભાઈ
૦-૨-૬ પરચુરણ
બેસતા વર્ષની ભેટ:—
૨-૪-૦ એક ભક્તજન
૦-૮-૦ શ્રી. પ્રાણજીવનભાઈ
૦-૪-૦ ,, અમથાલાલભાઈ

૧-૦-૦ શ્રી. ગૌરીશંકરભાઈ
૫-૦-૦ ,, અર્જુનભાઈ
૨-૦-૦ ,, ગોરધનદાસભાઈ
૧-૪-૦ ,, ચત્રભુજભાઈ
૧-૦-૦ ,, ગોરધનદાસ સંઘવી
૦-૪-૦ બેન કસ્તુરબેન—બીલખા
૦-૪-૦ ,, મણિબેન—બીલખા
૦-૪-૦ શ્રી. પ્રેમશંકર પીતાંબર—કોટડા
૩-૪-૦ ,, અંબાશંકર તુલજારામ—જંબુસર
૫-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ—મંડીઆ
૧-૦-૦ ,, મધુવનદાસ પરીખ
૦-૮-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ—ગોધરા
૧૦-૦-૦ પ્રો. આર. ડી. જોશી, પ્રો. જોશી, પ્રો. રાવ, પ્રો. ભટ્ટાચાર્ય, પ્રો. મહેતા—જૂનાગઢ
૦-૪-૦ ભાટ નાથાલાલભાઈ
૩-૦-૦ શ્રી. રેવાશંકરભાઈ—ગોધરા નિત્યદાનના
૬-૦-૦ ,, ,,
૧-૧૨-૦ ,, રે. બા. ત્રિવેદી—ગોધરા ભિન્ન ભિન્ન ભેટના
૧-૦-૦ ,, કેશવજી ઝીણાભાઈ
૨-૦-૦ ,, દુર્ગાશંકર મણિશંકર—લીંબડી
૧-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૪-૦ ,, દેવશંકર શામજી રાવળ
૦-૨-૦ ,, દુર્લભજી વાલજી—રાણાવાવ
૧-૦-૦ ,, અરજણભાઈ—મુંબઈ
૦-૪-૦ બેન જમનાબાઈ—આંટવા
૧-૦-૦ શ્રી. લાલજી ઝીણાભાઈ
૧-૦-૦ પૂ. બ્ર. શ્રી. આત્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી. ચતુરભાઈ આશાભાઈ
૨-૦-૦ ,, ભીમા ભગત—બખરલા
૨-૦-૦ ,, કરશનભાઈ ,,
૨-૦-૦ ,, મેરામણભાઈ ,,
૨-૦-૦ ,, દેવજીભાઈ ભગત ,,
૧-૦-૦ ,, મકન ,, ,,
૦-૪-૦ ,, ગોરધનદાસભાઈ
૦-૪-૦ ,, ભગવાનજી કાનજી
૫-૪-૦ ,, હાજાભાઈ રાઘવ

४-०-० લીંમડીમાં સ્વરૂપાવસ્થાનના દિવસે ભેટના
२-०-० નાથજયંતીની ભેટ-લીંમડી હા દુર્ગાશંકરભાઈ
१-०-० શ્રી. અનુપલાલ ગોવિંદજી
०-४-० ,, વલ્લભજી જીવા
०-४-० ,, વમનજી જીવા
०-४-० પરચુરણ
१-०-० શ્રી ઇંદુરાય વસંતરાય-પાટણ
०-८-० ,, ઓધવજી ધરમશી
४-०-० ,, રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર
४-०-० ,, ,, નિસદાન
१-४-० બેન શારદા મોતીલાલ-જૂનાગઢ
१-४-० શ્રી નારણ પુંજા-અણીઆળી
१-४-० ,, મેઘજી કરશન ,,
१-१-० ,, જેઠાભાઈ જુઠા-છાડાવડ
१-०-० ,, હરિદાસ નથુ ,,
०-४-० બેન જમનાબાઈ માવજી -ખભાળિયા
१-०-० શ્રી ગોરધનદાસ ભોગીલાલ-ગોધરા
०-१२-० ,, કાંતિલાલ ઓધવલાલ તરફથી ભિન્ન ભિન્ન ભેટના
१-४-० ,, રામજી નાગજી-કુંડલા
१-४-० ,, જીવરામ કલ્યાણજી ,,
५-०-० ,, નારણદાસ હમરાજ-પોરબંદર
२-०-० ,, દેવચંદ હંમરાજ ,,
२-०-० ,, મોહનલાલ પ્રેમજી ,,
२-०-० ,, હંસરાજ વીરજી ,,
२-०-० ,, લક્ષ્મીદાસ હમરાજ ,,
१-०-० બા શ્રી કૈલાસબેન
१-०-० શ્રી. ખોડાભાઈ-બીલખા
१-०-० ,, વામનરાય ગિરજાશંકર
१-०-० શ્રી. મૂળશંકર ઇશ્વરજી
२-०-० ,, અનુપલાલ ગોવિંદજી
०-८-० ,, હરિલાલ બેચરભાઈ-બીમાવડ
२-०-० ,, દુર્ગાશંકરભાઈ
१-०-० ,, લાલજી ઝીણાભાઈ
०-८-० સ્વ શાસ્ત્રીજી શિવલાલભાઈ

०-४-० શ્રી ગાંડાલાલભાઈ-ટંક
०-४-० ,, શાંતિલાલ ગાંડાલાલ
३-०-० ,, સોની કરશનજી-બાંટવા
२-०-० ,, બેચર કાળા
४-०-० ,, અરજણ રવજી
२-०-० બેન મવિતાબેન
३-०-० શ્રી. વિઠ્ઠલરામ ચત્રભુજ
२-०-० ,, મેઘજી કરશન
१-०-० ,, અરજણ મેરામણ
१-०-० ,, લાલજી ઝીણા
०-४-० ,, દેવશંકર શામજી
१-०-० ,, ઇશ્વરલાલ ધનેશ્વર
०-८-० , એક ભક્તજન
१-२-० પરચુરણ

શ્રીનાથજયંતીની ભેટ—

१-०-० શ્રી. મા ના ચંદારાણા
१-०-० ,, કે મા. ચંદારાણા
०-१२-० ,, મા ના ચંદારાણાનું કુટુંબ
०-४-० ,, મા. ના ,, તરફથી દરોગની ભેટ

આસો સુ ૧૫ની ભેટના

१-०-० શ્રી. મા ના ચંદારાણા
१-०-० ,, કે. મા ચંદારાણા
०-१२-० ,, મા. ના ચંદારાણાનું કુટુંબ

આસો વદિ ૧૧ પૂજ્યપાદશ્રીની આરાધનતિથિ ભેટ —

१-०-० શ્રી મા. ના ચંદારાણા
१-०-० ,, કે મા ચંદારાણા
०-१२-० ,, ,, ,, ના કુટુંબની ભેટ
१-०-० ,, ભગવાનજી મનુભાઈ ચંદારાણા

દીવાળી તથા નવા વર્ષની ભેટ:—

१-४-० શ્રી મા. ના ચંદારાણા
१-०-० ,, કે મા ના. ચંદારાણા
१-०-० ચિ. ભગવાનજી મનુભાઈ ,,
०-१५ ० ,, કુટુંબની ભેટના
०-४-० શ્રી મા ના. ચંદારાણા

---

કુલ રૂા. ૧૩-૧૫-૦ હા શ્રી મ.ભોગીલાલભાઈ ચંદારાણા-ભાવનગર

૨-૦-૦ શ્રી. કેશવલાલ મા. ચંદારાણા
૨-૦-૦ ,, રતનશી લલુભાઈ
૨-૪-૦ ,, દામજી નાગજી-કુંડલા
૨-૦-૦ ,, જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી
૨-૦-૦ ,, પદ્મશંકર ,, ,,
૧-૦-૦ ,, વિનોદરાય જયંતીલાલ
૨-૦-૦ ,, ગણેશભાઈ વીંછીઆ
૨-૦-૦ ,, હરજીવન હરિરામ
૨-૦-૦ ,, ચંદુલાલ અંબાશંકર
૬-૦-૦ ,, મા. ના. ચંદારાણા નિત્યદાનના
૧-૦-૦ ,, ભગવાનજી મનુભાઈ
૧-૦-૦ ,, જીજીભાઈ મકનજી
૦-૪-૦ ,, મયાશંકર દેવશંકર
૨૯૫-૧૨-૫ ,, શ્રીઆનંદાશ્રમ નવાગામમાં કાર્તિક પૂર્ણિમાના દિવસે પૂજન ભેટના.
૫-૦-૦ શ્રી. મગનલાલ ડાહ્યાભાઈ
૨-૦-૦ ,, ઉપેંદ્રરાય મ. દેસાઈ
૨-૦-૦ ,, ચંદ્રકાંત વિઠ્ઠલદાસ
૧-૪-૦ ,, છોટાલાલ વિઠ્ઠલજી
૨-૦-૦ ,, ગોવિંદ નાનજી-કરાંચી
૧-૦-૦ ,, હરજીવન કરશન-લીંબુડા

શ્રી ધ્રાફા-આનંદાશ્રમમાંથી ભેટ:—

૧-૦-૦ ઠાકોર નાનુભાઈ કાળુભાઈ
૧-૦-૦ ડૉ. ભાનુભાઈ નાણાવટી
૧-૦-૦ જાડેજા કાળુભાઈ પેથાભી
૧-૦-૦ શ્રી. કાળા માધવજી
૧-૦-૦ બા શ્રી આણુબા
૧-૦-૦ બા શ્રી કુંવરબા
૧-૦-૦ શ્રી. વ્રજલાલ વનમાળી
૧-૦-૦ ,, માણેકલાલ ભાઈશંકર-વઢવાણ
૦-૧૩-૬ ,, જયશંકર મયારામ
૦-૧-૬ પરચુરણ

નવા વર્ષને દિવસે પૂજનભેટ:—

૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઇશંકર
૦-૪-૦ શાસ્ત્રી દયારામભાઇ
૦-૪-૦ ,, અંબાશંકર નાનજીભાઇ
૦-૪-૦ પૂજારી દલપતરામભાઇ
૦-૨-૦ માસ્તર રામજીભાઈ
૦-૪-૦ બ્ર. કાશીરામજી
૦-૪-૦ ,, શ્રીબ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ ,, શાસ્ત્રી મગનલાલ જોશી
૦-૪-૦ શ્રી. કરશનદાસભાઇ
૦-૪-૦ બેન લાભુબેન નરભેરામ
૦-૪-૦ ચિ. બટુક, શાંતિલાલ તથા બેબી બેન
૦-૩-૦ બેન મણિબેન તથા હંસા
૧-૦-૦ શ્રી. લાલજી ઓધવજી
૧-૦-૦ સ્વ. ઓધવજી વાઘજી
૦-૪-૦ બેન નાની બ્હેન
૦-૨-૦ અ. સૌ. જયાગૌરી જીવરાજ
૨-૦-૦ શ્રી. મોરારજી ઓધવજી
૦-૫-૦ બેન કસ્તુરબેન-ખીલખા
૦-૪-૦ ,, મણિબેન
૫-૦-૦ હા. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજી
૧-૦-૦ શુક્લ વિશ્વનાથભાઈ
૧-૦-૦ શ્રી. કાનજી કરશનજી
૦-૨-૦ ચિ. જેઠારામ મગનલાલ
૦-૧૧-૦ પરચુરણ
૨-૦-૦ માતુશ્રી જાનબાઇ મા-ખડખડ
૨-૪-૦ બેન પાર્વતીબેન-સુરત
૧-૪-૦ ,, શારદાબેન ,,
૧-૦-૦ શ્રી. છોટુભાઇ ,,
૧-૦-૦ ,, રતનશીભાઇ-ઉમરાળા
૧-૦-૦ ,, વામનરાયભાઇ-પાટણ
૮-૮-૦ શ્રી. અમદાવાદ-આનંદાશ્રમમાં શ્રી. સ્વ. ભાઇલાલભાઇ તરફથી માસિક થાળના
૪-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ
૫-૦-૦ પૂ. બ્ર. શ્રી. આત્મપ્રકાશજી
૧-૦-૦ દરબાર ધીરૂભાઇ
૦-૮-૦ બાઇ પૂતબાઇ
૦-૪-૦ બ્ર. દલપતરામભાઇ

५-०-० શ્રી. રતિલાલ મંગળજી
५-०-० ,, વામનરાય જ -પાટણ
१-०-० ,, બાલાભાઈ દયારામ
१-०-० સ્વ. ગોવિંદરાયભાઇ
१-०-० શ્રી. ભગવાનજીભાઈ
०-२-० પરચુરણ
१-०-० શ્રી. ચતુરભાઇ આશાભાઇ
०-८-० ,, રેવાશંકર બાલકૃષ્ણ
५-०-० ,, મધુવનદાસ સી પરીખ
१-०-० ,, માણેકલાલભાઇ-ચદારાણા

જામજોધપુરમાં પૂનમની ભેટ.—
१-०-० શ્રી. દામોદર મૂળજીભાઇ
०-४-० ,, પ્રેમજી પુંજાભાઈ
०-८-० ,, પરમાણંદ લાલજી
०-८-० ,, જૂઠા કલ્યાણ
०-४-० ,, પરશોતમ પ્રેમજી
१-४-० ,, શંકરલાલ મોહનલાલ
०-४-० ,, જીવન લવજી
०-२-० ,, વિઠ્ઠલજી હીરજી
०-४-० ,, ચત્રભુજ ગાંડાલાલ
०-४-० ,, માનશંકર શંકરલાલ
०-४-० ,, ગોવિંદજી ઓધવજી
०-८-० ,, બાપુભાઇ ભાવસિંહજી
४-०-० ,, ધીરજલાલ મોહનલાલ-હોમ સામગ્રીના-કાનપુર
२०-०-० ,, હર્ષદરાય મહારાણીદાસ દેશાઇ તરફથી માસિક જપ યાગ વગેરેના
७५-१४-० ,, શેઠ રાજસી જીવરાજ-મુંબઇવાળા તરફથી માસિક સાત્વિક દાનના

શ્રી આનંદાશ્રમ મુમુક્ષુ મંડળ-મુંબઇમાં-
કાર્તિકી પૂર્ણિમાની ભેટ —
५-४-० એક ભક્તજન
१-०-० બેન જયાબેન કૃષ્ણદાસ
१-०-० શ્રી કેશવલાલ કૃષ્ણદાસ
१-०-० ,, જયંતીલાલ કૃષ્ણદાસ
१-४-० ,, ચત્રભુજ હરિદાસ
१-०-० ,, પ્રાણજીવનભાઈ

१-०-० શ્રી. મૂળજી અરજણ
१-०-० ,, ગોકળદાસ શિવશંકર
१-०-० ,, ઠાકોરલાલ માણેકલાલ.
१-०-० ,, રૂગનાથભાઈ ઘડિયાલી
०-८-० ,, અમથાલાલભાઈ
०-५-० પરચુરણ
१-०-० શ્રી. દલપતરામ નંદરામ
१-०-० ,, ભાણજી પરમાણંદ

---

१७-५-० હા ગેઠ દામોદરદાસ માધવજી-
०-१०-० ડૉ લક્ષ્મીશંકર લાલજી

પોરબંદર-આનંદાશ્રમમાં બેસતા વર્ષની ભેટ —
१-०-० શ્રી આણંદરામભાઈ વકીલ
१-०-० પૂ ૫ શ્રી આત્મપ્રકાશજી
१-०-० શ્રી લાલજી ડાહ્યાભાઈ
०-४-० શાસ્ત્રી વિશ્વનાથભાઈ
०-४-० શ્રી. કરશનજી પ્રા ઓઝા
०-३-० ,, મણિશંકર કરશનજી ઓઝા તથા ભાગીરથી બેનના
०-१-० પરચુરણ
०-३-० શ્રી. કુરજી વાલજી
१-४-० ,, દેવચંદભાઈ તથા લક્ષ્મીદાસ
२-०-० મણિબેન-જોરાવરનગર
५-०-० ગ સ્વ જોડીબેન ,,

મેંદરડામાં પૂર્ણિમાની પૂજન ભેટ.—
શ્રી ત્રિભુવન જૂઠાભાઇને-ઘેર પૂજન થયું હતું —
०-८-० શ્રી ચંપકલાલ મૂળશંકર
०-८-० ,, ત્રિભુવનદાસ જૂઠાભાઈ
०-८-० ,, ગૌરીશંકર પ્રાણજીવન
०-६-० ચિ બળવંતરાય, કૃષ્ણલાલ, હિંમતલાલ, જેસુખલાલ, શાંતિલાલ ને ચિ. નંદલાલ
०-४-० શ્રી. મોહનલાલ પ્રાણજીવન
०-५-० ,, ચંદુલાલ મૂળજી
१-०-० ,, કરશનદાસ જૂઠાભાઈ

---

५-१०-०

દીવામાં કાર્તિકી પૂર્ણિમાના દિવસે પૂજન ભેટ:—

૧—૦—૦ શ્રી. ભૂધરભાઈ મૂળજી
૧—૦—૦ „ વેણીભાઈ પટેલ
૦—૪—૦ „ માધવભાઈ „
૧—૦—૦ „ ભૂધરભાઈ „
૧—૦—૦ „ વેણીભાઈ „
૦—૮—૦ „ માધાભાઈ
૦—૮—૦ „ ભગવાનભાઈ

———

૫—૪—૦

૧—૦—૦ શ્રી. દેવશંકરભાઈ આણંદ
૩—૪—૦ „ મ. ત્રિ. ભટ્ટ અને તેમનું કુટુંબ—સુરત.

૩—૦—૦ શ્રી. નાગશર્મા—જસદણ
૭૫-૧૪-૦ „ શેઠ રાજસી જીવરાજભાઈ મુંબઈ તરફથી સાત્વિક માસિક દાન નવેંબરના
૨—૧૩—૬ મોહેંદડ આનંદાશ્રમમાં આવેલી ભેટના:—

૧૬૩-૧૩-૩ એક ભક્ત તરફથી કા. સુ. ૧૪ના ભોજનના
૫—૦—૦ શ્રી. બટુકરાય વસંતરાય—પાટણ
૨—૦—૦ બેન ચંચળબેન ડાહ્યાભાઈ
૧—૪—૦ શ્રી. મૂળજી પ્રાગજી—કરાંચી
૦—૪—૦ બેન ચંચળબેન ડાહ્યાભાઈ—કઠવાલ
૭—૮—૦ શ્રી. મૂળજી પ્રાગજી—કરાંચી અખંડદીપક તથા દૂધ વગેરેનો

———[ * ]———

## बाळकोनो मुखपाठ

### પ્રાર્થના

[ લેખકઃ—સ્વ. શ્રી. જયેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ—અમદાવાદ. ]

હે ઈશ્વર! તું શ્રેષ્ઠ છે, ખરો અમારો દેવ;
નમું હું તુજને સર્વદા, ધરૂં ભજવાની ટેવ. ૧
નિશદિન રક્ષણ તું કરે, હું બાળક અજ્ઞાન;
દેજે અમને સર્વદા, સદ્બુદ્ધિનું દાન. ૨
અસત્ય કપટ બે રાક્ષસો, છે ઘણા ભયકાર;
રક્ષણ તેથી સર્વદા, કરજો દીન દયાળ. ૩
જૂઠું બોલું નવ કદી, ધરૂં ન હૃદયે લેશ;
કૂડ કપટ ને હે પ્રભો! એવું બળ હમેશ. ૪
દેજો અમને સર્વદા, દર્શન તમારૂં લેશ;
જેથી હૃદયે ના રહે, દુઃખ દેનારા ક્લેશ. ૫
કહ્યું કરીને બહુ પ્રેમથી, માતતાતનું નિત્ય;
એવું બળ અમને સદા, દેજો પ્રભુ ખચિત. ૬
સૂર્યોદય પહેલાં પ્રભુ, વહેલા ઊઠી નિત્ય;
સ્મરણ કરૂં હું આપનું, રામનામ ખચિત. ૭
ક્ષમા માગીને પૃથ્વીની, પગ મૂકું છું હેઠ;
નમી માતને તાતને, લાંબા થઈને ઠેઠ. ૮

(ચાલુ)

———[ * ]———

# મેંદરડામાં પધરામણી

મેંદરડાવાળા શ્રી. જયશંકર મયારામ ભટ્ટનાં સ્વ. બહેન દેવકુંવરબેનના આત્મકલ્યાણાર્થે શ્રીમદ્ભાગવતસપ્તાહ પારાયણ કરાવતાં પ્રથમ પૂજ્ય ગુરુદેવનાં છબીજી તથા પાદુકાજીની પોતાને ત્યાં પધરામણી કરાવવા વિનંતિ કરી હતી. તે પરથી કા. વ. ૬ ના દિવસે પધરામણી કરવામાં આવી હતી ત્યાં સ્થાપિત પ્રાધાન્ય દેવોની સાથે પૂજ્યપાદશ્રીનું નિત્ય પૂજનઅર્ચન થતું હતું પૂર્ણાહુતિના દિવસે મહાપૂજન કર્યું હતું, ને શ્રીમદ્ભાગવતસાથે પૂજ્ય ગુરુદેવની વાજતેગાજતે ગામના ગુરુબંધુઓ આદિને ઘેર પધરામણી કરવામાં આવી હતી વર્ષો પૂર્વે પૂજ્યપાદશ્રીની સાક્ષાત્ પધરામણીનો જે લાભ અહીંના ગુરુબંધુઓએ અનુભવેલો તેવો આનંદલ્હાવ શ્રી. ચંપકલાલભાઈ યાજ્ઞિક આદિએ આજે અનુભવ્યો હતો. શ્રી. મયારામભાઈ અને તેમના કુટુંબીજનોએ પણ ભક્તિભાવથી પૂજ્યપાદશ્રીની સેવાનો લાભ લીધો હતો. શ્રીઆનંદાશ્રમના શાસ્ત્રીજી શ્રી. દયારામભાઈ, શ્રી. અંબાશંકર નાનજી જોશી તથા પ્ર દલપતરામભાઈને આ કાર્યમાં તેમણે આગ્રહપૂર્વક યોજ્યા હતા, ને આ મંગળપ્રસંગ આનંદપૂર્વક પૂર્ણ થયો હતો.

પૂર્ણાહુતિ થયા બાદ સૌ ગુરુબંધુઓ સમક્ષ પ્રાસંગિક વિવેચન કરતાં શ્રી. જયશંકર મયારામ ભટ્ટે જણાવ્યું હતું કેઃ—સૌ ગુરુબંધુઓએ પોતાને ઘેર ધાર્મિક પ્રસંગોમાં પૂજ્ય ગુરુદેવનાં છબીજી તથા પાદુકાજી પધરાવી ધર્મપ્રેમી સનાતની જનતાને પૂજ્ય ગુરુદેવનાં દર્શન સત્સંગાદિનો લાભ અપાવવો એ પણ એક અપૂર્વ લ્હાવ છે.

---

સંવત્ ૨૦૦૩ની કાર્તિકી પૂર્ણિમાનો મહાપૂજન મહોત્સવ શ્રી અમદાવાદ-આનંદાશ્રમમાં ઉત્સાહપૂર્વક ઉજવવામા આવ્યો હતો.

શહેરની અશાંત પરિસ્થિતિ હોવા છતાં વર્તમાનપત્રમાં દર્શાવેલા સમય પ્રમાણે આસ્તિક બંધુ બહેનો મહાપૂજનનો લાભ લેવા આવ્યાં હતાં શ્રી. રવિભાઈ રાવળ, શ્રી. ચિ ભાઈ નિરંજનકુમાર જયેષ્ઠારામ ભટ્ટ તથા શ્રી મુકુંદરાયભાઈ પૂજનમા લાભ લેવા બેઠા હતા. પૂજનબાદ સૌને પ્રસાદ તથા ચરણામૃત અપાયા હતા.

સદ્ગત જેશંકર રામનાથ ભટ્ટના સ્વ. દૌહિત્રના આત્મકલ્યાણાર્થે પૂજ્યપાદશ્રીને થાળ ધરાવી ભોજન આપવામા આવ્યું હતું તથા શ્રી ઉછરંગભાઈ તરફથી થાળ ૧ ધરાવવામાં આવ્યો હતો.

મોજીદડમાં—શ્રી. કાર્તિકી પૂર્ણિમાના દિવસે મહાપૂજન કરવામાં આવ્યું હતું, ને પૂજનબાદ પ્રાસંગિક ધર્મબોધ આપવામા આવ્યો હતો. ને સૌને પ્રસાદ તથા ચરણામૃત અપાયા હતાં.

———[ * ]———

અખંડદીપકમાટે કાયમી રકમ —રૂ. ૧૦૦-૦-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા વાંકાનેરવાળા તરફથી આ રકમના વ્યાજમાથી અખંડદીપક કરવા માટે અર્પણ થયા છે. રૂ. ૨૫-૦-૦ શ્રીમતી બેન ભાગીરથી મણિશંકર ઓઝા વાંકાનેરવાળા તરફથી આ રકમના વ્યાજમાથી અખંડદીપક કરવામાટે અર્પણ થયા છે.

———[ * ]———



Reg. No. B. 3087.

સને ૧૯૪૬ તા. ૨૫ ડીસેમ્બર



શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા—(કાઠિયાવાડ)
(Kathiawar—India).
P. O. Bilkha
આનંદાશ્રમ

# વિજ્ઞપ્તિ

## શ્રી માધવબાગમાં સત્સંગ

શ્રીમન્નાથસત્સંગમંડળતરફથી માધવબાગમાં ગીતા પાઠશાળાની નીચેના સભાખંડમાં દરરવિવારે સવારે ૧૦ થી ૧૧ કથા-કીર્તન ને પ્રવચન થશે. તે પ્રસંગે સૌ બંધુઓને લાભ લેવા વિનતિ કરવામાં આવે છે.

આ મંડળ તરફથી પૂજ્યપાદ સદ્ગુરુદેવ શ્રીમન્નાથભગવાનપ્રણીત ગ્રંથો શ્રીબીલખા આનંદાશ્રમને ભાવે મળશે. તેમજ કાંઈ પણ ડિપોઝીટ લીધા વગર જિજ્ઞાસુઓને વાંચવા માટે પણ પૂરા પાડવામાં આવશે. સંધ્યાદિ નિત્યકર્મનાં પુસ્તક વિનામૂલ્યે આપવામાં આવશે.

કેટલાક ગુરુબંધુઓ તથા સજ્જનોએ એવી ઇચ્છા પ્રદર્શિત કરેલ હતી કે, સત્સંગસ્થળ મધ્યસ્થળમાં હોય તો આવવા જવાની વિશેષ અનુકૂળતા પડે. આ ઇચ્છાને માન આપી હવેથી વનિતાવિશ્રામને બદલે માધવબાગને સત્સંગસ્થળ રાખેલ છે. પત્રવ્યવહારનું શિરનામું: ૩૩, ખોખાબજાર, મુંબઈ નં. ૩.

લિ. "શ્રીમન્નાથસત્સંગ મંડળ" મુંબઈ



## પૂજ્યપાદ સદ્ગુરુદેવનું મહાપૂજન

શ્રીમન્નાથસત્સંગમંડળતરફથી મકરસંક્રાંતિ નિમિત્તે પોષ વદિ ૮ તા. ૧૪ જાન્યુઆરી મંગળવારે સવારે ૯ાા થી ૧૦ાા વિશ્રામભવનમાં પૂજ્યપાદ સદ્ગુરુદેવ શ્રીમન્નાથભગવાનનું ષોડશોપચારથી મહાપૂજન થશે. આ પ્રસંગે સૌ બંધુઓને પધારવા વિનતિ કરવામાં આવે છે.

લિ. શ્રીમન્નાથસત્સંગમંડળ-મુંબઈ

—[ * ]—

પુસ્તકભેટ:—ભાયાવદરના શ્રી. દેવશી ખીમજી તરફથી રૂા. ૪૦ની કિંમતના ધાર્મિક પુસ્તકો શ્રીઆનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયમાટે શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝા મારફત અર્પણ થયાં છે.

વર્ષ ૯૫ મું	॥ ॐ ॥	વાર્ષિક લવાજમ

માર્ગશીર્ષ	॥ यतो धर्मस्ततो जयः ॥	પોસ્ટેજસાથે

રૂા. ૧-૦-૦

અંક ૭

સંવત્ ૨૦૦૩

પરદેશમાટે

શિલિંગ ૨



# आनंदाश्रम





શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો. બીલખા

सुधास्रवं नाथवचः प्रसन्नं सुधास्रवं नाथविलोकितं च ।
सुधास्रवं नाथमनः प्रसन्नं सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

સુધાસ્રવતું છે નાથનું નિર્મળ બોલવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ જોવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ અંતકરણ ! સુધાસ્રવતું છે નાથના નિવાસનું નિર્મળ ધામ-આનંદાશ્રમ.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
| --- | --- | --- |


——[ * ]——

## વાંચો

### ??જરૂરી??

આ "આનંદાશ્રમ" માસિકના વર્ષ ૧૫માનો ૭મો અંક પ્રસિદ્ધ થાય છે. 'આનંદાશ્રમ" પત્રના ગ્રાહક બંધુઓએ પોતાનું ચડત લવાજમ તુરતજ મનીઓર્ડરથી મોકલી આપવા વિનતિ છે, કે જેથી વી. પી. કરવાનો નકામો ખર્ચ કરવો ન પડે. બે કે ત્રણ વરસનાં ચડેલાં લવાજમોવાળા તરફથી વી. પી. પાછાં આવવાથી ધાર્મિક પ્રચારમાં નુકસાન થાય એમ સૌ કોઈ સમજી શકે છે.

વ્યવસ્થાપક "આનંદાશ્રમ"

——[ * ]——

**જરૂરી**

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥



# आनंदाश्रम

आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૫ મું ] સંવત્–૨૦૦૩ માર્ગશીર્ષ [ અંક ૭ મો

## શ્રીનાથસદ્ગુરુસ્તુતિ

[ લેખક–શ્રી માણિક્યવર્મા ]

( અંક ૫ માના પૃષ્ઠ ૬૯ થી ચાલુ )

દોહરો—સાખી

શરણાગતવત્સલ પ્રભુ, જે છે દીનદયાળ,
ભક્તાધીન ભયહારી[1] જે, જે છે પૂર્ણ કૃપાળ ૪

–શાર્દૂલવિક્રીડિત

જે વિશ્વંભરને ભજે વિધવિધે[2] બ્રહ્માંડ સર્જીને,
જેનાં અંઘ્રિસરોજને[3] ઉર સ્મરે એકાગ્ર યોગીજનો,
અંતર્યામિરૂપે રહ્યા હૃદય તે શ્રીનાથરૂપે સ્મરું,
સાષ્ટાંગે નમી વાર વાર શિર આ તત્પાદપદ્મે ધરું. ૫

મનહર

ધર્મે કર્મે છિન્ન ભિન્ન થયેલાં ઉદ્ધાર પામ્યાં,
વર્ણાશ્રમીઓ ( જે ) પાળી બચે ત્રણ તાપથી,

---

૧ ભય હરનારા. ૨ પોતાના મત–પંથ–સંપ્રદાયાનુસાર અથવા કુલપરંપરાથી ચાલતા રિવાજ-પ્રમાણે જુદે જુદે પ્રકારે. ૩ ચરણકમલને.

બીજભાવને પામેલો યોગ નવ પલ્લવિત,
સુફલિત થયો જેના ચરણ પ્રતાપથી. ૬

વેદાંતવિચાર જેના કરુણ સુસ્પષ્ટ બોધે,
વિજ્ઞાનજનક થયો કરી શુદ્ધ પાપથી;
એવા આપશ્રીનાં પાદપદ્મે નમું વારવાર,
મુક્તિદાતા! ભવતણી પીડાએ અપારથી. ૭

હે વિતૃષ્ણ! જિતેંદ્રિય! ભવબંધમોચક[1]! હે,
મુમુક્ષુ હંસોના માનસર! પાય લાગું છું;
આપ દીનનાથતણું શરણ સુખદ પામી,
ધન્ય મારો જન્મ અને ધન્ય ભાગ્ય માનું છું. ૮

મહામોહગ્રાહથી[2] મૂકાવનાર સદ્ગુરુનાં,
પાદપદ્મ પામી મન અતિ અનુરાગું છું;
હવે પરમાનંદ[3] સુધાભરિત આપશ્રીનાં,
કૃપાકટાક્ષની વિના શેની ઇચ્છા રાખું હું? ૯

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મોહનો અર્થ અવિવેક થાય છે. મનુષ્ય જ્યારે બોલવામાં જોઇએ તેવો વિવેક ન રાખી શકે ત્યારે તે મનુષ્યના મનમાં ન્યૂનાધિક અવિવેક ઉપજ્યો હોય છે. પ્રભુના ભક્તે શુભાભિમાન રાખી સામાન્ય મનુષ્યના કરતાં બહુ વિવેકવાળું, પ્રસંગને અનુસરતું ને મધુર બોલવું જોઇએ.

પરમાત્માના ભાવવાળા સ્મરણધ્યાનવડે જેમ જેમ તમે તમારા હૃદયમાં પરમાત્મસ્વરૂપને સુસ્થિર સ્થાપન કરતા રહેશો તેમ તેમ તમારા અંતઃકરણાદિમાં રહેલા દોષો દૂર થવા લાગશે, ને શુભગુણોનો આવિર્ભાવ થવા લાગશે.

પરમાત્માની અનન્યભક્તિવડે આ દુઃખપૂર્ણ ભવસાગરનો પાર પામી પરમાત્માના પરમ ધામમાં જવાની તીવ્ર શુભેચ્છાવાળાં માણસો લખવામાં, બોલવામાં ને નાના મોટા પ્રત્યેક કામમાં વિવેક, પરમાત્માથી ભિન્ન પ્રાણિપદાર્થમાં વિરાગ, શુભવિદ્યા, પરમાત્મામાં મનની સ્થિરતા, પરમાત્મામાં પરમપ્રેમ, પ્રભુસેવામાં ચાતુર્ય, ગાંભીર્ય, પ્રત્યેક કામમાં જાગૃતિ, હૃદય ઇંદ્રિયો શરીર ને વસ્ત્રાદિની પવિત્રતા અને પરમાત્મપરાયણતા એ શુભગુણોથી પોતાના હૃદયને ભરેલું રાખવા સર્વદા આદરપૂર્વક યત્ન કરે છે.

ધ્યેયમાં પ્રીતિ વધારવાથી અને ધ્યાનકાલે નાભિને બરડાની કરોડભણી સહજસાજ ખેંચી રાખવાથી મનની એકાગ્રતા વધવા લાગશે. વિવેક વૈરાગ્યની દૃઢતા કરતા રહેવાથી અંતઃકરણની યોગ્યતામાં વધારો થશે.

---

૧ સંસારરૂપ બંધનથી મૂકાવનાર. ૨ મહામોહરૂપી ઝુંડથી. ૩ પરમાનંદરૂપ અમૃતથી ભરેલાં.

દૃશ્યનું અસત્પણું, તુચ્છપણું ને દુ:ખદપણું નક્કી નાહ થવાથી તથા પરમાત્માનો મહિમા જોઈએ તેવો નહિ સમજવાથી મન માયિક પ્રાણિપદાર્થપરની આસક્તિ છોડી શકતું નથી, ને ધ્યેયમા અનુરાગી થઇ સ્થિર રહી શકતું નથી

સ્થૂલશરીરને પાંચ સ્થૂલભૂતરૂપ સમજી તેમાંથી પણ અહંતા મૂકવી, કારણશરીરને અજ્ઞાનના અંશરૂપ સમજી તેમાંથી પણ અહંતા મૂકવી એવી રીતે જડ ત્રણ શરીરમાંથી અહંતાનો પરિત્યાગ કરી મુમુક્ષુએ કૂટસ્થરૂપ ચેતનમાં અહંતાને સુસ્થિર કરવી

ધૈર્ય, જાગૃતિ, નિસ્પૃહતા ને નિર્ભયતા એ શુભગુણો વધારવાથી તમને શુભનિશ્ચયોનું પરિપાલન કરવાનું બલ પ્રાપ્ત થશે

સાત્વિકી શ્રદ્ધા ને સદાગ્રહપૂર્વક પ્રયત્ન એ બેની વૃદ્ધિથી અંત:કરણના દોષો ક્રમપૂર્વક બલહીન થઈ જશે, ને તમને ઇચ્છિત શુભગુણો પ્રાપ્ત થશે

તમે પરમાત્માને તમારા રક્ષક ધારી તેમની પાસે તમારા જીવાત્માની ઘોર અવિદ્યાથી ને તે અવિદ્યાનાં કાર્ય શોકમોહથી રક્ષા કરવાની પ્રાર્થના કરી તે ભક્તના હૃદયને શોભાસ્પદ છે.

તમારું અંત:કરણ અંતર્મુખવૃત્તિવડે જેમ જેમ હૃદયસ્થ પ્રભુમાં વિરામતું જગે તેમ તેમ તેનો દાહ શમી તેમા અપૂર્વ શાંતિનો આવિર્ભાવ અનુભવાતો જગે

"અંત:કરણમાં રહેલા સંસારાનુરાગને શિથિલ કરી, હૃદયનિવાસી હૃદયાધીશ્વર પ્રિયતમ પ્રભુના તેજોમય સ્વરૂપમાં જેમ જેમ તે અંત:કરણને સ્થિર કરાતું જશે તેમ તેમ તેની દિવ્ય દૃષ્ટિ વિકસિત થતી જશે (ચાલુ)

———[ * ]———

## नरपति उत्तम

[અનુવાદક.–શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન પૃષ્ઠ ૩૩થી)

विलक्ष्य स महीपाल इत्युक्तस्तेन धीमता।
तथेत्युक्त्वा च पप्रच्छ हृतां पत्नीं द्विजन्मन ॥ ६३ ॥

તે બુદ્ધિમાન્ ઋષિએ તે રાજાને એ પ્રમાણે કહ્યુ તેથી તે રાજાએ શરમાઇને આપ કહો છો તે યથાવત્ કહો છો એમ કહીને પછી બ્રાહ્મણની હરાયેલી પત્નીના સંબંધમા ઋષિને પૂછ્યું —

भगवन् केन नीता सा पत्नी विप्रस्य कुत्र वा।
अतीतानागतं वेत्सि जगत्यत्रितथं भवान् ॥ ६४ ॥

હે ભગવન્! જગતીને વિષે જે કાંઈ બની ગયુ છે તથા જે કાંઈ બનવાનુ છે તે આપ યથાવત્ જાણનારા છો, તો હું આપને પૂછુ છુ કે બ્રાહ્મણની તે પત્નીને કોણ હરી ગયું છે અને ક્યાં હરી ગયુ છે?

ऋषिरुवाच ॥ ઋષિ કહે છે:—

तां जहाराद्रितनयो बलाको नाम राक्षस।
द्रक्ष्यते चाद्य तां भूप उत्पलावतके वने ॥ ६५ ॥

હે રાજા! તેને અદ્રિનો દીકરો બલાક નામનો રાક્ષસ હરી ગયો છે. આજ તમે તેને ઉત્પલાવતક (પત્થરની પાટોવાળા) વનમાં જોશો.

गच्छ संयोजयाशु त्वं भार्यया हि द्विजोत्तमं।
मा पापास्पदतां यातु त्वमिवासौ दिने दिने ॥ ६६ ॥

જાઓ અને તે બ્રાહ્મણને તેની પત્નીનો સત્વર સંયોગ કરાવો કે જેથી, તમારી પેઠે તે બ્રાહ્મણ દિવસે દિવસે પાપીના પદને પામતો અટકે.

अथारुरोह स्वरथं प्रणिपत्य महामुनिं।
तेनाख्यातं वने तच्च प्रययावुत्पलावतं ॥ ६७ ॥

પછી રાજા તે મોટા મુનિને પ્રણિપાત કરીને પોતાના રથ પર ચઢ્યો અને તે મોટા મુનિએ (ઋષિએ) કહેલા તે ઉત્પલાવત નામના વનપ્રતિ પ્રયાણ કર્યું.

यथाख्यातस्वरूपां च भार्यां भर्त्रा द्विजस्य तां।
भक्षयन्तीं ददर्शाथ श्रीफलानि नरेश्वरः ॥ ६८ ॥

અને ત્યાં જઈને તે બ્રાહ્મણ પતિએ તેની ભાર્યાનું જે સ્વરૂપ વર્ણી બતાવ્યું હતું તેવા સ્વરૂપવાળી તે ભાર્યાને રાજાએ નાળિયેરો ખાતી દીઠી.

पप्रच्छ च कथं भद्रे त्वमेतद्वनमागता।
स्फुटं ब्रवीहि वैशालेरपि भार्या सुशर्मणः ॥ ६९ ॥

તેને દેખીને રાજા તેને પૂછે છે કે હે બહેન! તમે વિશાલના પુત્ર સુશર્માનાં પત્ની છો તે તમે આ વનમાં કેવી રીતે આવ્યાં છો તે સ્ફુટ કહો.

ब्राह्मण्युवाच ॥ બ્રાહ્મણી કહે છેઃ—

सुताहमतिरात्रस्य द्विजस्य वनवासिनः।
पत्नी विशालपुत्रस्य यस्य नाम त्वयोदितं ॥ ७० ॥

હું વનવાસી અતિરાત્ર બ્રાહ્મણની દીકરી છું અને વિશાલ બ્રાહ્મણના પુત્રનું જે નામ તમે હમણાં કહ્યું તે (સુશર્મા બ્રાહ્મણ)ની પત્ની છું

साहं हता वलाकेन राक्षसेन दुरात्मना।
प्रसुप्ताभवनस्यान्तर्भ्रातृमातृवियोजिता ॥ ७१ ॥

એવી હું મારા ભવનની અંતર નિદ્રામાં હતી ત્યાંથી દુરાત્મા રાક્ષસ બલાક મને હરી લાવ્યો છે અને એમ કરીને તેણે માતા અને ભાઈના વિયોગવાળી મને પતિના પણ વિયોગવાળી કરી છે.

भस्मीभवतु तद्रक्षोनारम्येवं वियोजिता।
माता भ्रातृभिरन्यैश्च तिष्ठाम्यत्र सुदुःखिता ॥ ७२ ॥

જેણે મને મા ભાઈઓ અને બીજાં સગાંઓના વિયોગવાળી કરી છે તે રાક્ષસ બળીને રાખ થાઓ! હું અહિં બહુ દુઃખી થઈ રહેલી છું.

अस्मिन् वनेऽतिगहने येनानीयाहमुज्झिता।
न वेत्ति कारणं किं तन्नोपभुंक्ते न खादति ॥ ७३ ॥

ઘણા ગાઢા આ વનમાં મને લઈ આવીને તેણે મને તજી દીધી છે. નથી તે મને ખાઈ જતો, નથી કે તે મારો ઉપભોગ કરતો. તેમાં કારણ શું છે તે હું જાણતી નથી.

राजोवाच ॥ રાજા કહે છે —

अपि तद्ज्ञायते रक्षस्त्वामुत्सृज्य क्व वै गतं ।
अहं भर्त्रा तवैवात्र प्रेषितो द्विजनन्दिनि ॥ ७४ ॥

એ રાક્ષસ તમોને આંહિ મૂકીને કયાં ગયો છે એ તમે જાણો છો? હે બ્રાહ્મણ-પત્નિ! મને અહિ તમારા પતિએજ મોકલેલો છે.

ब्राह्मण्युवाच ॥ બ્રાહ્મણી કહે છે —

अस्यैव काननस्यान्तः स तिष्ठति निशाचर ।
प्रविश्य पश्यतु भवान् न बिभेति ततो यदि ॥ ७५ ॥

તે રાક્ષસ આજ વનમા રહે છે તમે જો તેનાથી બ્હીતા ન હો તો વનમાં પ્રવેશ કરીને તેને જુઓ.

प्रविवेश ततः सोऽथ तया वर्त्मनि दर्शिते ।
ददृशे परिवारेण समवेतं च राक्षसं ॥ ७६ ॥

પછી તે બ્રાહ્મણીએ દર્શાવેલા માર્ગે વનમાં પ્રવેશ કરીને રાજાએ તેને પરિવારથી વીંટળાયેલા તે રાક્ષસને દીઠો.

दृष्टमात्रे ततस्तस्मिंस्त्वरमाण स राक्षस ।
दूरादेव महीं मूर्ध्ना स्पृशन् पादान्तिकं ययौ ॥ ७७ ॥

રાજા રાક્ષસને દેખાણા કે તરત તે રાક્ષસ ત્વરાવાળો થઇને દૂરથી જ પોતાના મસ્તકવડે પૃથ્વીને સ્પર્શ કરતો રાજાના પગમા આવી પડ્યો (ચાલુ)

———[ * ]———

## જાતિ, આયુ અને ભોગ

[ લેખક—શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝા ]

પ્રત્યેક જીવધારીને એક વિશેષ જાતિ—અર્થાત્ મનુષ્ય, પશુ, પક્ષી, તિર્યક્ વૃક્ષ આદિ પ્રાપ્ત થાય છે, એને યોનિ પણ કહે છે દરેક જાતિવાળા જીવને એક વિશેષ અવસ્થા અર્થાત્ આયુ પ્રાપ્ત થાય છે દરેક જીવો પોતાની આવરદામાં પોતાની જાતિ તથા બુદ્ધિ અનુસાર એક વિશેષ ભોગ ભોગવે છે

જેમ કેદીને ન્યાયાધીશ સજા કરતા તેની શ્રેણી, સમય ને કાર્યનો નિર્દેશ કરે છે શ્રેણી એટલે પહેલા વર્ગનો કેદી, બીજા વર્ગનો કેદી, ત્રીજા વર્ગનો કેદી કોઇને આસનકેદ અથવા કોઇને અમુક અમુક કામો કરવાની સજા સમય એટલે અમુક વર્ષની કેદ અમુક દંડ ને અમુક સજા. તેને માટે આહારવિહારની પણ મર્યાદા, તેમ દરેક પ્રાણીને જાતિ, આયુ અને ભોગ પૂર્વ-કર્માનુસાર પ્રાપ્ત થાય છે

क्लेशमूल कर्माशयो दृष्टादृष्टजन्मवेदनीय । ( यो २ । १२ ),
વર્તમાન અને ભાવિ જન્મોમાં જે કર્મફળો મળે છે તેનું મૂળ ક્લેશ જ છે

सति मूले तद्विपाको जात्यायुर्भोगा । ( यो. २ । १३ )
( ક્લેશ ) નામનું મૂળ રહે છે ત્યારે તેનું ફળ જાતિ, આયુ અને ભોગ રહે છે.

મનુષ્ય સિવાયનાં કોઈ પ્રાણી પોતપોતાની જાતિ, આયુ અને ભોગમા ફેરફાર કરી શકતાં નથી.

મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર છે. સારાં કર્મો કરે તો કર્મનાં ફળસ્વરૂપ બીજા જન્મમાં ચઢતી જાતિનું શરીર મેળવી શકે છે. પાપ કર્મ કરે તો હલકી યોનિમાં અવતરવું પડે છે. આ ઉપરથી સમજાય છે કે મનુષ્ય આ જન્મમાં શુભાશુભ કર્મોઅનુસાર મોટું પરિવર્તન કરી શકે છે, એટલે જાતિ, આયુ અને ભોગ બદલી શકે છે.

જાતિપરિવર્તન માણસ કેવી રીતે કરે તે વાત ન્યાયશાસ્ત્રી ગૌતમ કહે છે કે "**समानप्रसवात्मिका जातिः** । એટલે જેનો સમાનપ્રસવ હોય તે જાતિ કહેવાય છે. સમાનપ્રસવ એટલે જેના સંયોગથી વંશ ચાલે છે. જેમ ગાય બળદ એક જાતિ છે. કૂતરો ને ગાય એક જાતિ ન કહેવાય. જાતિની ઓળખ આયુ છે. ઘોડાઘોડીની આયુ સરખી છે. ઘોડા તથા કૂતરાની આયુ સમાન નથી. જાતિની બીજી પિછાણ આયુ છે. જાતિની ત્રીજી ઓળખ આહારવિહાર છે. આહારવિહાર એટલે ભોગ. જે ભોગ ઘોડાઘોડીના છે તે ભોગ ઘોડા તથા સિંહનો નથી. આ પરીક્ષાથી સિદ્ધ થાય છે કે મનુષ્યમાં મનુષ્યત્વ સમાન છે.

જાતિપરિવર્તનનો અર્થ એ નથી થતો કે મનુષ્યનું શરીર પશુપક્ષીમાં બદલાઈ જાય, પણ જાતિપરિવર્તનનો અર્થ એ છે કે સાત્ત્વિક આહારવિહાર એટલે ભોગથી, પરોપકારી કામોથી, સ્વાધ્યાયથી તથા ઈશ્વરના ભજનપૂજનથી માણસની મુખાકૃતિમાં શાંતિથકી આભા-તેજનો શેરડો ફૂટે છે. એવા સજ્જનો પોતાના સહવાસમાં આવનારા મનુષ્યને પ્રભાવશાળી બનાવે છે. મહાત્મા પુરુષના સંસર્ગથી જો શાંતિસુખ ન મળ્યાં, તો એ સત્સંગનો વખત મિથ્યા ગુમાવ્યો ગણાય. શ્રીકૃષ્ણભગવાન્ શ્રીરામચંદ્રભગવાન, શ્રીશંકરભગવાન, શ્રીબુદ્ધભગવાન્ આદિ સંતમહંત પુરુષોની શાંતિમય મૂર્તિની સન્મુખ બેસી ધ્યાન કરનારમાંના કોનું કષ્ટ દૂર નથી થતું? ઊલટું માંસમદિરા, ચોરી, જુગટું એવા દુર્ગુણોનું સેવન કરનાર, અમાનુષી જીવન જીવનાર, મિથ્યાભિમાની, પામર અને વિષયી મનુષ્યોનો ચહેરો રાક્ષસી જણાય છે. તેના અંતઃકરણની વૃત્તિ રાજસીતામસી એટલે કામ, ક્રોધ, લોભ, આળસ, દીર્ઘસૂત્રતા અને પ્રમાદવાળી હોય છે. એમનો સંસાર તુચ્છ વિષમય દેખાય છે.

**जन्मौषधिमंत्रतपः समाधिजाः सिद्धयः** ( યો૦ ૪/૧ )

જન્મ, ઔષધિ, મંત્ર, તપ અને સમાધિવડે સિદ્ધિઓ ઉપજે છે. એ કારણોથી **जात्यन्तरपरिणामः । प्रकृत्यापूरात्** । ( યો૦ ૪/૨ )

પ્રકૃતિની ચારે બાજુથી જાત્યંતરનું પરિણામ થાય છે. હવે ભોગપરિવર્તન વિષે વાત કરીએઃ—

મનુષ્ય પોતાની બુદ્ધિઅનુસાર એક નિશ્ચિત ભોગને એ રીતે ભોગવે છે કે તે ભોગનો લાભ ઘણામાં ઘણો મેળવી શકે. કેટલાક મનુષ્ય એથી વિપરીત એટલે બુદ્ધિને એક બાજુ મૂકી બુદ્ધિની ઉપરવટ થઈ ઇંદ્રિયોને ખાંતર અવિધિસર ભોગ ભોગવે છે, અને પરિણામે નિર્ધન બની ઘરઘરનો ભિખારી બની રખડે છે.

એકજ પિતાના બે પુત્રોએ સરખી મિલ્કત વહેંચી લીધા પછી એક સમજુ પુત્ર વિહિત ઉદ્યોગ કરી મિલ્કતમાં, ભોગમાં અને આબરૂમાં તથા શાંતિસુખમાં વધારો કરે છે. ત્યારે અણસમજુ પુત્ર પિતાની મિલ્કત, નાટકસિનેમા, તમાશા, જુગાર તથા ભાઈબંધો સાથે ઉજાણી કરવામાં વેડફે છે. જ્યાં ત્યાં રઝળવાથી વિહિત ઉદ્યોગ ન કરતાં નિર્ધન, બેઆબરૂ અને ભિખારી બને છે, પરિણામે અશાંતિ અને દુઃખ ભોગવે છે.

સજ્જન પુત્ર પોતાને મળેલા વારસામાં સંતોષ માની શરીર, મન, અને બુદ્ધિને સત્સંગમાં લઈ જાવે છે તેનો આહાર સાત્વિક, વસ્ત્ર સાદા અને સમયનો સદુપયોગ કરી ભોગસાધનોનો અધિકમા અધિક લાભ મેળવે છે

જે મનુષ્ય પરમેશ્વરે આપેલા ભોગનો વાજબી ઉપયોગ કરી જાણતો નથી તે મનુષ્ય પાપનો ભાગી બને છે તેનાં શરીર, મન, બુદ્ધિ કલુષિત થાય છે એવો પાપી મનુષ્ય પોતાના અશુદ્ધ ભોગથી જાનવરો જેવી સ્થિતિ ભોગવે છે. તે પાપી માણસ ચિંતા, ઈર્ષા, દ્વેષવડે દુ ખી થતો અકાળ મૃત્યુને પામે છે.

હવે માણસ આયુપરિવર્તન કેવી રીતે કરે છે તે જોઈએ —

શુદ્ધ આહાર, પવિત્ર વિહાર, શુભકર્મો યોગસાધનો તથા જ્ઞાનસાધનોવડે મનુષ્ય પોતાની આવરદામાં અત્યંત વૃદ્ધિ કરી શકે છે. શ્વાસપ્રશ્વાસની સુંદર ક્રિયાથી મનુષ્ય પોતાના શરીરને નીરોગ રાખે છે, અને આયુષ્ય વધારે છે. સડક ભાંગી તૂટી, ખાડાટેકરાવાળી હોય તો તે ઉપર ચાલનાર ગાડી વહેલી ભાગી જાય છે કૂવા ઉપર ગરેડીને તેલ નહિ ઉંજવાથી દોરડી વહેલી તુટે છે. *જેમ અધિક વસ્ત્રો ઘસાય તો વહેલાં ફાટે છે, તેમ શ્વાસપ્રશ્વાસને અધિક ગ્મડવાથી આયુ ઓછી* થાય છે યોગદર્શનમા જણાવ્યાપ્રમાણે પ્રાણાયામ કરવાથી આયુષ્યમા વૃદ્ધિ કરી શકાય છે.

મનુષ્ય અધિક ક્રોધ કરે, અધિક કામ સેવે, અધિક નિર્દય બને તો તે પ્રાણાયામ ન કરી શકે મતલબ કે આવો મનુષ્ય આવરદા ઘટાડી શીઘ્ર મૃત્યુને વશ થાય છે મનુષ્ય જેમ જેમ વિષયો ભોગવતો જાય, ઇંદ્રિયોને બહેકાવતો જાય, બુદ્ધિને ધર્મશાસ્ત્ર તથા વડીલોના કહ્યાપ્રમાણે શુભકર્તવ્યમા જોડતો ન જાય, ઈશ્વર ને શાસ્ત્રમા અશ્રદ્ધા સેવતો જાય તેમ તેમ તે દુઃખસાગરમાં હડસેલાતો જાય, દુષ્ટ યોનિઓમા અવતરતો જાય એવા મનુષ્યોનાં જાતિ, આયુ અને ભોગ ન્યૂન થતાં જાય

મનુષ્ય સંયમી બને, ઇંદ્રિયોને વિહિત માર્ગે ચલાવે, બુદ્ધિનો સદુપયોગ કરે, ઈશ્વર અને શાસ્ત્રપર શ્રદ્ધા રાખે તો તે પોતાના આત્માની ઓળખ પામી જન્મમરણમાંથી છૂટી શકે છે

જાતિ, ભોગ અને આયુને શાસ્ત્રીય રીતે કેળવી જાણે તો મનુષ્યમાંથી દેવાધિદેવ પણ બની શકે છે

——[ * ]——

॥ ॐ ॥

## मुचकंदगुहामां रही गयेला सिद्ध योगी अमरभारती तथा लक्कडभारती संबंधी थोडी जाणवा जेवी हकीकत

[ લેખક-શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

( ગતાંકથી ચાલુ )

આશરે ત્રીશ વર્ષ પહેલાં પૂજ્યપાદ કૃપાનાથની સાથે હું પ્રવાસમાં હતો એકવેળા જેતસમરમાં ચાર દિવસ સ્થિતિ કરી પછી જૂનાગઢમાં સદ્દગત અમરજીભાઈને ત્યાં નિવાસ કર્યો હતો. તે વખતે સુ. સદ્દગત મોટાભાઈ ( હરગોવિંદભાઈ ) નીલગિરિથી આવ્યા હતા. પ્રસંગવશાત્ મુચકંદગુહાસંબંધી વાત નીકળી. પૂ. કૃપાનાથે મુચકંદગુહા એ નામ શા ઉપરથી

કહેવાયું અને કાળયવન કેવી રીતે ભસ્મીભૂત થયો એ સંબંધી બધી હકીકત ફરી સંભળાવી. બીજે દિવસે હું તથા સદ્દગત મોટાભાઈ, શ્રી. ખેરાજભાઈ સાથે મુચકંદગુહાનાં દર્શન કરવામાટે આવ્યા, તે વખતે મુચકંદગુહામાં કોઈ પૂજારી રહી શકતો નહોતો. દ્વારની એક બાજુની દીવાલ ઉપર લાલ અક્ષરે પ્રણવ લખેલો હતો, અને ફકીર સાહેબની નીચે જણાવેલી સાખી દેવનાગરી અક્ષરે લખેલી હતી.

"तुं जाणे हरि दूर है, हर है हरदामांहि ।
भीतर ताटी कपटकी, तांथे सूझत नांही" ॥

અર્થ:—તું જાણે છે કે પ્રભુ ઘણા દૂર છે, પણ પ્રભુ તો હૃદયમાંજ રહેલા છે, કપટજાળનો પડદો છે તેથી પ્રભુનાં દર્શન થતાં નથી.

દીવાલની બીજી બાજુએ નીચે પ્રમાણેનો શ્લોક લખેલો હતો. પાછળથી એમ ખબર પડી કે તે શ્લોક કૃપાનાથનો લખેલો નહોતો. કોઈ બીજાએ લખ્યો હશે.

कृत्वोंकारप्रदीपं मृगय गृहपतिं सूक्ष्मनाड्यंतरस्थं,
संयम्य द्वारपालं पवनपटुतरं नायकं चेंद्रियाणाम् ।
वाग्जाले कस्य हेतोर्विनटसि सुभृशं दृश्यते नैव किंचिद्
देहस्थं पश्य शंभुं भ्रमसि किमपरे शास्त्रजालांधकारे ॥

અર્થ:—ઉતાવળે ગતિ કરવામાં પવનથી પણ વધારે ચતુર–વધારે ગતિવાળું ઈંદ્રિયોના નાયકરૂપ જે મન આત્માના દ્વારપાળરૂપ છે, તેને રોકી ૐકારરૂપ મહાદીપક પ્રકટાવીને, સૂક્ષ્મનાડીઓમાં રહેલા ઘરના સ્વામીરૂપ આત્માને શોધો. વાણીની જાળમાં નકામા શામાટે નાચ્યા કરો છો? તેમ કરવાથી તમને પ્રાપ્ત કરવાયોગ્ય ઉત્તમ વસ્તુ કાંઈ પણ પ્રાપ્ત થવાની નથીજ. ઉલ્ટા ક્યાંઈક ફસાઈ જશો, માટે દેહમાં રહેલા શંભુને–શંકરને–આત્માને યોગવડે જુઓ. શાસ્ત્રરૂપી ઘાટી જાળના ઘાટા અંધકારમાં શું કામ ભટકયા કરો છો?

મુચકંદેશ્વર મહાદેવસામે શ્રીઅમરભારતીની સમાધિની દેરી તથા પાદુકા જોયાં. અંદરના ભાગમાં શ્રીનીલકંઠ મહાદેવસામે શ્રીલક્કડભારતીની સમાધિની દેરી તથા પાદુકા જોયાં. અસલ ભોંયરૂં દક્ષિણ દિશાતરફ ખૂણા ઉપર છે, તે ગિરનાર ઉપર ઠેઠ દાતારસુધી જાય છે, એમ ખેરાજભાઈએ જણાવ્યું હતું. હાલ તે ભોંયરૂં બંધ કરી દીધું છે.

મુચકંદ મહાદેવ ફરતી બાર દેવોની મૂર્તિઓ છે, તેમાં આઠ દેવોની મૂર્તિ છ છ ફૂટ લાંબી છે.

બેંગલોર પાસે એક મહાત્મા છે, જેઓ ગિરનારની યાત્રાએ આવેલા ત્યારે એક રાત્રિ મુચકંદમાં રહ્યા હતા. તેમણે આપણા એક ગુરુભાઈને જણાવ્યું હતું કે ઉપર જણાવેલ દેવોની મૂર્તિઓ છે, તેમણે દરેકે તેમને સાક્ષાત્ દર્શન આપ્યાં હતાં. આ બધા દેવો ચેતનસ્વરૂપ છે એમ તેમણે જણાવ્યું હતું.

સ્કન્દપુરાણમાં જણાવ્યું છે કે જેઓ મુચકંદેશ્વર મહાદેવનાં દર્શન કર્યાવગર ગિરનારની યાત્રા કરશે, તેમને યાત્રાનું ફળ મળશે નહિ.

અહીંયાં કેટલાક એવા શ્રદ્ધાળુ બ્રાહ્મણો છે કે જેઓ બારે માસ ગામમાંથી બે માઇલ ચાલીને મુચકુંદેશ્વર મહાદેવના પૂજનાર્થે આવે છે ચાતુર્માસમાં જ્યારે ઘણો વરસાદ પડ્યો હોય છે, ત્યારે રેવતીકુંડ પાસેનો વહેળો ઘણો સાંકડો હોવાથી પૂર જોશમાં વહી જતો હોય છે. તાણ એટલું બધું હોય છે કે સાધારણ બાંધાનો માણસ અવશ્ય તણાઈ જાય, છતાં શ્રદ્ધાળુ બ્રાહ્મણો જીવના જોખમે પણ પૂજનાર્થે આવ્યા વગર રહી શકતા નથી. તેમની શ્રદ્ધાને ધન્ય છે

અમે ખાસ શ્રમ લઇને જે સ્થળ જોવા આવ્યા હતા તે સ્થળ પૂ કૃપાનાથ જ્યાં સંયમમાટે બિરાજતા હતા તે હતું તે સ્થળ સૌના ચિત્તને આકર્ષણ કરે તેવું હતું અંદરના ગાળામાં નીલકંઠ મહાદેવનું મંદિર છે તેની આ પ્રદક્ષિણાનું સ્થળ હતું. એક નાનકડી બારી હતી, તેમાં શરીરને સંકોડીને બેઠા બેઠા અંદર પ્રવેશ કરી શકાય તેવું હતું અંદર તદ્દન અંધારૂં અને હવામાટે પશ્ચિમની દીવાલના ચણતર વખતે એક કાણું રાખેલું હતું તેમાંથી હવા આવી શકતી હતી તેના નીચેના ભાગમાં ભોંયરૂં છે અને તે આગળ જણાવ્યું તે ભોંયરામાંથે મળી જતું હશે એમ સૌ કહે છે આ સ્થળ ગુફા જેવુંજ હતું જ્યારે કૃપાનાથે ત્યાં સ્થિતિ કરેલી ત્યારે શ્રી શંકરપ્રસાદ તેઓશ્રીની સેવામાં રહેતા. તેમણે અમને આગળ ઉપર જણાવેલું કે કૃપાનાથની એવી આજ્ઞા હતી કે તેમણે સેવાસામગ્રી બધી તૈયાર કરીને બહાર નીકળી જવું એટલે શંકરપ્રસાદનું વદન જોવામાં આવે નહિ એટલે વાત કરવાનો પ્રસંગ તો ક્યાંથીજ આવે? કારણ તે વખતે પૂજ્યપાદશ્રી મૌન રાખતા કોઈ બહારનું માણસ પણ દર્શન કરવા આવી શકતું નહિ તેઓશ્રીએ અગાઉથી શંકરપ્રસાદને જણાવેલું કે શ્રાવણ માસમાં અમુક દિવસે વડોદરાના દક્ષિણી બુવા તેઓશ્રીના દર્શન કરવા આવશે આવે ત્યારે જણાવવાનું કહેલું કે તેઓશ્રી પોતાનો સંકલ્પ ભંગ કરશે નહિ માટે ચાતુર્માસ પૂરું થાય ત્યારે પધારજો એમ વિનયથી કહેવું કૃપાનાથના કથનાનુસાર તેજ દિવસે વડોદરાથી બુવા આવ્યા હતા અને વાતચીત કરવા ઘણો આગ્રહ બતાવ્યો હતો શંકરપ્રસાદે જણાવ્યું કે તે પોતે વાતચીત તો શું પણ તેઓશ્રીનાં દર્શન કરવા હોય તો સાંજરે તેઓશ્રી ચોકમાં ટહેલે છે ત્યારે કોઇ પણ માણસ ધાબા ઉપર ચડીને દર્શન કરી લે છે પછી તે બુવા ચાતુર્માસ પછી દર્શન કરવા આવ્યા હતા એમ શંકરપ્રસાદે મને જણાવ્યું હતું.

આત્મશ્લાઘાના પાપથી હું બચવા માગું છું, એટલે મને રાત્રિએ શું શું અવનવા અનુભવો થયા તે અહીંયાં દર્શાવવા ઇચ્છતો નથી, પણ એટલું તો કહ્યાવગર રહી શકતો નથી કે આ મુચકુંદગુફામાં મેં મારાં પત્નીસાથે આ શ્રાવણમાસમાં સ્થિતિ કરી તેમાં અમે આધ્યાત્મિક લાભ ઘણો અનુભવ્યો છે. હું દરેક ગુરુભાઇને વિજ્ઞપ્તિ કરું છું કે દરેક પોતાની અનુકૂળતા પ્રમાણે આ એકાન્ત સ્થળનો લાભ લે તેઓ અહીંયાં તેઓનું ઘર, સ્ત્રી, પુત્રો વિગેરેનું વિસ્મરણ કરશે, જગતને ભૂલી જશે, અરે! જગત્ તો શું પણ ધ્યાન વખતે પોતાના દેહનું પણ વિસ્મરણ કરશે. અંતઃકરણની વૃત્તિ સહજમાં સંલગ્ન થઈ જશે, અત્યન્ત શીતળતા અને દિવ્ય શાન્તિનો અનુભવ કરશે. આપણા નાથપ્રભુએ અંતર્યામીના આદેશોમાં જે પહેલી બે લીટીઓ જે "અસંગ અવિકારી અને સુરમ્ય પ્રકાશ, દેશ, કાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત છે તેજ તારું વાસ્તવિક સ્વરૂપ છે હે પ્રિયદર્શન! તારા અંતઃકરણનો અભિવેગ પાછો વાળ, અને

તે સૂક્ષ્મતમ વસ્તુ સાથે તારા વાસ્તવિક અભેદનો અનુભવ કર." એ ઉપરની લીટીઓમાં જણાવેલ સ્થિતિનો લાભ આવા એકાન્ત સ્થળમાંજ મળે. આપણા નાથપ્રભુને ગિરનાર બહુ પ્રિય હતો. ટ્રેનિંગ કોલેજમાં વિદ્યાર્થીઓને ગ્રીષ્મ ઋતુમાં રજાઓ પડે ત્યારે સૌ પોતાના ઘરે જવાને તલપાપડ થઈ રહ્યા હોય છે, ત્યારે શ્રીનાથપ્રભુ તે રજાઓમાં ગિરનારના શેષાવનમાં આવી ધ્યાનમગ્ન થાય છે. ગિરિકંદરાઓમાંજ દરેક મહાપુરુષને બ્રહ્મનો સાક્ષાત્કાર થયેલો છે. જુઓ, આપણા ગુરુદેવને પણ તેજ પ્રમાણે થયું હતું. સ્વામી રામતીર્થજીને હિમાલયમાં બ્રહ્મસાક્ષાત્કાર થયો હતો. શ્રીરમણમહર્ષિ( મૂળ નામ વ્યંકટેશ )ને દક્ષિણમાં આવેલ તીરૂવનમલ્લાઈ પાસે આવેલ અરુણાચળ ગિરિરાજની વિરૂપાક્ષ ગુફામાં બ્રહ્મસાક્ષાત્કાર થયો હતો. શ્રીરમણમહર્ષિએ ગિરિરાજ અરુણાચળની બહુ બહુ પ્રકારે સ્તુતિ કરેલી છે.

મુચકુંદગુહામાં રહી શકાય તેવી અનુકૂળતા ન હતી. તેનો જીર્ણોદ્ધાર કરવાનો ખાસ હેતુ એજ છે કે સૌ કોઈ આ સ્થળમાં સ્થિતિ કરી, કૃપાનાથનું વારંવાર સ્મરણ કરી, જાણે કૃપાનાથ હમણાં પણ આપણી પાસે ધ્યાનમગ્ન બેઠેલા છે એવી ભાવના કરી, અખંડાનંદનો અનુભવ કરે. ઇતિ શિવમ્.

———[ * ]———

## बालकोनो मुखपाठ

### પ્રાર્થના

[ લેખક:—સ્વ. શ્રી. જયેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ–અમદાવાદ ]

( ગતાંકથી ચાલુ )

ધોઉં મુખ ને નેત્રને, કરી કોગળા નિત્ય;
પછી જઉં હું શૌચને, નિયમે નિત્ય ખચીત. ૯

દાતણ કરવું તે પછી, લઈ ભૂકીને સાથ;
બેસી શાંતિથી પાટલે, મુખ શુદ્ધિને કાજ. ૧૦

પછી સ્નાન નિયમે કરું, શુદ્ધ જલથી નિત્ય;
મંત્રીને નદીના જળે, બહુ ભાવેજ ખચીત. ૧૧

થાય શુદ્ધ મન આહરું, સર્વે ઇંદ્રિયો શરીર;
ધરવી એવી ભાવના, રૂડી રીત એ વીર! ૧૨

પદાર્થે બહુ ઉપજાવતા, પ્રકાશવાન્ આદિત્ય;
તેના ઉત્તમ તેજનું, ધ્યાન ધરીએ નિત્ય. ૧૩

ધર્મ અર્થ ને કામમાં, વળી મોક્ષમાં તેમ;
પ્રેરે છે અમ બુદ્ધિને, દે વિજય ને ક્ષેમ. ૧૪

હે! પાણીના દેવતા, નમું હું તુજને આજ;
શિવતમ રસ જે આપનો, તેમાં દેજો ભાગ. ૧૫

( ચાલુ )

———[ * ]———

# શ્રીઆનંદાશ્રમ સમાચાર

## ( માર્ગશીર્ષમાસ )

**શ્રીસદ્‌ગુરુમહાપૂજન**—શ્રીગીતાજયંતી, શ્રીદત્તજયંતી તથા ગત અમાવાસ્યાનિમિત્તે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું મહાપૂજન સૌ આશ્રમવાસીઓ આદિએ મળીને તે તે દિવસે કર્યું હતું શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝાએ મહત્ત્વવિષયક પ્રવચન કર્યું હતું ભજનધૂન થઇ હતી. મકરસંક્રાંતિના દિવસે પણ સૌ આનંદાશ્રમવાસીઓએ મળી પૂજ્યપાદશ્રીનું મહાપૂજન કર્યું હતું

**મુખ્યભેટ**—રૂ ૨૫-૦-૦ શ્રી ઉપેન્દ્રસિંહ કરણસિંહ ઠાકોર-જૂનાગઢ રૂ. ૨૦-૦-૦ શ્રી હારકાદાસ ખેતસી-કરાંચી.

**રુદ્રાભિષેક**—શેઠ દામોદરદાસ માધવજી-મુંબઈ ( ૧૧ રુદ્રાભિષેક ) શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-ભાવનગર ( ૫ રુદ્રાભિષેક ) શ્રી વિઠ્ઠલદાસ ચત્રભુજ-લીંબડી ( લઘુરુદ્ર ) હા શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી

**ભોજનો**—રૂ ૩૫-૭-૩ શ્રી રતિલાલ સૌભાગ્યચંદ-જૂનાગઢ રૂ ૧૯-૪-૦ શ્રી સ્વ વખતસિંહના આત્મકલ્યાણાર્થે હા માનસિંહ નથુસિંહ-કુતિયાણા રૂ ૬૨-૬-૦ સ્વ શ્રી જયકૃષ્ણ ઈંદ્રજી પોરબંદરવાળાનાં વિધવા બાઈ માનકુંવર બેનના ટ્રસ્ટીઓ તરફથી ભોજન-પોરબંદર

**થાળ**—રૂ ૩-૧૨-૦ શેઠ દામોદરદાસ માધવજી-મુંબઈ રૂ ૨-૮-૦ શેઠ દામોદરદાસ માધવજી-મુંબઈ રૂ ૧-૪-૦ સ્વ શ્રી વખતસિંહના આત્મકલ્યાણાર્થે હા શ્રી માનસિંહજી-કુતિયાણા રૂ ૧-૪-૦ શ્રી ભાનુશંકર પ્રભુરામ રાવળ-લીંબડી રૂ ૧-૪-૦ સ્વ ગગાના હા શ્રી બેન સુમનજીમા-લીંબડી રૂ ૨-૮-૦ શ્રી જયશંકર મયારામ ભટ્ટ-અમદાવાદ રૂ ૧-૪-૦ શ્રી જગશંકર મયારામ-ઉપલેટા રૂ ૫-૦-૦ શ્રી રૂગનાથ જાદવજી ગાંધી મુંબઈ રૂ ૧-૪-૦ શ્રી રામજી વિશ્રામ-કરાંચી રૂ ૧-૪-૦ શ્રી રાઘવ વસ્તા-સરમિયા

**અખંડદીપક**—રૂ ૦-૪-૦ સ્વ શ્રી વખતસિંહ-કુતિયાણા રૂ ૨-૪-૦ બેન લક્ષ્મીબેન નથુરામ પંડ્યા-સીગામ રૂ ૦-૮-૦ શ્રી નથુ મોહનદાસ-જૂનાગઢ રૂ ૧-૦-૦ શ્રી વેલજી મુળજી-અમદાવાદ

**પુસ્તકપ્રકાશન ભેટ**—રૂ ૫-૪-૦ શ્રી રામજી વિશ્રામ પૂજારા-કરાંચી.

**અર્પણ થયેલી રકમોના વ્યાજમાંથી નીચેના થાળો કરવામાં આવ્યા છે**—
શ્રી જમનાદાસ કાનજી-તુથાળાના થાળ સ્વ. ગ સ્વરૂપ ગમાબહેન મૂળજી—લીંબડી સ્વ શ્રીમતી ડાહીબેન પ્રાગજી વાંકાનેર સ્વ. રતિબેન હરજીવન-પોરબંદર સ્વ. પ્રેમકુંવરબેન ઉમિયાશંકર-પોરબંદર કાશીબેન ગૌરીશંકર-પોરબંદર શ્રી લાભશંકર ભવાનીશંકર માંડ સ્વ. સાકરબાઈ મણિશંકર ખંભાત શ્રી હારમદાસ ખેતસી-કરાંચી. શ્રી સ્વ ભાઈશંકર ધનજી દવે-ભાવનગર શ્રી ચત્રભુજ ભીમજી દવે-પોરબંદર ( ભોજન )

———[ * ]———

# परचुरणभेट

## [ માર્ગશીર્ષમાસ ]

५-०-० શાસ્ત્રી જેશંકર મયારામ ભટ્ટ
१-४-० શેઠશ્રી દયારામ મૂળજી
१-०-० શ્રી. ચંપકલાલ મૂળશંકર જાની
०-८-० ,, મૂળજી સુંદરજી
०-८-० ,, હરિશંકર કાલિદાસ
०-४-६ ,, પૂજારી દલપતરામભાઈ
०-३-६ પરચુરણ
१०-०-० કડિયા વ્યાંબા અરજણ-મુંબઈ વિ. દૂધપાવા નિમિત્તે
१-०-० શ્રી. હરગોવિંદ પીતાંબર-ટંકારા
५-०-० ,, રતિલાલ સૌભાગ્યચંદ-જૂનાગઢ
२-१२-० શેઠ દામોદરદાસ માધવજી-મુંબઈ રુદ્રાભિષેકના પૂજનપાના
१-६-० ,, દામોદરદાસ માધવજી-મુંબઈ ભેટના
१-०-० સ્વ. વલ્લભસિંહ-કુંતિયાણા

કુંતિયાણા આનંદાશ્રમમાં પાટોત્સવના દિવસે મહાપૂજન ભેટ:—

१-०-० શ્રી. રામસિંહ સબળસિંહ
१-०-० ,, ખેંગારસિંહ રુગનાથસિંહ
०-५-२ ,, કેશવલાલ કલ્યાણજી
०-८-० ,, શામજી રણછોડ
०-४-० ,, દેવશંકર રણછોડ
०-८-० ,, માનસિંહભાઈ
०-४-० ,, નિર્મળસિંહ
०-२-० ,, ચંદસિંહ જશવંતસિંહ
०-२-० ,, ટરશનદાસ પોસ્ટમેન
०-२-० ,, જાદવજી માવજી
०-४-० ,, રણજિતસિંહ
०-४-० ,, સૂરજસિંહ રૂપસિંહ
१-०-० ,, દયાલસિંહજી લાલસિંહજી
०-८-० ,, લક્ષ્મીશંકર ઓધવજી
०-४-० ,, રુગનાથસિંહજી
०-४-० બેન ગોદાવરીબેન લાલસિંહ
०-२-० શ્રી. શિવકુમાર રામસિંહ
०-४-० બેન કંચનબેન
०-४-० શ્રી. કિરીટસિંહ
०-२-० બેન ઝવેરબાળા
०-४-० શ્રી. મોહનસિંહ નારણસિંહ
०-४-० બેન પ્રેમબાઈ
०-४-० ,, લાભુબેન રૂપસિંહ
०-२-० શ્રી. યશવંતસિંહ
०-४-० બેન હરિબા લાલસિંહ
०-३-० ,, કેશરબેન તથા એક બેન
०-४-० ,, માણેકબેન
०-४-० શ્રી. હરિલાલ અંબાશંકર
०-४-० ,, વિઠ્ઠલદાસ પુરુષોત્તમદાસ
०-८-० ,, ઈશ્વરજી શ્યામજી
१-०-० બેન મંછાબેન ભવાનસિંહ
०-२-० ,, રમાબેન જાલમસિંહ
०-२-० શ્રી. રમેશ મોહનસિંહ
०-२-० બેન શાંતાબેન
०-२-० ,, ગુલાબબેન

કુંતિયાણામાં કાર્તિકીની પૂજનભેટ:—

१-०-० શ્રી. શામજી રણછોડ
१-०-० ,, લક્ષ્મીશંકર ઓધવજી
०-४-० ,, કેશવજી માવજી
०-२-३ ,, જાદવજી માવજી
०-४-० ,, રુગનાથસિંહ
०-८-० ,, ખેંગારસિંહ
०-४-० ,, રણજિતસિંહ
०-४-० ,, રૂપસિંહજી
१-०-० ,, રામસિંહ સબળસિંહ
०-४-० ,, માનસિંહ નથુસિંહ
०-४-० ,, દામજી ગોવિંદજી
०-४-० ,, દેવશંકર રણછોડ
०-४-० ,, માવજી મૂળજી

०-४-० શ્રી. કિરીટસિંહ
०-४-० ,, ખેંગારસિંહ ઠાકોર
०-१-६ પરચુરણ
०-८-० શ્રી ઈશ્વરજી શ્યામજી
०-४-० ,, માણેકચંદ પાનાચંદ
०-४-० ,, હરિલાલ અંબારામ

७-३-९
०-२-० શ્રી જયાશંકર મયારામ ભટ્ટ
१-०-० ,, રવિશંકર મહાશંકર રાવળ
१-०-० ,, નિરંજનકુમાર જયેષ્ઠારામ ભટ્ટ
१-०-० ,, જેઠાલાલ ભટ્ટ
१-०-० ,, મુકુંદરાય દેસાઈ
०-८-० ,, જયશંકર મયારામ ભટ્ટ
१-४-० અ. સૌ. કાંતાબેન શાંતિલાલ
१-४-० શ્રી શંભુલાલભાઈ વોરા
०-८-० બેન દેવયાની જે. ભટ્ટ
०-८-० શ્રી. જયાશંકર મયારામ ભટ્ટ
०-४-० ,, ભીમશંકર ગવળ
०-२-० ,, ચઉભા-મોજીદડ
१-०-० ,, નરોત્તમ પરભુ-ગણદેવી
५-०-० ,, રૂગનાથ જાદવજી-મુંબઈ
०-४-० ,, બટુકરાય ધોળકિયા
१८-१४-० ,, પોરબંદર આનંદાશ્રમમાં કાર્તિકી પૂર્ણિમાપર મહાપૂજનની ભેટના હા શ્રી શાસ્ત્રીજી વિશ્વનાથભાઈ
१-०-० શ્રી લાલજી કાલાભાઈ-પોરબંદર
१-४-० ,, બટુકરાય વસંતરાય ધોળકિયા -પાટણ
१-०-० શ્રી. વસંતરાય છબીલારામ ધોળકિયા -પાટણ
४-९-० ,, ગીતાજયંતીના દિવસે-નવાગામ આનંદાશ્રમમા પૂજન ભેટ
५-०-० શ્રી. વેલજી ડોસા-કરાચી

१-४-० વકીલ અમૃતલાલ હરિશંકર -પોરબંદર
१-०-० પ્ર કાશીરામ શર્મા દીક્ષા ભેટના
७-०-० શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ -પોરબંદર
२-०-० ,, વિઠ્ઠલદાસ ગોકળદાસ-રાજકોટ
३-१५-६ ,, દત્તજયંતીના દિવસે પૂજન ભેટ શ્રી આનંદાશ્રમ-નવાગામમાં
०-४-० ,, ગિરજાશંકર ત્રિકમજી-મેંદરડા
३-११-० ,, આનંદાશ્રમ નવાગામમાં ગ્રહણ-ના દિવસે પૂજન ભેટના
२-८-० કાર્તિકી પૂર્ણિમાની ભેટના સીણુદાખા
१-१०-३ કાર્તિક માસમાં પરચુરણ ભેટ
०-८-० શ્રી રામજી વિશ્રામ પૂજારા-કરાચી
१-४-० ,, નથુભાઈ મોનદાસ-જૂનાગઢ
०-१०-३ શ્રીમાન્ ભટ્ટ સાહેબનું કુટુંબ
०-५-० શ્રી. જમનાદાસ કાનજી-લુશાળા
२-०-० ,, ખેતસી મોરારજી-કરાચી
०-९-६ પરચુરણ
१-०-० શ્રી. મબળસિંહ જાલમસિંહ
२-०-० ,, કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
०-८-० ,, જીવનલાલ બરડિયા
२-८-० ,, જયસિંહ માધવસિંહ
०-४-० બેન કસ્તુરબેન-બીલખા
७५-१४-० શ્રી શેઠ રાજસી જીવરાજ-મુંબઈ તરફથી માસિક સાત્ત્વિક દાન માટે ડીસેમ્બર માસના
१-५-० શ્રી ચત્રભુજ સુંદરજી-મુંબઈ
६-४-० ,, ફરશુરામ મહાશંકર-મીઠાપુર
०-४-० બેન કસ્તુરબેન-બીલખા
५-०-० શેઠ અબુબ અકબર હાજી નુરમહમદ કુતિયાણા રા. મગનલાલ રામજી
१-४-० શ્રી. પ્રેમદાસ આસજી-કાલકી
१-०-० ગૌરીશંકર લીલાધરજી-વીસાવદર





Reg. No. B. 3087.

સને ૧૯૪૭ તા. ૨૫ જાન્યુઆરી

# વિજ્ઞપ્તિ

શ્રીમન્નાથસત્સંગમંડળતરફથી માધવબાગમાં દરરવિવારે સવારે ૧૦ થી ૧૧ કથા-કીર્તન ને પ્રવચન થશે. તે પ્રસંગે સૌ બંધુઓને લાભ લેવા વિનતિ કરવામાં આવે છે.

આ મંડળતરફથી પૂજ્યપાદ સદ્ગુરુદેવ શ્રીમન્નાથભગવત્પ્રણીત ગ્રંથો શ્રીબીલખા આનંદાશ્રમને ભાવે મળશે. તેમજ કાંઈ પણ ડિપોઝીટ લીધા વગર જિજ્ઞાસુઓને વાંચવામાટે પણ આપવામાં આવશે. સંધ્યાદિ નિત્યકર્મનાં પુસ્તક વિનામૂલ્યે આપવામાં આવશે. પત્રવ્યવહારનું શિરનામું:-૩૩, ખોખા-બજાર, મુંબઈ નં. ૩.

લિ. "શ્રીમન્નાથસત્સંગમંડળ"-મુંબઈ.

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(કાઠિઆવાડ)
તરફથી
ગ્રંથ બુક પોસ્ટ સામયિક પત્ર
P. O. Bilkha (Kathiawar-India)
આનંદાશ્રમ
છાપ્યું શ્રી. મુંબઈ ગુજરાતી પ્રેસ
નં. ૩૯૫ વિઠ્ઠલભાઈ રોડ, કોટ મુંબઈ-૧

## પૂજ્યપાદ સદ્ગુરુદેવનું મહાપૂજન

શ્રીમન્નાથસત્સંગમંડળતરફથી મહાશિવરાત્રિના પવિત્ર દિને માઘ વદિ ૧૪ તા. ૧૯ ફેબ્રુઆરી બુધવારે સવારે ૯ાા થી ૧૦ાા વિશ્રામભવનમાં પૂજ્યપાદ સદ્ગુરુદેવ શ્રીમન્નાથભગવાનનું ષોડશોપચારથી મહાપૂજન થશે. આ પ્રસંગે સૌ બંધુઓને લાભ લેવા વિનતિ કરવામાં આવે છે. લિ. શ્રીમન્નાથસત્સંગમંડળ-મુંબઈ

## પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનનો ૧૩ મો પાટોત્સવ

શ્રીમન્નાથસત્સંગમંડળતરફથી પૂજ્યપાદ સદ્ગુરુદેવ શ્રીમન્નાથભગવાનનો ૧૩ મો. પાટોત્સવ ફાલ્ગુન સુદિ ૫ ફેબ્રુઆરી તા. ૨૫ મંગળવારે ઉજવાશે.

તે મંગળ પ્રસંગે વેદઘોષ, પૂ. સદ્ગુરુદેવનું મહાપૂજન, પ્રાર્થના પ્રવચન ને ભજન-કીર્તન થશે. સ્થળ ને કાર્યક્રમનો સમય સ્થાનિક વર્તમાનપત્રોમાં જાહેર કરવામાં આવશે. લિ. શ્રીમન્નાથસત્સંગમંડળ-મુંબઈ.

——[*]——

## શ્રીદક્ષિણામૂર્તિન્નાથમંદિરનો પાટોત્સવ

નવાગામ-શ્રીઆનંદાશ્રમમાં આવતા ફાગણ સુદિ ૫ ના દિવસે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુ પરમાત્માનાં પૂ. પ્રતિમાજીની પ્રતિષ્ઠાનો દિવસ હોઈ પાટોત્સવ નિમિત્તે પૂજ્યપાદશ્રીનાં પ્રતિમાજીનું ષોડશોપચાર વિધિથી મહાપૂજન વગેરે કરવામાં આવશે.

વર્ષ ૧૫ મું
પોષ
અંક ૮
સંવત્ ૨૦૦૩

॥ ૐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम





શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પી બીલખા

सुधास्रवं नाथवचः प्रसन्नं सुधास्रवं नाथविलोकितं च ।
सुधास्रवं नाथमनः प्रसन्नं सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

સુધાસ્રવતું છે નાથનું નિર્મળ બોલવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ જોવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ અંતઃકરણ ! સુધાસ્રવતું છે નાથના નિવાસનું નિર્મળ ધામ-આનંદાશ્રમ

# અનુક્રમણિકા



——[ * ]——

## વાંચો

### ? ? જરૂરી ? ?

આ " આનંદાશ્રમ " માસિકના વર્ષ ૧૫માનો ૭મો અંક પ્રસિદ્ધ થાય છે. " આનંદાશ્રમ " પત્રના ગ્રાહક બંધુઓએ પોતાનું ચડત લવાજમ તુરતજ મનીઓર્ડરથી મોકલી આપવા વિનતિ છે, કે જેથી વી. પી. કરવાનો નકામો ખર્ચ કરવો ન પડે. બે કે ત્રણ વરસનાં ચડેલાં લવાજમોવાળા તરફથી વી. પી. પાછાં આવવાથી ધાર્મિક પ્રચારમાં નુકસાન થાય એમ સૌ કોઈ સમજી શકે છે.

વ્યવસ્થાપક " આનંદાશ્રમ "

——[ * ]——

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.

માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ।

અર્થ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૫ મું ]     સંવત્ ૨૦૦૩ પોષ     [ અંક ૮ મો

## श्रीसद्गुरुमहिमा

શ્રીનાથજયંતી મહોત્સવવેળાએ બનાવેલ ગીત

[ લેખિકા.—શ્રીમતી બેન મણિબેન-જોરાવરનગર ]

"મન માયાના કરનારા રે જરા, જોને તપાસી તારી કાયા"—એ રાગ

નાથ પ્રભુ આપની ગતિ છે ન્યારી ન્યારી, કોઈ પરખે વિરલ અધિકારી.

મૃત્યુલોકમાં જન્મ ધરીને, ભક્તોનાં કામજ કરીયાં,<br>બાલ્યવયમાં ત્યાગ કરીને, મુચકુંદગુહામાં વાસ કરીયા રે. કોઈ૦ ૧

વાઘવરૂથી ભયાનક ગુહામાં, અવિચલ આસન સ્થાપિયાં;<br>મોહમાયામાંથી મુક્ત થઇને, આત્મસાક્ષાત્કાર મેળવ્યા રે. કોઈ૦ ૨

બીલખામાં આનંદાશ્રમ બનાવ્યો, શોભા બની છે મનોહારી;<br>સિંહાસનપર મારો વાલો બિરાજે, સેવક ઊભા છે ચમર ઢાળી રે. કોઈ૦ ૩

સોરઠ ગુજરાતમાં ધર્મ ફેલાવી, તાર્યાં છે નર ને નારી,<br>અજ્ઞાન અંધકારે ઓળખી શક્યા નહિ, કોઈથી ન જાય કળાઈ રે. કોઈ૦ ૪

સદ્ગુરુને ચરણે સેવક આવે, અવિચળ પદવી આપે;<br>દીનદયાળુ અધિકાર જોઈ, અંતરમાં શાંતિ સ્થાપે રે. કોઈ૦ ૫

અડસઠ તીરથરૂપ દામોદર રેવતી, મુચકંદ નીલકંઠ બન્યાં કાશી;
શાંતિ શીતળતા તૃપ્તિ દેનારી, દેવોની મૂર્તિ ચમત્કારી રે. કોઈ૦ ૬

તરણાના વ્હાલે મેરૂ બનાવ્યા, મેરૂના તરણજ કરીયા;
જંગલમાં વ્હાલે મંગલ વસાવ્યાં, જીર્ણોદ્ધારથી સ્મરણ કરાવ્યાં રે. કોઈ૦ ૭

કરસંપુટ કરી અરજ કરું છું, સેવિકાને ચરણે લેજો;
અંતિમ સમયે લેજો ઉગારી, દયા કરી દર્શન દેજો રે. કોઈ૦ ૮

---

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પરમાત્માનો અનન્યભક્ત જ્યારે ઇચ્છા કરે ત્યારે તે પોતાના હૃદયમાં ને અન્ય પ્રાણિપદાર્થમાં પોતાના પ્રિયતમ ને પરમાનંદરૂપ પ્રભુને જોવાના સામર્થ્યવાળો થાય ત્યારે તે ભક્તને દિવ્ય દૃષ્ટિની પ્રાપ્તિ થઈ કહેવાય.

પોતાના ત્રણ દેહનો તથા તેના ત્રણ અભિમાનીનો બાધ થઇ અને દૃશ્ય પ્રપંચની ત્રણ અવસ્થાનો બાધ થઈ મુમુક્ષુને જ્યારે સર્વત્ર એક સ્વયંપ્રકાશ બ્રહ્મતત્ત્વ જણાય ત્યારે તેને બ્રહ્મસાક્ષાત્કાર થયો કહેવાય.

જીવને શિવ થવામાટે જીવે પલટાઇજ જવું જોઇએ.

હૃદયને પ્રભુભક્તિથી ને અભેદભાવથી છલોછલ ભર્યાં કરવું. પ્રભુકૃપાના વિચારથી હૃદય ભરાઇ આવે તે પણ હિતકર છે. ભક્તિવડે મનને અધિક અધિક રંગી તેને પ્રભુમાંજ સજ્જડ ચોંટાડી રાખવું.

પ્રભુના અનન્ય ભક્તના હૃદયમાં આવા ત્રણ પ્રકારના નિશ્ચય ક્રમથી ઉદય પામે છે.

૧ હું પ્રભુનોજ છું, ૨ પ્રભુ મારાજ છે, ૩ પ્રભુનું સ્વરૂપ તેજ મારું સ્વરૂપ છે.

પ્રભુનું માહાત્મ્ય જેટલું સમજાય તેટલો પ્રભુમાં પ્રેમ વધે છે, જેટલો પ્રભુમાં પ્રેમ વધે છે તેટલું ભક્તનું મન પ્રભુમાં સ્થિર થાય છે, અને જેટલું ભક્તનું હૃદય પ્રભુમાં સ્થિર થાય છે તેટલો તેના હૃદયમાં આનંદનો અનુભવ થાય છે.

પ્રભુભક્તના હૃદયમાં જ્યારે સત્ત્વગુણનો વધારો હોય, ને તે વિશેષ પરમાત્માભિમુખ હોય ત્યારે તે ભક્તને પરમાત્માનાં અનાયાસે દર્શન થઇ જાય છે. હૃદયની વિપરીત સ્થિતિમાં તેમનું અદર્શન પણ સ્વાભાવિકજ હોય.

બાલકને જેમ સામાન્ય રીતે સર્વ સારાં માણસોમાં મૈત્રી જેવો ભાવ હોય છે તેમ મુમુક્ષુએ શ્રેષ્ઠ જીવોમાં મૈત્રી ભાવ રાખવો.

ભારવાહી મનુષ્ય જેમ પોતાના માથા પરનો ભાર ઉતારવાથી પ્રસન્ન થાય છે તેમ શુભ કર્મવડે પોતાના હૃદયપરના પાપરૂપ ભારને ઉતારતા મનુષ્યને જોઇ મુમુક્ષુએ પ્રસન્ન થવું.

ધાત્રી (ધાવ) જેમ પરના નાના ને અજ્ઞાની બાલકપર પણ દયા રાખે છે તેમ મુમુક્ષુએ દુ:ખી જીવોપર દયા રાખવી.

મનુષ્ય જેમ ત્યાગ કરેલા મલની ઉપેક્ષા કરે છે તેમ મુમુક્ષુએ પાપી માણસોની ઉપેક્ષા કરવી.

વર્તમાન જન્મમાં જે પુરુષ હોય તે તેનાં કર્માનુસાર અન્ય જન્મમાં સ્ત્રી પણ થાય, ને આ જન્મમાં સ્ત્રી હોય તે ભાવિ જન્મમાં પુરુષ પણ થાય તેમના સૂક્ષ્મ શરીરમાં કાંઇ પણ ભેદ નથી.

જીવનું પ્રારબ્ધ કર્મ પૂરું થઇ જવાથી તેના સ્થૂલ શરીરમાંથી સૂક્ષ્મ શરીર સહિત જીવાત્મા નીકળી જાય તે મૃત્યુ કહેવાય છે.

ઈશ્વર કોઇના ઉપર કોપ કે ઉપકાર કરતા નથી. જીવોને પોતપોતાનાં અશુભ કે શુભ કર્મ પ્રમાણે તેમના કોપની ને તેમની દયાની પ્રતીતિ થાય છે

મનની નિરર્થક ભ્રમણાઓને વશ રાખી સ્વકર્તવ્યપરાયણ રહેવાથી મનુષ્યનું હિત સધાય છે.

સવારે તથા સાંજે સંધ્યાવંદન કર્યા પછી પદ્માસને બેસી નાભીને બરડાની કરોડ-તરફ ખેંચવાની ક્રિયા આશરે ૧૨૫ વાર કરવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત રહેશે, તજાગરમી ન્યૂન થવા લાગશે, ને બરડાનો તથા કેડનો દુખાવો શાંત થશે. એ ક્રિયામાં આશરે પાંચ કે છ મિનિટ લાગવા સંભવ છે (ચાલુ)

——[ * ]——

## મદાલસા

[ અનુવાદકઃ-શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન પૃષ્ઠ ૭૨થી )

लेपादुल्लेखनात् सेकाद्वेश्मसंमार्जनार्चनात् ॥

ઘરને અશુદ્ધિના પ્રકારને અનુસરીને લીંપવાથી કે જુનું લીંપણ ઉખેડીને પાછું લીંપવાથી કે જળ છાંટવાથી કે વાળી નાખવાથી કે સારા ઉપસ્કર ગોઠવવાથી શુદ્ધ થાય છે.

केशकीटावपन्नेऽन्ने गोघ्राते मक्षिकान्विते ।
मृदंबुभस्मना तात प्रोक्षितव्यं विशुद्धये ॥

અન્ન વાળ કે કીડીવાળું હોય કે ગાયે સુંઘેલું હોય કે માંખીવાળું હોય તો તેને શુદ્ધ કરવા માટી જળ કે ભસ્મ છાંટવી

---

### શુદ્ધિ

ગત કાર્તિકના અંકમાં પૃષ્ઠ ૯૪ મે ત્રીજા પરિચ્છેદમાં નીચે પ્રમાણે છપાયું છે.

"તે પછી સ્વાયંભુમનુ સહિત મનુઓનું એક સપ્તક સપૂર્ણ થયું છે અને દ્વિતીય સપ્તકના પહેલા વૈવસ્વત શ્રાદ્ધદેવમનુ વર્તમાનમાં મનુ છે તેને પણ અઠ્ઠાવીશમી ચોકડી ચાલે છે."

તેને સ્થાને નીચે પ્રમાણે સુધારી લેવાનું છે

"તે પછી સ્વાયંભુમનુ સહિત મનુઓનું એક સપ્તક સપૂર્ણ થવા આવ્યું છે અને તે સપ્તકના છેલ્લા વૈવસ્વત શ્રાદ્ધદેવમનુ વર્તમાનમાં મનુ છે તેની પણ અઠ્ઠાવીશમી ચોકડી ચાલે છે.

औदुंबराणामम्लेन क्षारेण त्रपुसीसयोः।
भस्माम्बुभिश्च कांस्यानां शुद्धिः प्लावो द्रवस्य च॥

તાંબાનાં પાત્રોની શુદ્ધિ આમલીથી, કલઈ અને સીસાનાં પાત્રોની શુદ્ધિ ક્ષારથી. કાંસાનાં પાત્રોની શુદ્ધિ રાખ અને પાણીથી અને પ્રવાહી પદાર્થની શુદ્ધિ ગળી નાંખવાથી થાય છે.

अमेध्याक्तस्य मृत्तोयैर्गंधापहरणेन च।
अन्येषां चैव तद्द्रव्यैर्वर्णगंधापहारतः॥

અપવિત્ર કે ગંદા પદાર્થવડે ખરડાયેલા પદાર્થની શુદ્ધિ માટીવડે અને જળવડે ગંધ કાઢી નાંખવાથી થાય છે, અને બીજા પદાર્થોની શુદ્ધિ તે તે પદાર્થોને અનુકૂળ ઔષધિવડે અશુદ્ધિનો રંગ અને ગંધ કાઢી નાખવાથી થાય છે.

चाण्डालैरन्त्यजैश्चैव म्लेच्छैरस्पृश्यजातिभिः।
स्पृष्टमक्षालितं धान्यमनर्हं सर्वकर्मणि॥

ચંડાળ અંત્યજ મ્લેચ્છ અને અસ્પૃશ્ય જાતિના મનુષ્યે અડેલું ધાન્ય ધોયાવિના સર્વ પવિત્ર કર્મોમાં ઉપયોગ કરવા યોગ્ય નથી.

द्रोणादधस्तु यद्धान्यं तस्यायं विधिरुच्यते।
द्रोणादूर्ध्वं तु यद्धान्यं प्रोक्षणादेव शुध्यति॥

પણ ઉપર જે કહ્યું તે ચાર અધોળસુધીના ધાન્યમાટે સમજવું તે ઉપરાંતના ધાન્યને માત્ર જળ છાંટવાથી શુદ્ધ થાય છે.

रथ्यासु पतितं धान्यं दृष्ट्वा यत्नेन वंदयेत्।
उद्धृत्य मूर्ध्नि धारयेल्लक्ष्मीर्नश्यति चान्यथा॥

શેરીઓમાં ધાન્ય પડેલું દેખાને પ્રયત્નપૂર્વક તેને વંદન કરવું અને તેને ઉપાડીને મસ્તકે લેવું. એમ ન કરાય તો લક્ષ્મીનો નાશ થાય.

शुचि गोतृप्तिकृत्तोयं प्रकृतिस्थं महीगतं।
तथा मांसं च चंडालक्रव्यादादिनिपातितं।
रथ्यागतं च चैलादि तात वाताच्छुचि स्मृतं॥

જેટલું જળ પીતાં ગાયને તૃપ્તિ થાય તેટલું જળ મેલવિનાનું પૃથ્વીમાં રહેલું હોય તે પવિત્ર જ જાણવું. એવી રીતે ચંડાળ પાસેથી પડેલું કે હિંસક પશુના મુખમાંથી પડેલું માંસ શુદ્ધ જ જાણવું, અને શેરીમાં પડેલાં લુગડાં તથા એવી બીજી વસ્તુઓ હે તાત! માત્ર પવન લાગવાથી જ શુદ્ધ થએલી જાણવી.

गजोऽग्निरश्वो गौश्छाया रश्मयः पवनो मही।
विप्रुषो मक्षिकाद्याश्च दुष्टसंगाददोषिणः॥

હાથી અગ્નિ ઘોડો ગાય છાયા કિરણો પવન પૃથ્વી ઝીણાં જળનાં ટીપાં માખી ઇત્યાદિ દુષ્ટ સંગથી પણ તેઓ દોષવાળાં થતાં નથી. એટલે અશુદ્ધના સ્પર્શથી તે કોઈ પણ અશુદ્ધ થતાં નથી.

अजाश्वौ मुखतो मेध्यौ न गौर्नरस्य चाननं।
मातुःप्रस्रवणे मेध्यं शकुनिः फलपातने॥

બકરાં અને ઘોડાં મુખથી પવિત્ર જ જાણવા એટલે બકરાંનું અને ઘોડાનું મુખ પવિત્ર જાણવું ગાયનું અને વાછડાનું મુખ પવિત્ર ન જાણવું માનું દુધ પવિત્ર જાણવું. અને શકરો ઝાડમાથી ફલ પાડે તે પ્રસગે તેને અપવિત્ર ન જાણવો

आसनं शयनं यानं नाव पथि तृणानि च ।
सोमसूर्यांशुपवनैः शुध्यन्ते तानि पण्यवत् ॥

બેસવાનું આસન, સૂવાની પથારી, વાહન, હોડી માર્ગમા પડેલા તણખલાં, એ સર્વ બજારની વસ્તુઓની પેઠે સૂર્ય અને ચદ્રના કિરણોવડે તથા માથે પવન ફરી જવાથી શુદ્ધ થાય છે.

रथ्या प्रसर्पणे स्नाने क्षुतपानान्नकर्मसु ।
आचामेत यथान्यायं वासो विपरिधाय च ॥

શેરીમાં ફરીને, નાહીને, છીંક ખાઇને, પાણી પીને, ભોજન કરીને અને વસ્ત્ર બદલીને કહેલા વિધિવડે આચમન કરવુ જોઈએ (ચાલુ)

---

## અમૃત

[ લેખકઃ—શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝા ]

આત્મા અવિકારી, વ્યાપક, નિર્ધર્મક અને નિર્વિશેષ હોવાથી અમૃત છે, દેહ વિકારી પરિચ્છિન્ન ધર્મવાન અને સવિશેષ હોવાથી મૃત છે અજ્ઞાન—અત કરણ—અહકારના ધર્મ, ઇન્દ્રિય આદિના ધર્મ—સ્થૂળ શરીર—તેના ધર્મો અને શરીર સબધી શરીરથી બહારના પુત્ર ભાર્યા ગૃહ આદિ વિશિષ્ટ ચૈતન્ય ભક્ત થવાથી, કર્મી થવાથી, જ્ઞાની થવાથી, દાતા થવાથી, શૂરા થવાથી અને કુશળ રાજનીતિજ્ઞ થવાથી પોતાની કીર્તિ અમૃત—અમર કરી ગયા છે, કરે છે અને હવે પછી કરશે છતાં અહંકાર વિશિષ્ટ ચૈતન્ય પોતાના શુદ્ધ જ્ઞાનસ્વરૂપ ચૈતન્યને ઓળખી, હું આત્મા છુ, હું એકરસ સચ્ચિદાનંદ ઘન બ્રહ્મ છું એમ સમજી અખડ શાતિ સુખ સપાદન કરી શોક, મોહ, રાગદ્વેષ આદિ દ્વંદ્વો સજી અમૃત છે માટે પુરુષાર્થવડે અમૃત થઈ શકે છે

દેવોને અમૃત મળ્યું, પણ શ્રીગીતાજીથી જણાય છે કે તેમનાં પુણ્ય પૂર્ણ થયે ચોરાશીને ઘેર, સદાચરણીને ઘેર જન્મ લઈ મનુષ્યજન્મ કૃતાર્થ કરવા પુનઃ પ્રયત્ન કરે છે

શ્રીઉપનિષદ્‌ના મન્ત્રોમાં, શ્રીગીતાજીના મન્ત્રરૂપ શ્લોકોમાં ઋષિમુનિઓને, જનક જેવા રાજર્ષિઓને, પૂજ્યચરણ આચાર્યોને, સન્યાસીઓને અને જ્ઞાની ગૃહસ્થોને અમૃત, લાધ્યુ છે, અને કૃતકૃત્ય થયા છે

રામાયણમાંથી, મહાભારતમાથી, પુરાણોમાથી અને અન્ય એવા પ્રકારના સદ્ગ્રંથોમાંથી પણ બહુજનોને અમૃત મળ્યું છે. જે મનુષ્યજીવનમાં સદ્ગ્રથોના પરિશીલનથી, જાણકાર મહાત્માઓના સ સગથી, ધ્યાનથી અને વિચારથી પુરુષાર્થ કરી અમૃત મેળવવા ચાહશે, તે અમૃત મેળવી અમર બની શકશે

સકામ કર્મ કરવાથી, સંતાન ભાર્યા વિત્ત આદિથી અમૃત પ્રાપ્તિ થતી નથી, પણ અંતઃકરણને શુદ્ધ કરવાથી, સ્થિર કરવાથી, ને ધ્યાનવિચારવડે સૂક્ષ્મ કરવાથી શાસ્ત્રીય સસ્કાર. પામેલુ મન, આત્મા પોતાનું મૂળ સ્વરૂપ હોવાથી આત્મરૂપ બની અમૃત મેળવી શકે છે.

કોઈ કહે છે કે આ નામરૂપાત્મક સંસારમાં અધરામૃત છે, વચનામૃત છે, ચંદ્રામૃત છે, ઉપદેશામૃત અને જ્ઞાનામૃત છે, પણ, અધરામૃત વચનામૃત, ચંદ્રામૃત, ઉપદેશામૃત એ ચારથી આત્મામૃત ચઢે છે, એટલે જ્ઞાનધ્યાનથી પ્રાપ્ત આત્મા–અમૃત છે એમ સત્સંગ શ્રવણથી સમજાય છે તેથી આત્મામૃત શ્રેષ્ઠ છે.

માનવજીવન મળ્યા છતાં, સુંદર બુદ્ધિ મળ્યા છતાં, સત્સંગ કરવાનો યોગ મળ્યા છતાં, જીવનનિર્વાહની સુંદર તક મળ્યા છતાં જે આત્મામૃત ન મેળવી શકે તે પામર જન આત્મહત્યારા છે.

અમૃત મેળવવા અહંકારને અને અહંકારના ધર્મો કામ, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, લજ્જા આદિથી કેવળ અલગ જ્ઞાનરૂપ ચૈતન્ય–આત્માને મહાપ્રયત્ન કરી ઓળખવા જરૂર છે. જેમ જેમ વિવેક વૈરાગ્ય અને દૈવી સંપત્તિના પાલનવડે યોગ્ય સત્સંગ જામતો જશે, તેમ તેમ સંતોષ, શાંતિ અને સુખ પ્રાપ્ત થતાં જશે.

આત્મામૃત મેળવવાની ધગશ રાખનાર પોતે જ આત્મામૃત છે, માટે ધારે તો નિત્ય નિરંતર શુભ પ્રયત્ન થકી મેળવી કૃતાર્થ થાય છે.

હું પોતે આત્મા છું, તું પોતે આત્મા છે, તે પોતે આત્મા છે, આમાં હું, તું અને તે ભિન્નભિન્ન છે. પોતે આત્મા પર્યાય હોવાથી–સળંગસૂત્ર હોવાથી પોતે–આત્મા નિર્લેપ–અસંગ હોવાથી–નિખાલસ હોવાથી કેવળ જ્ઞાનસ્વરૂપ હોવાથી અમૃત છે.

પોતાના અહંકારને ઓળખવાથી પોતાનું અજ્ઞાન ઓળખાશે, અહંવૃત્તિઓને ઓળખવાથી, વૃત્તિઓવડે ઓળખાતા પ્રાણિપદાર્થો સાથે જીવને થતા સંબંધને ઓળખવાથી અને તે સંબંધવડે થતા **अहं मम** ને ઓળખવાથી તે સઘળાં મારાથી ભિન્ન છે. મારાથી જે જે રૂપો, આકારો, નામો, અને વિચારો ભિન્ન છે તેથી તે દશ્ય છે, દશ્ય છે તેથી પરિણામી છે, દેશ કાળ વસ્તુવડે એ દશ્ય પરિચ્છિન્ન છે. એ દશ્યોથી ભિન્ન હું દ્રષ્ટા કેવળ સાક્ષી સ્વરૂપ છું. હું આત્મામૃતવડે દશ્ય સૌ અમૃત નહિ છતાં અમૃત સદશ ભાસી રહ્યાં છે.

આ આત્મામૃતે સૌ દશ્ય ઉપર અમીનો છાંટો નાંખવાથી શોભી રહ્યાં છે, લલચાવી રહ્યાં છે અને વિકારવાળાં હોવાથી દશ્યો ઉપદેશામૃત આપી રહ્યાં છે. માનવી ચેત ! અમે દશ્યો તો જન્મમરણ આદિ વિકારી છીએ. દેહ અને દેહના સંઘાત સાથે જોડાઈ રહ્યા છતાં **तत्त्वमसि** આદિ મહાવાક્યોવડે તું તારા શુદ્ધચેતન સ્વરૂપે બની રહે, આનંદ સ્વરૂપે બની રહે, મનવાણીનો વિસ્તાર કર નહિ.

આ દશ્યોમાંથી નામરૂપ અને ક્રિયાને બાધ પમાડતાં એટલે આ નામરૂપ અને ક્રિયા હું નથી તેમ મારી નથી હું તો આ નામરૂપ ક્રિયાસ્વરૂપે જણાતા મિથ્યા સંસારમાં ભિન્નભિન્ન જણાતાં સર્વમાં અસ્તિ, ભાતિ અને પ્રિય રૂપે સળંગસૂત્ર હું આત્મા વિરાજી રહ્યો છું, એમ સમજી નિત્ય નિરંતર પોતાના બ્રહ્મસ્વરૂપે સ્થિત થશે તે "**अहं ब्रह्मास्मि,**" "**इदंखल्वु ब्रह्म नेह नानाऽस्ति किंचन**" આ ઉપનિષદ્ વાક્યોનો ગંભીર અર્થ સમજશે, તે આત્મામૃત થશે–મેળવશે.

શ્રી ગીતા કહે છે કે નિષ્કામકર્મી થવું હોય, ભક્ત થવું હોય, યોગી થવું હોય અને જ્ઞાની થવું હોય તો પ્રભુપ્રીત્યર્થે લૌકિક વૈદિક કર્મ કર, પરમ પુરુષાર્થરૂપ પરમગતિને પામવા પ્રભુનો થઈને રહે, અનાસક્ત થઈ જીવન વ્યતીત કર, અને પ્રાણિપદાર્થમાં નિર્વેર ભાવે રહે તો આત્મામૃત કરતલામલકવત્ છે. **इति शिवम्** ॥

———[ * ]———

॥ ॐ ॥

# भगवान् के महेश्वर

## પાઠ ૧ લો[1]

મુકુંદ'—બા ! તમે કાલે કહ્યુ હતુ કે હુ ભગવાનની વાત કરીશ, તો અત્યારે કરોને !

બા'—બધા છોકરા શાતિથી બેસી જાઓ સૌ પલોઠી વાળીને બેસો

પ્રશ્ન'—ભાઈ ! રમેશ તુ કહે આ ટેબલ કોણે બનાવ્યુ ?

ઉત્તર —સુતારે.

પ્રશ્નઃ—ચદુભાઈ ! તુ કહે આ લોટો કોણે બનાવ્યો ?

ઉત્તર —બા ! કમારાએ

પ્રશ્ન'—જ્યોત્સ્ના બહેન ! તુ કહે આ તાળુ કોણે બનાવ્યુ ?

ઉત્તર —બા ! લુહારે

બાઃ—ખરી વાત એ પ્રમાણે જુદી જુદી વસ્તુઓ તેના બનાવનારે બનાવી છે, પણ કહોઃ પેલો દેખાય છે તે ડુગર ને બીજા ડુગર, આપણી નદી અને બીજી નદીઓ, આપણે જેમાં આગબોટમા બેસીને ગયાં હતા તે દરિયો, ઉચે દેખાય છે તે આકાશ, એ બધુ કોણે બનાવ્યુ ?

રઘુનંદન બોલી ઊઠયો, બા ! કથામાં પુરાણીજીએ કહ્યુ હતું કે એ બધુ ને આખું જગત્ ભગવાને બનાવ્યુ છે

બાઃ—હા ભાઈ ! સાચી વાત તેં ઠીક યાદ રાખ્યું ભગવાને, જેનુ મૂળ નામ મહેશ્વર[2] છે તેમણે આપણને માણસોને ને બીજા બધાં પ્રાણીઓને સરજ્યાં છે, ને તેને માટે જાતજાતની વસ્તુઓ બનાવી છે. માણસોના આહારને માટે અન્ન ને ફળફળાદિ બનાવ્યાં છે, ને ઢોરને માટે ઘાસ બનાવ્યુ છે સૌને માટે પાણીને

---

૧ નાનામોટા છોકરાંમાટે તથા અજ્ઞાત મોટામાટે અઘરુ જણાય તે જાણકારે વિવેચન કરીને સમજાવવુ.

૨ જુઓ શ્વેતાશ્વેતરોપનિષત્-અધ્યાય ૪થો, મત્ર ૧૦મો —

"मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।"

(સાધક પ્રકૃતિને માયા જ જાણે, અને માયાના સ્વામીને મહેશ્વર જ જાણે )

વેદમાં-શ્રીઉપનિષદ્મા-શ્રીઅંતર્યામી ઈશ્વરનુ "મહેશ્વર" એવુ નામ ઉપર પ્રમાણે પ્રસિદ્ધ છે પાછળથી ઇતિહાસ ને પુરાણોમાં એ મહેશ્વરને જ તેઓશ્રીના અવતાર કાર્યો ઉપરથી "ભગવાન્" એવા નામથી વર્ણવેલા છે પછી વ્યવહારમાં માયાપતિ મહેશ્વરને માટે સાદો સરલ ભગવાન્શબ્દ રૂઢ થઈ ગયો છે

શ્રીમદ્ભગવદ્ગીતાના સાતમા અધ્યાયના ચૌદમા શ્લોકમાઃ—

"दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।"

( મારી આ ત્રણ ગુણવાળી માયા દુખે કરીને તરાય એવી છે. ) એ વચનથી શ્રીકૃષ્ણભગવાન્ પોતાને માયાપતિ જણાવે છે, અને પાચમા અધ્યાયના છેલ્લા શ્લોકમા પોતાને સ્પષ્ટ શબ્દોમાં "સર્વ લોક મહેશ્વર" કહે છે, એટલે ભગવાન્ ને મહેશ્વર એ બને પદો એક જ અર્થના વાચક છે એમ નિશ્ચય થાય છે.

માટે નદીઓ ને તળાવો બનાવ્યાં છે. અજવાળું આપવાને સૂરજ ને ચંદ્ર બનાવ્યા છે. ભગવાન્ (મહેશ્વર) આપણને સરજીને આપણને પાળેપોષે છે. તે બહુ દયાળુ છે.

કેશવચંદ્ર:—બા! એ ભગવાન્ ક્યાં છે? એ કેમ દેખાતા નથી? તે આપણે ઘેર કોઈ દિવસ કેમ આવતા નથી?

બા:—એ મહેશ્વર (ભગવાન્) બધી જગાએ છે. આપણા ઘરમાં તે છે. આપણામાં તે છે ને આપણી બહાર પણ તે છે. જ્યાં જોઈએ ત્યાં તે છે, પણ તેનું રૂપ બહુ ઝીણું છે તેથી આપણી આંખે તે દેખાતા નથી, જુઓને પવન આપણા શરીરમાં ને આપણી આસપાસ બધે ઠેકાણે છે, પણ આપણને તે આંખથી દેખાતો નથી તેમ ભગવાન્ અથવા મહેશ્વર પણ પવનથીએ બહુ ઝીણા રૂપવાળા હોવાથી આપણી આંખે દેખાતા નથી, પણ તે છે બધી જગાએ. બધી જગાએ જે ભરપૂર ભર્યા હોય તે વ્યાપક કહેવાય છે તે યાદ રાખજો. ભગવાન્ અથવા મહેશ્વર વ્યાપક છે.

ચંદ્રાવતી:—પણ બા! પુરાણીજીની કથામાં તો આવ્યું હતું કે ધ્રુવજીને ભગવાનની ભક્તિ કરવાથી ભગવાનનાં દર્શન થયાં હતાં; ને પ્રહ્લાદજીની રક્ષા કરવામાટે ભગવાને નૃસિંહરૂપનો અવતાર લીધો હતો.

બા:—હા બહેન! તારી વાત પણ સાચી છે. બધે ઠેકાણે વ્યાપી રહેલા ભગવાન્ (મહેશ્વર) એમ પોતે મનુષ્યને દેખાય એવું રૂપ ધરે છે, અથવા અવતાર લે છે—શરીર ધારણ કરે છે—ત્યારે ભાગ્યશાળી મનુષ્યને પોતાની આંખથી તેમનાં દર્શન થાય છે. પ્રભુ રામચંદ્રજી, પ્રભુ કૃષ્ણચંદ્ર વગેરે ભગવાનના અથવા મહેશ્વરના ઘણા અવતાર આ પૃથ્વી ઉપર થયા છે, ને હજી પણ બીજા અવતાર થશે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે હવે પછી ભગવાનનો કલ્કી અવતાર થવાનો છે. જ્યારે જરૂર પડે ત્યારે ભગવાન્ જગતનું રક્ષણ કરવા એ પ્રમાણે અવતાર લે છે.

ત્યારે હવે બધાં યાદ રાખજો કે ભગવાન્ (મહેશ્વર) ધુમાડાથી, વરાળથી ને પવનથી પણ બહુ ઝીણા રૂપવાળા છે, ને તે બધે સ્થળે રહેલા છે. આપણે બધાં તે ભગવાન્માંજ છીએ, ને ભગવાન્માંજ હરીએફરીએ છીએ. વળી તે એવા અતિશય ઝીણા રૂપવાળા વ્યાપક ભગવાન્ અથવા મહેશ્વર જરૂર જણાય ત્યારે અવતાર પણ લે છે.

ડાહી બહેન, જે બે હાથ જોડીને બેઠી હતી, ને ધ્યાન દઈને સાંભળતી હતી તે બોલી: અમને નિશાળમાં પરમેશ્વરની સ્તુતિ બોલાવે છે તેજ એ ભગવાન્ અથવા મહેશ્વર કે?

બા:—હા બહેન! તેજ એ ભગવાન્ કે મહેશ્વર. આપણા દેશમાં **દલપતરામભાઈ** કરીને મોટા કવિ થઈ ગયા છે તેમણે રચેલા એ વ્યાપક પરમેશ્વરના ત્રણ દોહરા હું તમને કહું છું તે બધા મોઢે કરીને વખતોવખત ગાજો. સાંભળો:—

દોહરા

"આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ;<br>ઘાસચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ. ૧

સોમાં પેસી ભોંયરે, કરીએ કાંઈ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત  ૨
ખાલી જગ્યા ખોળીએ, કણી મૂકવા કામ,
ક્યાંયે જગકર્તા વિના, ઠાલું ન મળે ઠામ  ૩

બોલો. વ્યાપક ભગવાનની જે, મહેશ્વરની જે, જે, જે, જે. સૌ જે બોલી છૂટા પડ્યાં.

મોટા બહેન જયગંગા બહેને ધીમે ધીમે સૌ બાળકોને ઉપરના દોહરા ક્રમે કરીને મોઢે કરાવ્યા, ને તે સૌ રમતા રમતાં પણ ગાવા લાગ્યાં તે દોહરાનો કાંઈ કાંઈ ભાવાર્થ પણ તેમણે છોકરાને સમયે વાતો કરીને બતાવ્યો

ઘરમાં નિત્યપ્રતિ સાંજના સત્સંગ ચાલતો હતો તેમાં ભગવાનના (મહેશ્વરના) સ્વરૂપની ને અવતારોની વાતો વધારે ચર્ચાવા લાગી, ને સમજુ છોકરા તે સાંભળીને તેમાંથી કાંઈ કાંઈ ગ્રહણ કરવા લાગ્યા.

---

॥ ॐ ॥

## भगवान् के महेश्वर

### પાઠ ૨ જો[1]

બધા છોકરા રમતાં હતા ત્યાં જ્યોતિના બહેન જોરથી બોલી ઉઠી ચાલો બધાં. બા જમીને ઊઠયાં હવે સોપારી ખાઈને આપણી પાસે આજે ભગવાનની વાતો કરશે. મને ભગવાનની વાતો બહુ ગમે છે બીજા છોકરાં પણ બોલવા મંડ્યાં અમને પણ બહુ ગમે છે સૌ દોડતા દોડતા ગયા, ને બાને વીંટળાઈને બેઠા

કેશવચંદ્ર—બા! તમે કહેલા કવિ દલપતરામભાઈના ત્રણે દોહરા મેં મોઢે કરી લીધા છે. લ્યો, બોલી દેખાડું એમ કહી તેણે બોલી દેખાડ્યા, ને બીજાં બધાં છોકરાએ પણ ઉત્સાહમાં આવી પ્રેમથી બોલી દેખાડ્યા પછી,—

ધર્મપાલ બોલ્યો—બા! મારે થોડુંક પૂછવું છે તમે કહો તો પૂછું બાએ આજ્ઞા આપતા તેણે પૂછ્યું ભગવાન્ અથવા મહેશ્વર બહુ ઝીણા સ્વરૂપમાં બધે સ્થળે છે, ને શ્રીકૃષ્ણ, ને શ્રીરામચંદ્રજી વગેરે રૂપે અવતાર લઈ આપણને દર્શન આપે છે એ વાત ખરી, પણ ત્યારે આપણે જુદા જુદા મંદિરોમાં જઈને મહાદેવજીનાં, ગણેશ પ્રભુનાં, ભુવનેશ્વરીમા વગેરેનાં દર્શન કરીએ છીએ, અને દંડવત્ કરીને સૂર્યનારાયણને પગે લાગીએ છીએ એ બધાં કોણ છે?

બા—ભાઈ! તેં બહુ સારૂ પૂછ્યું બેટા! પ્રભુકૃપાથી તારુ નામ છે તેવો તું થઈશ સાંભળો બધા. જેમ શ્રીરામચંદ્રજી, શ્રીકૃષ્ણભગવાન્ વગેરે વ્યાપક ભગવાન્ કે મહેશ્વરનાં સ્વરૂપ છે તેમ મહાદેવજી (શંકરદાદા), ગણેશપ્રભુ, ભુવનેશ્વરીમા ને સૂર્યનારાયણ એ પણ વ્યાપક ભગવાન્ કે મહેશ્વરનાં સ્વરૂપ છે. વ્યાપક ભગવાન્ કે મહેશ્વરના અનેક સ્વરૂપ કે અનેક અવતાર છે

ધર્મપાલ—હા બા! પુરાણીજીની કથામાં પણ આવ્યું હતું કે ભગવાનના ઘણા

---

૧ નાનાં મોટાં છોકરાંમાટે, અથવા અજાત મોટામાટે અઘરુ લાગે તે જાણકારે સમજાવવું.

અવતાર થયા છે. એ અવતારમાં ૨૪ અવતાર મુખ્ય છે, અને મોટા ઋષિઓ આજ થઈ ગયા છે તેમાંના પણ કેટલાક ભગવાનના અવતારરૂપ ગણાય છે.

બા:—હા ભાઈ! ખરી વાત. વ્યાસઋષિ એ વ્યાપક ભગવાન કે મહેશ્વરનો અવતાર ગણાય છે. એમણે લોકોના કલ્યાણને સારુ મહાભારત, અઢાર પુરાણ વગેરે મોટા મોટા ઘણા ગ્રંથો લખ્યા છે, જેમાંથી પુરાણીજી કથા વાંચે છે. આપણે ત્યાં શ્રીમદ્‌ભાગવતની પારાયણ થઈ હતી તે શ્રીમદ્‌ભાગવત શ્રીવ્યાસભગવાનનું રચેલું મહાપુરાણ છે. જમદગ્નિ ઋષિના પુત્ર ભગવાન પરશુરામ, કર્દમમુનિના પુત્ર કપીલભગવાન ને અત્રિમુનિના પુત્ર દત્તભગવાન એ પણ વ્યાપક પ્રભુના અવતાર મનાય છે.

એમ કહી બાએ કહ્યું: હવે મારે કામ છે એટલે વાત પૂરી કરીએ. બોલો સૌ "આસપાસ આકાશમાં" ત્રણે દોહરા સૌ સાથે સાથે બોલ્યાં, પછી બાએ શ્રીભગવાનની ત્રણ વખત જે બોલાવી, તે બોલીને સૌ છૂટાં પડ્યાં.

——[ * ]——

## પ્રણતિ

[ લે. કુમારીશ્રી નિર્મલાદેવી વેદાન્તતીર્થ, કાવ્યતીર્થ-દર્શનભૂષણ ]

હે ચરાચર સર્વે જીવોના અંતરાત્મસ્વરૂપ આત્મદેવ!
આ દૃશ્ય સંસારમાં સર્વત્ર વ્યાપ્ત ગૂઢરૂપે અનુપ્રવિષ્ટ!
સર્વગત તથા સર્વવ્યાપી સર્વાધિદેવ!
સર્વાત્મભાવે સાષ્ટાંગ પ્રણામ હો!

* * *

ઓ મારા દેવ દેવ! દેવાધિદેવ મહાદેવ! સર્વેશ્વર!
વેદ ને ઉપનિષદ્‌થી બ્રહ્મસંબોધનથી સંબોધિત આદિદેવ!
માયા ને ઈશ્વરના પણ મૂલાધિષ્ઠાનરૂપ સર્વાધિકાર!
અમૃતત્વ પ્રાપ્તિના શ્રુતિસેતો!
નિર્મલ-પ્રણતિ હો!

* * *

હે નાથ!
આપજ દિવ્ય જ્યોતિ છો.
આપજ જ્ઞાનની મૂર્તિ છો.
અને અજ્ઞાન અંધકારને નાશ કરવાવાળા આપ જ છો.
આપ જ પરમ ગુરુ છો.
આપ જ માતા, પિતા, બંધુ, સખા, સુહૃદ, આપ જ છો.
આપ જ મારા છો.
સર્વાત્મભાવે હું આપને જ માનું છું.
આપને મારા સર્વરૂપે નમસ્કાર જ હો!

* * *

હે નાથ ભગવંત ! આપની કૃપાથી અમે નિર્મલ સત્યને પ્રાપ્ત કરી લઇએ
હે કૃપાનાથ ! હૃદયમાં નિશદિન નિર્મળ વિચારોને ને દૈવી સંપત્તિને ધારણ કરીએ
દિવ્ય જ્યોતિના રૂપમાં પ્રાપ્ત થઇ જઇએ

*　　*　　*

હે નાથ ! આપ નિષ્કલ, નિષ્ક્રિય, નિરવયવ, નિષ્કલંક, જન્મરહિત, ( અજ )
અને મૃત્યુ વિરહિત ( અમૃત ) છો અમૃતના આતુર અમે
આપને પુન પુન: પ્રણામ કરીએ છીએ

*　　*　　*

પરમાત્મન્ ! આપ મન વાણીથી પરે છો,
દેશ, કાળ, વસ્તુ પરિચ્છેદ રૂપી સર્વ સીમાઓથી પરે છો,
આપ આત્માના પણ આત્મા છો આત્મારામ છો,
આપજ આ દશ્ય સૃષ્ટિનાં પ્રાણ છો
અને આ નિર્મળનાં ?

———[*]———

## बाळकोनो मुखपाठ

### પ્રાર્થના

[ લેખક.—સ્વ. શ્રી જ્યેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ–અમદાવાદ ]

( ગતાંક પૃષ્ઠ ૧૧૪ થી ચાલુ )

ભલું ઇચ્છતી પુત્રનું, પોષે છે જયમ માત,
દૂધ આદિક નિજના રસે, તેમ તમે સાક્ષાત્　　૧

પોષો છો અમ પ્રાણને, જલદેવ હે તાત;
તૃપ્ત કરો છો ઔષધિ, અન્ન નિવાસને કાજ　　૨

ચારે ભણીથી પામીએ, તમને તેને કાજ,
સમર્થ કરો અમને વળી, પુત્રજન્મને કાજ　　૩

રક્ષાયેલાં સૂર્યથી અમે જોઈએ આજ,
ચારે ભણીથી સ્વર્ગને, ધરાપાર મહારાજ　　૪

પ્રકાશરૂપ ને શ્રેષ્ઠ તેં, સૂર્યદેવનું ધ્યાન;
અતિવેગે ઉત્સાહથી, કરીએ થઈ મતિમાન　　૫

પ્રકાશરૂપ તે દેવને, પ્રકાશવાને વિશ્વ,
લઈ જાય ઉત્કર્ષથી, કિરણો સહુ અહર્નિશ　　૬

કિરણદેવ સમૂહના, સૂર્ય તમે આધાર;
મિત્રાવરુણ અગ્નિ એ, દેવોના અલંકાર　　૭

ચક્ષુરૂપ છો સર્વના, પામો ઉદય અત્યંત,
વિચિત્રતાથી દેવ હે, કળાય ના ભગવંત　　૮

સ્થાવર જંગમ સર્વના, આત્મરૂપ છો એક;
અંતરિક્ષને પૂરતા, સ્વર્ગપૃથ્વીને એક. ૯

પોતાનાં કિરણોવડે, થવા સર્વનું શ્રેય;
દેવોના ને જગતણા, બન્યા ચક્ષુ અજેય. ૧૦

તેજ તમારું શુદ્ધ છે, સર્વનું હિત કરનાર;
ઊગે ઊગમણું તેજ એ, ધરે ધ્યાન નરનાર. ૧૧

વર્ષ શત જીવીએ અમે, ચક્ષુ કર્ણ ને વાણ;
સતેજ રહી સર્વકાળમાં, ઉપાસનાને કાજ. ૧૨

દીનપણું અમને કદી, આવે નહિ મહારાજ;
સમર્થ કૃપાળુ હે પ્રભુ! એમ વિનવીએ આજ. ૧૩

સર્વ અહીં સુખિયા થજો, થજો નિરામય સર્વ;
સર્વ જુઓ અહીં ભદ્રને, થજો ન દુખિયાં કોઈ. ૧૪

માતા દેવ પ્રત્યક્ષ ને, તાત વળી છે દેવ;
ગુરુ અમારા દેવ છે, તે સૌના તત્ખેવ. ૧૫

સન્માને બહુ પ્રેમથી, વિજય થાય અત્યંત;
અવગણના કદી તેમની, કરજો નહિ મતિમંત. ૧૬

(સંપૂર્ણ)

——[ * ]——

## સંસ્મરણો

[ લેખકઃ—શ્રી. મોહનલાલ હરિશંકર દવે—વીલેપારલા સં. પાઠશાળા ]

સ્વ. શ્રી. ભાઈશંકર ધનજી દવે ભાવનગરવાળા પૂજ્યપાદ શ્રીમન્નાથશર્માના સનાતનધર્મપ્રેમી શિષ્ય હતા. તેઓમાં પૂજ્ય ગુરુદેવપ્રતિ અટલશ્રદ્ધા હતી. તેમનું જીવન સાદું પણ ઉત્કૃષ્ટ. આચારવિચારસંબંધી તેમના વિચારો ઉચ્ચ શ્રેણીના હતા. બ્રાહ્મણોએ પોતાનું જીવન પ્રથમ પંક્તિમાં કેમ વ્યતીત કરવું તેવાં આંદોલનનો વાસ, ભાવ ને વિચારો તેમનામાં હતાં. નિત્યકર્મપ્રત્યે બહુ જ આગ્રહી હતા. શ્રી. ભાઈશંકરભાઈ શ્રી. મણિશંકર ત્રિભુવન ભટ્ટ સાથે એક વેળા નર્મદાતટે ચાણોદ કરનાળી યાત્રાર્થે આવેલા હતા. તે વેળા હું માલસરમાં હતો. માલસરમાં ભજનાનંદી મહાત્માશ્રી પ્રેમાનંદજીના આશ્રમમાં મેં નિવાસ કર્યો હતો. સવારના નર્મદાતટે સ્નાન કરવા જતાં બંને બંધુઓનો પરિચય ને સમાગમ થતાં ઘણો આનંદ થયો આજે વૈશાખ સુદિ ૫ એટલે શ્રીમદ્‌જગદ્‌ગુરુ શ્રી આદ્યશંકરાચાર્યજી મહારાજનો જયંતીમહોત્સવનો મંગલ દિવસ હતો, આજનો દિવસ ઉત્તમ રીતે ઉજવવા અમોએ નિશ્ચય કર્યો ને શ્રીઅંગારેશ્વર મહાદેવમાં સવારના ૯ વાગે પર્યટનમાં નીકળેલા પરમહંસ પરિવ્રાજકાચાર્ય દંડીસ્વામીનાં દર્શન થયાં, ને તેમને અધ્યક્ષપદે બિરાજવા પ્રાર્થના કરતાં તેમણે અનુમતિ આપી અને તેઓશ્રીના પ્રમુખપદે જયંતીમહોત્સવ અમોએ ધામધૂમથી ઊજવ્યો હતો. શ્રી મ. ત્રિ. ભટ્ટ અને સ્વ. શ્રી. ભાઈશંકરભાઈએ પૂ. શ્રીશંકરાચાર્યજીના

જીવનવૃત્તાંતપર અને સનાતનવૈદિકધર્મના સિદ્ધાંતોપર વ્યાખ્યાન કર્યાં હતાં. લોકોની સારી ઠઠ જામી હતી. વ્યાખ્યાનો બાદ શ્રીદક્ષિણામૂર્તિ સ્તોત્રનો પાઠ કરવામાં આવ્યો હતો. પૂજ્યસ્વામી મહારાજે પણ અદ્વૈતસિદ્ધાંતપર વ્યાખ્યાન કર્યું હતું, ને તે સ્થળે ઘણોજ ધર્મલાભ અમોએ લીધો હતો.

વળી મારે ત્યાં લીંબડીમાં પાંચેક વર્ષ પહેલાં શ્રીમહારુદ્રયાગ હતો તે વેળા પણ ભાવનગરથી શ્રી. ભાઈશંકરભાઈ ખાસ આવ્યા હતા, ને ઉપદેશનો લાભ આપ્યો હતો. મુંબઈમાં પણ તેઓએ સત્સંગનો સારો લાભ આપ્યો હતો.

આવા પ્રેમીભક્ત અને પોતાના ગુરુદેવની સુશ્રૂષામાં જીવનવ્યતીત કરી પોતાના ગુરુદેવના સ્મરણમાં ને દર્શનમાં તલ્લીન બની જેમણે દેહવિલય કર્યો એવા આત્મબંધુનાં આટલાં સંસ્મરણ લખી વિરમું છું

**સ્વ પારસી બંધુ શ્રી. ડૉ. પીરોજશાહ એચરશાહ હાયવાયનાં સંસ્મરણો —** " ખેદજનક અવસાન " એ વિષય " આનંદાશ્રમ " માસિકના કાર્તિકના અંકમાં ૯૭મા પૃષ્ઠ પર વાંચતાં ક્ષોભ થયો તેઓ પૂજ્યપાદ કૃપાનાથના અનન્ય ભક્ત હતા. સનાતનધર્મ પ્રત્યે તેમને ઘણો પ્રેમ હતો પોતે પારસી જ્ઞાતિના હોવા છતાં આચારવિચાર સનાતનધર્મની પ્રણાલિકાનુસારજ રાખતા હતા કર્મકાંડ ને નિત્યકર્મપ્રત્યે તેમને શ્રદ્ધા ને આગ્રહ હતાં. તેમના આદર્શજીવનની છાપ તેમના સમાગમમાં આવનારાઓમાં પડતી. પૂજ્યપાદશ્રીની સેવામાં તેમને દૃઢ ભાવ ને દૃઢ શ્રદ્ધા હતી પૂજ્યપાદ કૃપાનાથ મુંબઈમાં, મલાડ, કાંદીવલિ, બોરીવલિ, વીલેપારલા વગેરે જે જે સ્થળે બિરાજતા હોય ત્યાં નિત્યપ્રતિ દર્શનસત્સંગાર્થે આવી તેઓ હાજરી આપતા, એટલુંજ નહિ પણ પૂ ગુરુદેવ સમીપ હાથ જોડી કેમ જાણે ગુરુદેવની અનુકંપા, અનુગ્રહ ને પ્રેમભાવના પ્રાપ્ત કરવા ને આશીર્વાદ મેળવવા ત્રાટક કરતા હોય તેમ વિનમ્રભાવે ઊભાજ રહેતા હતા

વીલેપારલામા બ્રાહ્મણોએ મળીને પૂજ્ય ગુરુદેવની પધરામણી કરેલી ત્યારે પૂજ્યપાદશ્રીની સન્મુખ બે કલાક ઊભા રહી તેઓશ્રીના ઉપદેશામૃતનું પાન કરતાં અમે તેઓને નજરે જોયા હતા વીલેપારલા સંસ્કૃત પાઠશાળામાં પણ ગુરુદેવની પધરામણી કરી હતી માહીમમાં સ્વર્ગસ્થને ઘેર પૂજ્યપાદશ્રીની પધરામણી થયેલી, ત્યારે તેમણે ઘણાજ ભક્તિભાવપૂર્વક ષોડશોપચારથી પૂજન, આરતી ને દંડવત્પ્રણામ કર્યાં, ને પ્રાર્થના કરતા તેમની આંખમાંથી હર્ષાશ્રુ વહ્યાં હતાં કેવો પોતાના ગુરુદેવમાં પ્રેમભાવ ! ને પૂજ્યભાવ ! તેમણે પોતાનું જીવન આદર્શ બનાવ્યું હતું, ગુરુબંધુઓ પ્રત્યે પણ તેમનો પૂજ્યભાવ, સ્નેહભાવ ને વિવેક ઉત્તમ હતાં. આવા પારસી બંધુના પવિત્ર જીવનમાંથી આપણે ધડો લેવાનું અને આપણો સનાતનધર્મ શી વસ્તુ છે, તેમાં કેવું રહસ્ય છે તે અનુસરવામાં લેવાનું ને આચરવાનું મળી શકે છે, તેથી સ્વ ગુરુબંધુ શ્રી પીરોજશાહભાઈ હાયવાયના ભક્તિબળે તેમને અખંડ શાંતિ પ્રાપ્ત થાઓ, અને તેમના કુટુંબિજનોમાં પણ આવો ભક્તિભાવ દૃઢ રહે એવી પૂજ્ય ગુરુદેવના ચરણારવિંદમાં પ્રાર્થના છે.

——[ * ]——

# परचुरणभेट

## [ પોષમાસ ]

૨-૦-૦ શ્રી. હર્ષદરાયદાસ મહારાણીદાસ દેસાઈ માસિક જપાદિ માટે નવેમ્બરના
૧-૦-૦ ,, બહેચરસિંહ મૂળજી-અંક્લેશ્વર
૧-૪-૦ પરચુરણ હા. શ્રી. દલપતરામભાઈ
૫-૦-૦ શ્રી. મનુભાઈ રામભાઈ દેસાઈ
૩-૦-૦ બેન જયગંગા દયારામ-વિલેપારલે
૧-૦-૦ શ્રી. રાયસિંહ સબળસિંહ
૫-૦-૦ ,, કલ્યાણજી નાગજી-ખીલખા
૩-૦-૦ ,, કરણસિંહજી ઠાકોર
૨-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ
૦-૯-૬ મંદિરેથી હા. વિ. નાથાલાલ
૧-૦-૦ શ્રી. યશવંતસિંહ રામસિંહ
૨-૦-૦ ,, ચિકાભાઈ કાળુ-ભાવનગર
૧૦-૪-૦ બા શ્રી સરદારકુંવરબા-મહેલોલ પૂજન ભેટના
૦-૪-૦ શ્રી. રમણિકલાલ ત્રિ. દવે
૧-૪-૦ ,, ગૌરીશંકર નાગજી-અમરેલી દુધનિમિત્તે
૧-૦-૦ બેન મુક્તા નંદલાલ વસાણી
૧-૪-૦ શ્રી. હરિદાસ માધવજી
૧-૮-૦ ,, હર્ષદ લક્ષ્મણ વસાણી
૦-૪-૦ ,, જીવનલાલ અમૃતલાલ
૦-૯-૦ મોજીદડ આનંદાશ્રમમાં ભેટ
૧૭-૦-૦ શ્રી અમદાવાદ આનંદાશ્રમમાં સ્વ. ભાઈલાલભાઈ યાજ્ઞિક તરફથી બે માસના થાળના
૦-૪-૦ બેન નર્મદાબેન
૦-૧-૩ પરચુરણ
૦-૧૩-૦ લીંબુડા આનંદાશ્રમ તરફથી ભેટના
૦-૪-૦ પોસ્ટ માસ્તર સાહેબનું કુટુંબ-ખીલખા
૫-૦-૦ શ્રી. તુલસીદાસ ખેતસી-મલાડ
૦-૨-૦ ,, કરશનદાસ હરજી
૧-૦-૦ ,, નાનાલાલ મોહનદાસ
૧-૦-૦ ,, પ્રીતમલાલ માણેકલાલ-ડુંગરપુર

૧-૪-૦ સદ્‌ગત બેન નાનીબેન મયાશંકર રાવળ
૧-૦-૦ બેન મણિબેન-ખીલખા
૧-૪-૦ ,, સુમનબા-ખીલખા
૦-૫-૦ બેન નાનીબેન
૦-૪-૦ ,, કસ્તુરબેન

મકરસંક્રાંતિના દિવસે પૂજન ભેટઃ—

૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૬-૦ ,, કરસનજી પ્રાણજીવન ઓઝા
૦-૪-૦ ,, મછીવાણાના સાધુજી
૦-૪-૦ પૂ. પ્ર. પ્રજ્ઞપ્રકાશજી
૦-૪-૦ શ્રી. દયારામ મૂળજી શાસ્ત્રી
૦-૪-૦ ,, મગનલાલ રામજી ,,
૦-૪-૦ ,, મયાશંકર જટાશંકર રાવળ
૦-૨-૦ બેબી મયાશંકર
૦-૨-૦ બેન મુક્તા મયાશંકર
૦-૪-૦ સૌ. નિર્મળાગૌરી રાવળ
૦-૨-૦ શ્રી. મહેશચંદ્ર ચંદુલાલ
૦-૪-૦ બેન મણિબેન નરભેરામ
૦-૨-૦ ,, ઉજમબેન રામજી
૦-૧૦-૦ શ્રી. પ્રાગજી દેવજી-કરાંચી તરફથી લઘુરુદ્રના પૂજાપો તથા ભેટ
૨-૦-૦ ,, વ્યાસ છગનલાલ ભુરા
૧-૦-૦ શ્રી. હરગોવિંદ પીતાંબર-ટંકારા
૦-૨-૦ ,, વિદ્યારામ પીતાંબર ,,
૦-૨-૦ ,, નિર્ભયકુંવર તુલજાશંકર
૧-૦-૩ ભટ્ટ સાહેબનું કુટુંબ તથા અન્યજનો તરફથી મંદિરેથી ભેટ
૫-૦-૦ શ્રી. પ્રાણલાલ ખુશાલચંદ બેસતા વર્ષની પૂજન ભેટ-કરાચી
૧૩-૧-૯ કાર્તિકી પૂજનના પૂજન ભેટના ,,
૧૦-૫-૩ દર રવિવારે થતા પૂજન ભેટના ,, કરાંચીવાળા શ્રી. કૃષ્ણદાસ શ્યામજી તરફથી મળ્યા.
૧-૮-૦ શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી તરફથી નિત્યદાનના

| | |
|---|---|
| ૧-૪-૦ શ્રીમતી દિવાળીબેન ન્હાણુવાળાં તરફથી પિતૃશાંતિ નિમિત્તે ભેટ | ૦-૮-૦ શ્રી રગનાથસિંહ ભવાનસિંહ-કુતિયાણા |
| ૨-૦-૦ બેન કમળાબાઈ રામજી-મુબઈ | ૧-૦-૦ શ્રી ભદ્રસિંહ પ્રતાપસિંહજી-મુબઈ |
| ૦-૫-૦ ,, પ્રેમબાઈ-મોરબી | ૧-૦-૦ ,, દયાળસિંહજી લાલસિંહજી |
| ૦-૪-૦ શેઠ પ્રાગજી દેવજી ,, | ૦-૭-૩ કુતિયાણા આનંદાશ્રમ તરફથી ભેટ |
| | ૧-૦-૦ શ્રીમતી મણિબેન-જોરાવરનગર |

——[ * ]——

## खेदजनक अवसान

ગોધરાના રહીશ ગુરુબંધુ શ્રી રેવાશંકર બાળકૃષ્ણ ત્રિવેદી ગત માઘ સુદિ ૧૧ા રવિવારે પરમધામ પામ્યા છે, તેઓશ્રી શ્રીમદ્ગુરુભક્ત હતા, તેમણે શ્રીપૂજ્યચરણને ગોધરે પધરાવેલા, તેમના થકી બીજા શિષ્યો પણ થયેલા શ્રી માણેકલાલભાઈ ગોધરામા શ્રીનાથચરિતામૃતના લેખન-કાર્યમાટે નિવાસ કરતા હતા ત્યારે શ્રીનાથચરિતામૃતના લખાણની છપાવવા યોગ્ય કોપી તેઓ કરી આપતા, આનંદાશ્રમનાં પુસ્તકોનો પોતાના ગામમાં ફેલાવો કરતા. ધર્મપાલનમા આગ્રહી હતા. ધર્મપાલન કરવામાં સત્યતાને મુખ્ય રાખતા હોવાથી નોકરીમાં બીજા ભણેલા કરતા તેઓ આગળ વધ્યા હતા ગોધરા દૂર હોવા છતાં વર્ષમાં એકવાર તો આનંદાશ્રમમા આવી સત્સંગ લાભ મેળવતા હતા તેઓ દરેક પર્વના દિવસે પોતાને ઘેર પૂજ્યપાદશ્રીનુ પૂજન અર્ચનાદિ કરતા હતા તેમણે એક ચાતુર્માસ ધર્મપત્નીસહ અત્ર નિવાસ કર્યો હતો. તેમણે શરીર છોડતી વખતે શ્રીસદ્ગુરુ સ્મરણ અખડ રાખ્યુ હતું

પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્ગુરુદેવ તેમના પવિત્રાત્માને અખડ શાંતિ આપવા કૃપા કરો !

——[ * ]——

# પુસ્તકો મંગાવનારાને વિજ્ઞપ્તિ

"શ્રી નૈમિત્તિકકર્મપ્રકાશ" હાલ સિલકમાં નહિ હોવાથી મંગાવવા શ્રમ લેવો નહિ

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-નવાગામ, પો બીલખા

---

## नवीन आवृत्ति

પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનની દિવ્યવાણીરૂપ "શ્રીઅંતર્યામીના આદેશો" છપાઈને શ્રીઆનંદાશ્રમમાં આવી ગયેલ છે, જે દીક્ષિતબંધુ બહેનોને તથા ધર્મજિજ્ઞાસુઓને ખાસ મનનીય ગ્રંથ છે

પડતમૂલ્ય રૂા ૦-૧૨-૦

મળવાનું સ્થળ:—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-નવાગામ, પો બીલખા (કાઠિયાવાડ)



——[ * ]——

Reg. No. B. 3087.

સને ૧૯૪૭ તા. ૨૫ ફેબ્રુઆરી

# વિજ્ઞપ્તિ

## માધવબાગમાં સત્સંગ

શ્રીમન્નાથસત્સંગમંડળ તરફથીઃ—

૧ દર રવિવારે સવારના ૧૦ાા થી ૧૧ાા પૂ. સદ્ગુરુદેવના ઉપદેશામૃતનું શ્રવણ તથા કીર્તન.

૨ કાંઇપણ ડીપોઝીટ લીધા વગર પુસ્તકો ઘેર વાચનમાટે આપવાની સગવડ.

૩ પૂજ્યપાદશ્રીપ્રણીત પુસ્તકો બીલખાનાજ ભાવથી આપવાની યોજના.

૪ વિનામૂલ્યથી સંધ્યાદિ નિત્યકર્મની પુસ્તિકાઓની લ્હાણી મળશે, માટે સૌ બંધુઓને લાભ લેવા વિનતિ છે.

લિ. શ્રીમન્નાથસત્સંગમંડળ

પત્રવ્યવહારનું શિરનામુંઃ—

૩૩, એસ્પ્લાનેડ-મુંબઈ.

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(કાઠિયાવાડ.)
તરફથી
બુક પોસ્ટ ધાર્મિક માસિક પત્ર
આનંદાશ્રમ
P. O. Bilkha (Kathiawar-India).

શ્રી ...

## પૂજનસમાચાર

શ્રીરામનવમી નિમિત્તે ચૈત્ર સુદિ ૯ તા-૩૦-૩-૪૭ રવિવારે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું મહાપૂજન થશે, તો માધવબાગમાં સવારે ૧૦ાા વાગે સૌ બંધુઓને પધારવા વિનતિ છે.

લિ. શ્રીમન્નાથસત્સંગમંડળ-મુંબઈ

——[ * ]——

वर्ष १५ मुं

माघ

अंक ९

संवत् २००३

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम






वार्षिक लवाजम

पोस्टेजसाथे

रु. १-०-०

परदेशमाटे

शिलिंग २




श्रीआनंदाश्रम-नवागाम-पो बीलखा

सुधास्रवं नाथवचः प्रसन्नं सुधास्रवं नाथविलोकितं च।

सुधास्रवं नाथमनः प्रसन्नं सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

सुधास्रवतुं छे नाथनुं निर्मळ बोलवु। सुधास्रवतुं छे नाथनुं निर्मळ जोवुं। सुधास्रवतुं छे नाथनुं निर्मळ अंतःकरण। सुधास्रवतुं छे नाथना निवासनुं निर्मळ धाम-आनंदाश्रम

# અનુક્રમણિકા



———[ * ]———

## વાંચો

### ? ? જરૂરી ? ?

આ " આનંદાશ્રમ " માસિકના વર્ષ ૧૫માનો ૯મો અંક પ્રસિદ્ધ થાય છે. " આનંદાશ્રમ " પત્રના ગ્રાહક બંધુઓએ પોતાનું ચડત લવાજમ તુરતજ મનીઑર્ડરથી મોકલી આપવા વિનતિ છે, કે જેથી વી. પી. કરવાનો નકામો ખર્ચ કરવો ન પડે. બે કે ત્રણ વરસનાં ચડેલાં લવાજમોવાળા તરફથી વી. પી. પાછાં આવવાથી ધાર્મિક પ્રચારમાં નુકસાન થાય એમ સૌ કોઈ સમજી શકે છે.

વ્યવસ્થાપક " આનંદાશ્રમ "

———[ * ]———

**જરૂરી**

**સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ—પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) એ શિરનામે કરવો.**


તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ—માંગરોળ—કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.

માલિક, મુદ્રકઃ પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૫ મું ] સંવત્ ૨૦૦૩ માઘ [ અંક ૯ મો

## પરબ્રહ્મપ્રભુની પ્રાર્થના

[ કવિશ્રી નાનાલાલભાઈ ]

[ આ કાવ્ય ફાગણ સુદિ ૫ના દિવસે શ્રી દક્ષિણામૂર્તિ શ્રીમન્નાથ ભગવાનનાં પૂજ્ય પ્રતિમાજીનો પાટોત્સવ હોવાથી શ્રી પોપટલાલભાઈ વકીલ બોલ્યા હતા ]

હરિ ૐ હરિઃ ૐ હરિઃ ૐ,
તવ શરણું એ અમ પરમ વ્યોમ હરિ ૐ. ટેક

કંઈ વિવિધ શાસ્ત્ર અજવાળાં, સાધુ જનની ઉર જ્વાલા;
નભમંડળની દીપમાળા, કરે પ્રદક્ષિણા તુજ સૂર્ય સોમ. હરિઃ ૐ. ૧

વન વનની વિપુળ સમૃદ્ધિ, મહાજનોની અઢળક બુદ્ધિ,
બ્રહ્માંડ ગાજતું નિરવધિ, નમી ચરણ ઢળે તુજ સકળ સોમ હરિઃ ૐ ૨

પંચેંદ્રિય પંચ શિખાઓ, મનવાણી કર્મે જીવકાયે,
તુજ જીવન કળા કળાએ, ઉરે આરતિ તુજ રોમ રોમ. હરિ. ૐ. ૩

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મરણપછી મરનાર મનુષ્યના જીવાત્માની તેના શુભાશુભ કર્માનુસાર દેવ, મનુષ્ય કે પશુપક્ષી આદિના શરીરની પ્રાપ્તિરૂપ ગતિ થાય છે. કર્મફલ-પ્રદાતાસત્તાના નિયમાનુસાર તેને એવી ગતિ પ્રાપ્ત થાય છે.

મરણ પામેલના જીવાત્માને તે જ્યાં હોય ત્યાં ઊંચા યોગાભ્યાસવડે ઓળખી શકાય, ને તેને મળી શકાય. પ્રેતાવાહનનો વિષય સર્વથા સત્યરૂપ નથી.

મનુષ્યે પોતાના જીવાત્માની સદ્‌ગતિમાટે શાસ્ત્રોક્ત નિત્યકર્મ, પરમાત્માની ભક્તિ ને આત્મવિચાર એ સાધનો કરવા જોઇએ. બીજાની સદ્‌ગતિમાટે તેનાં સગાએ વા મિત્રે પોતાના મનમાં શુભ ભાવના કરવી ને પવિત્ર મંત્રનો જપ કરી તેનું ફલ તે જીવાત્માને અર્પણ કર્યાની ભાવના કરવી.

પોતાના મનને ને ઇંદ્રિયોને યોગ્ય પ્રમાણમાં નિયમમાં રાખનાર ગૃહસ્થ યોગાભ્યાસ કરી શકે.

પરમાત્માના સચ્ચિદાનંદ સ્વરૂપમાં મનને સુસ્થિર કરવા પ્રયત્નશીલ રહેવું.

વિવેક, વૈરાગ્ય, શમ ને દમ એ સાધનોને વિશેષ બલવાન્ કર્યા કરવાં.

પરમાત્માની અનન્ય ભક્તિવડે મનની શુદ્ધિમાં, સ્થિરતામાં, સૂક્ષ્મતામાં ને પ્રસન્નતામાં વધારો કરવો.

જાગ્રતમાં બની શકે તેટલો ઇષ્ટમંત્રનો માનસ જપ વધારે કરવાનો સ્વભાવ પાડવાથી ને પાંચ જ્ઞાનેંદ્રિયો સહિત મનને પાછું વાળી પરમ પ્રીતિપૂર્વક હૃદયમાં રહેલા પરમાત્મામાં જોડવાથી પરમાત્મા પોતાના ભક્તને પોતાનું દર્શન આપવા કૃપા કરે છે.

મૃત્યુંજયનો સવા લાખ જપ કરવો હોય તો બની શકે તેટલો જપ પદ્માસને કરવો, ને તે આસને બેસતાં થાક લાગે ત્યારે સિદ્ધાસને, સ્વસ્તિકાસને કે પલોંઠી-વાળીને બેસીને જપ કરવો.

ત્રણ કે ચાર કલાક જપ કરવો હોય તો ઉપર જણાવેલાં ચાર આસનોમાંથી કોઇ એક આસનને ક્રમપૂર્વક બેસી જપ કરવો. થાક લાગે તો થોડો સમય જપ બંધ રાખવો.

મૃત્યુંજયમંત્રના જપની વેલા શ્રીશંકરમાં દૃષ્ટિ ને મન રાખવાં.

ઉપર જણાવેલ ત્રણ આસનોમાંથી ગમે તે આસને બેસીને મૃત્યુંજયનો જપ થઈ શકે. થાક લાગે તો પલોંઠી વાળીને પણ જપ થઈ શકે.

જે જે શુભ સ્ફુરણ થાય તે તે શુભ સ્ફુરણને પુષ્ટ કરવા આદર સહિત યત્ન રાખવો જોઈએ.

પરમાત્મા અતિ ઉદાર હોવાથી પોતાના અનન્ય ભક્ત જે જે હિતકર સામગ્રી માગે છે તે તે સર્વ સામગ્રી તેને આપવા તેઓ કૃપા કરે છે.

( ચાલુ )

——[ * ]——

# नरपति उत्तम

[ અનુવાદકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

(અનુસંધાન પૃષ્ઠ ૧૦૯ થી)

राक्षस उवाच ॥ રાક્ષસ કહે છે.

ममाद्य गच्छता गेहं प्रसादस्ते महान् कृत ।
महाद्यि किंकरोम्येष वसामि विषये तव ॥ ७८ ॥

અહીં મારે ઘેર પધારીને આપે મારાપર મોટી કૃપા કરી છે. આ હુ આપનું શું કામ કરૂ? મને આજ્ઞા કરો, હુ આપના રાજ્યમા રહુ છુ

अर्घ्यं चेमं प्रतीच्छ त्वं स्थीयतां चेदमासनं ।
वयं भृत्या भवान् स्वामी दृढमाज्ञापयस्व मां ॥ ७९ ॥

આ અર્ધ્ય આપુ છુ તેનો આપ સ્વીકાર કરો આ આસન છે તે ઉપર આપ વિરાજમાન થાઓ. આપ અમારા સ્વામી છો અને અમે આપના સેવક છીએ મને આપ દૃઢ આજ્ઞા કરો તે હુ માથે ચડાવીશ.

राजोवाच ॥ રાજા કહે છે

कृतमेव त्वया सर्वं सर्वा मेऽपचितिः कृता ।
किमर्थं ब्राह्मणवधूस्त्वया नीता निशाचर ॥ ८० ॥

તું મારું બધુ કામ કરી ચૂક્યો એમ સમજી લે અને મારુ માન પણ બધું તું કરી ચૂક્યો એમ સમજી લે પણ હે નિશાચર! હુ જે જાણવા માગું છું તે એજ છે કે તું બ્રાહ્મણની પત્નીને શા માટે લઈ આવ્યો છે?

नेयं सुरूपा सन्त्यन्या भार्यार्थे चेद्धृता त्वया ।
भक्ष्यार्थे चेत् कथं नात्तात्वयैतत्त कथ्यतां मम ॥ ८१ ॥

જો તું તેને તારી ભાર્યા કરવા માટે લાયો હો તો તે એવી સારા રૂપવાળી નથી. સારા રૂપવાળીઓ બીજી છે તેથી તું તેને તારી ભાર્યા કરવા માટે તો લાવ્યો નથી એમ જણાય છે, અને તેનું ભક્ષણ કરવામાટે જો તું તેને અહીં લઈ આવ્યો હો તો તે તેને હજુસુધી ખાધી કેમ નથી તે તું મને કહે

राक्षस उवाच ॥ રાક્ષસ ઉત્તર કરે છે

न वयं मानुषाहारा अन्ये ते नृप राक्षसा ।
स्वकृतस्य फलं यत्तु तदश्नीमो वयं नृप ॥ ८२ ॥

હે રાજન્! અમે મનુષ્યનો આહાર કરનારા રાક્ષસો નથી. મનુષ્યનો આહાર કરનારા રાક્ષસો બીજા છે હે રાજન્! અમે કરેલા કર્મોના ફળરૂપે જે આહાર પરમેશ્વરે અમારે માટે નિર્માણ કરેલો છે તેજ આહારનો અમે તો ભોગ કરનારા છીએ.

स्वभावं च मनुष्याणां योषितां च विमानिता ।
सामिषं च समश्नीमो न वयं जन्तुखादकः ॥ ८३ ॥

અને અમારે માટે પરમેશ્વરે નિર્માણ કરેલો અમારો આહાર અમને કરવા દેવામા મનુષ્યોમાંના જે પુરુષો અને સ્ત્રીઓ અમને વિઘ્ન કરે છે તથા એમ કરીને જેઓ

અમારી અવગણના કરે છે તેમના સારા સ્વભાવને પણ અમે ખાઇ જઇએ છીએ. અમે નથી માંસ ખાતા તેમજ અમે જીવડાં ખાનાર પણ નથી.

यदस्माभिर्नृणां क्षान्तिर्भुक्ताक्रुध्यन्ति ते तदा।
भुक्ते दुष्टे स्वभावे च गुणवन्तो भवन्ति च ॥ ८४ ॥

જેમકે જ્યારે અમે મનુષ્યોની ક્ષમાવૃત્તિનો આહાર કરી જઇએ છીએ ત્યારે તેઓ ક્રોધ કરે છે. એવી રીતે પરમેશ્વરે અમારે માટે નિર્માણ કરેલો આહાર અમને કરવા દેવામાં જે પુરુષો તથા સ્ત્રીઓ અનુકુળ વર્તે છે તેમના દુષ્ટ સ્વભાવનો પણ અમે આહાર કરીએ છીએ. જ્યારે તેમના દુષ્ટ સ્વભાવનો અમે આહાર કરી જઇએ છીએ ત્યારે પછી તેઓ સારા ગુણવાળા થાય છે.

सन्ति नः प्रमदा भूप रूपेणाप्सरसां समाः।
राक्षस्यस्ताः सुतिष्ठत्सु मानुषीषु रतिः कथं ॥ ८५ ॥

હે રાજન્! અમારી રાક્ષસીઓ રૂપમાં અપ્સરાઓના જેવી પ્રમદાઓ હોય છે એવી રાક્ષસીઓ અમને સાંપડેલી હોવા છતાં મનુષ્યની સ્ત્રીઓમાં રમણ કરવાની અમને શી રીતે પ્રીતિ ઉપજે? ન જ ઉપજે.

राजोवाच ॥ રાજા કહે છે.

यद्येषा नोपभोगाय नाहाराय निशाचर।
गृहं प्रविश्य विप्रस्य तत् किमेषा हृता त्वया ॥ ८६ ॥

જો બ્રાહ્મણની આ પત્ની તારા ઉપભોગ માટે તું લાવ્યો નથી તેમજ તારા આહાર માટે પણ તું લાવ્યો નથી તો પછી બ્રાહ્મણના ઘરમાં પ્રવેશ કરીને તું એને લાવ્યો છે શા માટે?

राक्षसउवाच ॥ રાક્ષસ કહે છે.

मंत्रवित् स द्विजश्रेष्ठो यज्ञे यज्ञे गतस्य मे।
रक्षोघ्न मंत्रपठनात् करोत्युच्चाटनं नृप ॥ ८७ ॥

હે રાજન્! તે બ્રાહ્મણ મંત્રોને જાણનારો છે અને જ્યાં જ્યાં યજ્ઞ થાય ત્યાં ત્યાં હું મારો ભાગ ખાવા જાઉં છું તો ત્યાં ત્યાં રાક્ષસોને હણનારા મંત્રોનો પાઠ કરીને તે મને ઉચ્ચાટ ઉપજાવે છે.

वयं बुभुक्षिता स्तस्य मंत्रोच्चाटनकर्मणा।
क्व यामः सर्वयज्ञेषु स ऋत्विग् भवति नृप ॥ ८८ ॥

હે રાજન્! મંત્રોવડે અમને ઉચ્ચાટન ઉપજાવવાના તેના તે કર્મવડે ભૂખ્યા રહેનારા અમે પછી ક્યાં જઇએ?

બધાજ યજ્ઞોમાં ઋત્વિક્ પણ તેજ હોય છે.

ततोऽस्माभिरिदं तस्य वैकल्यमुपपादितं।
पत्न्याविना पुमानिज्याकर्मयोग्यो न जायते ॥ ८९ ॥

તથી પછી અમે તે બ્રાહ્મણને તેની પત્નીનું હરણ કરીને વિકલતા ઉપજાવી છે કારણ કે પત્નીવિના પછી પુરુષ યજ્ઞકર્મમાટે યોગ્ય રહેતો નથી. (ચાલુ)

———[*]———

# भगवान् के महेश्वर

## પાઠ ૩ જો*

[ લેખક-શ્રીમાન્ માણેકલાલ નાનજી ચંદારાણા ]

સુશીલા બહેન બોલ્યાં નાની બહેન ! સૌ છોકરાને લઇને આ પસે આવ. જુઓ બા જમીને ઓટલે તડકે બેસવા આવે છે. ચાલો, ભગવાનની વાતો સાંભળીએ. આજ તો મારે પૂછવું છે.

બા ઓટલે બેઠા. સૌ છોકરાં બેસી ગયાં.

**સુશીલા બહેન**—બા ! ભગવાનના અવતારોની તથા ભગવાનનાં જુદાં જુદાં સ્વરૂપોની વાત તમે કરી તે અમે સાંભળી, પણ આપણા આનંદાશ્રમમાં, શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિર છે, ને શ્રીદક્ષિણામૂર્તિનું નામ ત્યાંના પુસ્તકાલયમાં, સનાતનધર્મવિદ્યાલયમાં ને સંસ્કૃત પાઠશાળામાં પણ જોડવામાં આવ્યું છે તે શ્રીદક્ષિણામૂર્તિ દેવ એ કોણ ? એ દેવ વ્યાપક ભગવાન્ કે મહેશ્વરજ છે કે વ્યાપક ભગવાન્ કે મહેશ્વરરૂપ છે તે કહો, ઘણાં માણસો વારંવાર આ બાબતમાં પૂછ્યાંજ કરે છે

**બા:**—શ્રીદક્ષિણામૂર્તિ દેવ એ વ્યાપક ભગવાન્ અથવા મહેશ્વરનો અવતાર છે. સનકાદિક ચાર મહા મુનિઓની પ્રાર્થનાથી તેમને જ્ઞાનનો ઉપદેશ કરવાને વ્યાપક ભગવાન્ ( મહેશ્વર ) સોળ વર્ષના કુમારરૂપે પ્રગટ થયા હતા તેઓશ્રી દક્ષિણામૂર્તિ ભગવાન્ છે આપણે તેને મહાદેવજી કહીએ છીએ તે એ શ્રીદક્ષિણામૂર્તિ ભગવાન્ છે. તેઓશ્રી કૈલાસમાં બિરાજે છે. એજ શ્રીદક્ષિણામૂર્તિ ભગવાન્ આશરે સવા હજાર વર્ષ પહેલાં આ પૃથ્વી ઉપર મનુષ્યરૂપે પ્રકટ થયા હતા. વ્યાપક ભગવાનના કે મહેશ્વરના એ અવતારનું નામ શ્રીઆદ્યશંકરાચાર્યજી, તેઓશ્રી આપણા સનાતન વૈદિકધર્મની રક્ષા કરીને પાછા કૈલાસમાં પધાર્યા છે. તેઓશ્રીએ નાનપણમાંજ સહજ વાતમાં વૈદિક વિદ્યાનો સંપૂર્ણ અભ્યાસ કરી લીધો હતો. ને નવમે વર્ષે તો તેઓશ્રી સંન્યાસી થયા હતા; અને સોળ વર્ષની વયે તો આખા હિંદુસ્તાનમાં ફરીને તેઓશ્રીએ નાસ્તિક વાદનો નાશ કરીને વૈદિકધર્મનો પૂર્ણ પ્રચાર કર્યો હતો, તેઓશ્રીની અવસ્થા જુવાન હતી, ને તેઓશ્રીના શિષ્યો વૃદ્ધ હતા હાલ પણ આખી દુનિયામાં તેઓશ્રી સર્વોપરિ તત્ત્વવેત્તા ગણાય છે.

આપણા સદ્‌ગુરુદેવ શ્રીમન્નાથભગવાન્ પણ ધર્મરક્ષા ને લોકકલ્યાણને માટે થયેલો શ્રીદક્ષિણામૂર્તિ મહેશ્વરનો અવતાર છે તેઓશ્રીએ લગભગ પચાસ વર્ષસુધી સ્થળે સ્થળે ફરીને લોકોને ધર્મનો ઉપદેશ આપ્યો હતો. તેઓશ્રીએ આ (૧૦૦) ઉપરાંત ધર્મપુસ્તકો લખ્યાં છે તેઓશ્રી પંદર વર્ષ પહેલાં મનુષ્યશરીર છોડીને કૈલાસમાં પધાર્યા છે કૈલાસમાં બિરાજતા છતાં તેઓશ્રી વ્યાપકસ્વરૂપે સર્વત્ર બિરાજી રહ્યા છે. ને શ્રીઆનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરમાં પણ તેઓશ્રી બિરાજે છે

**ચંદ્રમણિ બહેન તથા ચંદુભાઇ**—આ સાંભળીને સાથે બોલી ઉઠયાં બા ! ત્યારે શ્રીકૃષ્ણ પ્રભુ ને શ્રીરામચંદ્રજી કયાં બીરાજતા હશે ?

**બા કહે**—શ્રીકૃષ્ણ પ્રભુ ગોલોકમાં બિરાજે છે, ને શ્રીરામચંદ્રજી સાકેત લોકમાં બિરાજે છે. ત્યાં બિરાજતા છતાં તેઓશ્રી વ્યાપક સ્વરૂપે સર્વત્ર બિરાજી રહ્યા છે. ગણેશ ભગવાન્ ને

---

* નાનામોટાં છોકરાં તથા અજ્ઞાત મોટાંમાટે. અઘરું પડે તે સ્મણુકારે સમજાવવું.

ભુવનેશ્વરી મા પોતપોતાના સ્થાનમાં ( લોકમાં ) બિરાજે છે, અને વ્યાપકસ્વરૂપે તેઓ પણ સર્વત્ર છે. આ સિવાય અનેક દેવો ને દેવી દેવતાઓ પોતપોતાના સ્વર્ગ વગેરે સ્થાનોમાં બિરાજે છે. એ બધાં વ્યાપક ભગવાન્ કે મહેશ્વરના ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. ને બધાં વ્યાપક ભગવાન્ કે મહેશ્વરના વ્યાપક સ્વરૂપમાંજ છે. વ્યાપક સ્વરૂપથી કોઈ જુદું નથી.

**શંકરભાઈ:**—ત્યારે બા ! આપણે બધાં માણસો પણ વ્યાપક ભગવાન્‌ના વ્યાપક સ્વરૂપમાંજ છીએ, નહિ વારુ ?

**બા:**—હા એમજ છે. માણસો, બીજા પ્રાણીઓને કહો કે આખું જગત્ એ વ્યાપક ભગવાન્‌ના વ્યાપક સ્વરૂપમાંજ છે. જે કાંઈ દેખાય છે તે બધું એ મહેશ્વરના અદ્રશ્ય સ્વરૂપમાંજ છે.

આ બધું તમે મોટા થશો ત્યારે આપણા ધર્મશાસ્ત્રોવડે સારી રીતે સમજી શકશો. જે કથા શ્રવણ કરે છે, ને મોટા પુરુષોનો ઉપદેશ સાંભળવા જાય છે.—સત્સંગમાં જાય છે તેમને આ બધી વ્યાપક ભગવાન્‌ની વાતો વધારે ને વધારે સમજાતી જાય છે, ને ભગવાન્‌ના અવતારોની વાતો સાંભળવાથી તેમને ઘણો આનંદ આવે છે, તથા ભગવાન્‌માં પ્રીતિ ઉપજે છે.

ચાલો હવે મારે ઘરનું કામ કરવું છે એટલે આવતી કાલે બીજી વાતો કરીશું. બોલો સદ્‌ગુરુદેવકી જે, સદ્‌ગુરુદેવકી જે, સદ્‌ગુરુદેવકી જે, સૌ છૂટાં પડ્યાં.

——[ * ]——

## भगवान् के महेश्वर

### પાઠ ૪થો*

આજ અગ્યારશનો દિવસ હતો એટલે બા વહેલા પરવારીને આવતાં સૌ બાની પાસે આવ્યાં, ને ભગવાન્‌ની વાત ચાલી.

**બાએ કહ્યું:**—મેં તમને વ્યાપક ભગવાન્ કે મહેશ્વરનાં જુદાં જુદાં સ્વરૂપની તથા અવતારોની વાત કરી હતી તે વિના આપણા દેશમાં બીજા પણ વ્યાપક ભગવાન્ કે મહેશ્વરનાં નાનાં મોટાં સ્વરૂપો કે અવતારો પ્રકટ થયાં છે. ને તેમણે સનાતન ધર્મની રક્ષા કરી છે. બીજા દેશોમાં પણ તે તે દેશના લોકના કલ્યાણમાટે વ્યાપક ભગવાન્ કે મહેશ્વરનાં જુદાં જુદાં સ્વરૂપો પ્રકટ થયાં છે. એમની વાતો પણ જાણવા જેવી છે. એ બધું તમે મોટાં થાઓ ત્યારે જાણજો.

વ્યાપક ભગવાન્ કે મહેશ્વરને અંતર્યામી પ્રભુ, ઈશ્વર કે પરમેશ્વર પણ કહે છે. કોઈ કોઈ માણસના બે ત્રણ નામ હોય છે, પણ વ્યાપક ભગવાન્ કે મહેશ્વરનાં તો ઘણાં નામ છે.—હઝારો નામ છે. તે તમે મોટા થશો ને શાસ્ત્રો ભણશો કે વાંચશો ત્યારે તમારા જાણવામાં આવશે.

એ વ્યાપક ભગવાન્ કે અંતર્યામી પ્રભુ ભારે દયાળુ છે. જ્યારે જ્યારે ઘણા મનુષ્યો અધર્મથી વર્તવા માંડે છે. ને ભલા માણસો તે પાપીઓથી પીડા પામે છે ત્યારે ત્યારે તે પાપીઓનો ( રાક્ષસોનો ) નાશ કરવા માટે, તે ભલા માણસોને સાહાય્ય કરવા માટે.

---

* નાનાં મોટાં બાળકો માટે તથા અજ્ઞાત મોટાં માટે. અઘરું પડે તે જાણકારે સમજાવવું.

તેમજ સૌ મનુષ્યોને તેમનો ધર્મ (કર્તવ્ય) દર્શાવવામાટે અંતર્યામી પ્રભુ (મહેશ્વર-વ્યાપક ભગવાન્) અવતાર લે છે, ને દેશમાં શાંતિસુખ સ્થાપે છે

ધર્મપાલ કહે:—હા બા ! શ્રીકૃષ્ણ પ્રભુએ અઘાસુર, બકાસુર, પ્રલંબાસુર, તથા કંસ આદિ રાક્ષસોનો નાશ કર્યાની વાત આપણે પારાયણ સાંભળવા ગયાં ત્યારે સાંભળી હતી અને રામાયણમાં શ્રીરામચંદ્રજીએ રાવણ, કુંભકર્ણ આદિક મોટા રાક્ષસોનો નાશ કર્યાની વાત આવે છે તે પણ મેં સાંભળી હતી એ બધા પાપીઓ ઋષિઓને ને બીજા મનુષ્યોને બહુ દુઃખ દેતા હતા તેથી ભગવાને અવતાર લઈને તેનો નાશ કર્યો હતો

બાએ કહ્યું—ખરી વાત ભાઈ ! તેં ઠીક યાદ રાખ્યું છે. જ્યારે જ્યારે કથા સાંભળવા જવું ત્યારે ત્યારે સૌએ ધ્યાન દઈને સાંભળવું ને પોતાને સમજાય તે યાદ રાખવું, ને બીજાની પાસે કહેતાં શીખવું, એથી પોતાને ને સાંભળનારને પુણ્ય થાય છે.

સૌ સાંભળો જેમ રાક્ષસોની પીડા ટાળવા માટે શ્રીઅંતર્યામી પરમેશ્વર (વ્યાપક ભગવાન્ કે મહેશ્વર) અવતાર લે છે તેમ લોકો સત્યધર્મ ભૂલીને અધર્મને ધર્મરૂપ માનીને તે અધર્મમાર્ગે—અવળે માર્ગે—ચાલી દુઃખી થાય છે ત્યારે પણ તે પરમેશ્વર અવતાર લે છે, ને મનુષ્યોને સત્ય ધર્મનો ઉપદેશ કરે છે

જ્યારે ખાસ કરીને રાક્ષસોનો નાશ કરવો હોય છે ત્યારે વ્યાપક પ્રભુ ક્ષત્રિય કુળમાં અવતાર લે છે, ને જ્યારે ખાસ કરીને લોકોને અધર્મ માર્ગેથી પાછા વાળી તેમને સત્ય ધર્મને માર્ગે ચઢાવવા હોય છે ત્યારે વ્યાપક પ્રભુ બ્રાહ્મણ કુળમાં અવતાર લે છે.

એ વ્યાપક પરમેશ્વર સર્વજ્ઞ ને સર્વશક્તિમાન્ છે તેઓશ્રી જરૂર પ્રમાણે પોતાની ઇચ્છાનુસાર અવતાર સ્વરૂપમાં જ્ઞાન ને શક્તિ પ્રગટ કરે છે.

એ અંતર્યામી ઈશ્વર પોતાની માયાવડે આપણી આ સૃષ્ટિ ને બીજી અનેક સૃષ્ટિઓને પ્રકટાવે છે. તેઓશ્રીના સ્વરૂપમાંથી ઉપજેલા બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર એ ત્રણ મુખ્યદેવો સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન ને સંહારનું કાર્ય કરે છે તેઓ વ્યાપક ભગવાન્‌થી જુદા નથી, પણ તેઓશ્રીનાજ સ્વરૂપ છે

એજ મહેશ્વર શ્રીરામચંદ્રજી, એજ મહેશ્વર શ્રીકૃષ્ણપ્રભુ, એજ મહેશ્વર શ્રીદક્ષિણામૂર્તિ ભગવાન, એજ મહેશ્વર શ્રીઆદ્યશંકરાચાર્ય ભગવાન, એજ મહેશ્વર શ્રીનાથભગવાન્, અને એજ મહેશ્વરનાં આગળ મેં તમને કહ્યાં તે અનેક સ્વરૂપો ને અવતારો

આ તો મેં તમને એ મહેશ્વરના (ભગવાનના) અનેક સ્વરૂપો ને અવતારોનાં લગભગ નામ માત્ર બતાવ્યાં છે એમણે લોકકલ્યાણને માટે કરેલાં મહાકાર્યોની વાતો તો તમે મોટા થશો ત્યારે શાસ્ત્રોમાંથી જાણી શકશો, ને બહુ રાજી થશો

એ મહેશ્વર આનંદરૂપ છે એ મહેશ્વરને—ભગવાનને ભજે તેને એ મહેશ્વરનો—ભગવાનનો પરમ આનંદ પ્રાપ્ત થાય છે

મનુષ્યોએ પોતાના ગુરુદેવના ઉપદેશ પ્રમાણે એ મહેશ્વરને ભજતાં શીખવું જોઈએ મોટા થાઓ ત્યારે તમે આનંદસ્વરૂપ મહેશ્વરને બરાબર ભજતાં શીખજો હમણાં તો રામ, રામ, રામ, રામ, એજ રામ નામથી ભગવાનને ભજો, અથવા જય ગુરુદેવ,

જય ગુરુદેવ, જય ગુરુદેવ એમ ભજો, અથવા જય મહાદેવ, જય મહાદેવ, જય મહાદેવ એમ ભજો, કે જય શ્રીકૃષ્ણ, જય શ્રીકૃષ્ણ, જય શ્રીકૃષ્ણ, એમ ભજો. તમને કહ્યું છે તે પ્રમાણે એ બધાં એજ વ્યાપક પ્રભુનાં નામ છે.

એ વ્યાપક ભગવાન્ અથવા મહેશ્વર આપણી બહાર ને આપણામાં પોતાના વ્યાપક સ્વરૂપથી છે એ મેં તમને આગળ કહેલું છે. આપણા અંતરમાં વસીને તેઓશ્રી આપણને સારે માર્ગે ચાલવાની ને ખોટે માર્ગેથી પાછા વળવાની સૂચનાઓ આપ્યા કરે છે. જે માણસ એ વ્યાપક ભગવાનની એ પ્રેરણાઓને સમજીને ઝીલે છે, તે પ્રમાણે વર્તે છે તે સુખી થાય છે, ને જે મનુષ્યો તે પ્રમાણે વર્તતા નથી તે દુ:ખી થાય છે.

સૌને છેવટ કહેવાનું કે આપણા અંતર્યામી વ્યાપક ભગવાન—આપણા મહેશ્વર—આપણાં ગુરુદેવ—સદા સર્વદા આપણી પાસે હાજર છે.— આપણામાંજ છે, માટે આપણે પાપ ન કરવું, પણ પુણ્ય કરવું. પાપ કરવાથી ભગવાન્ નારાજ થાય છે, ને તેથી આપણને દુ:ખ થાય છે; અને પુણ્ય કરવાથી ભગવાન્ રાજી થાય છે, ને તેથી આપણને સુખ થાય છે.

કોઈ પણ પ્રાણીને દુ:ખ દેવું તે પાપ છે, ને કોઈનું પણ ભલું કરવું એ પુણ્ય છે. સમજુ માણસો પાપ કરતા નથી, ને પુણ્ય કર્યા કરે છે. તમે સૌ નાનપણથી એવી ટેવ પાડશો તો બહુ સુખી થશો.

બધા મનુષ્યને તથા બધાં પ્રાણીઓને પરમેશ્વરે સરજ્યાં છે તેથી બધા પરમેશ્વરનાં બાળકો છે, માટે ભાઈભાંડુની પેઠે બધાં ઉપર પ્રેમ રાખતાં, ને બધાંનું ભલું કરતાં શીખો. આમ કરવાથી પરમેશ્વરની કૃપા આપણા ઊપર ઉતરે છે, ને આપણે તેથી વધારે ને વધારે સુખી થઈએ છીએ. આપણા કવીશ્વર દલપતરામભાઈએ આપણને આ વાત પોતાના ચાર સુંદર દોહરા વડે સમજાવી છે. સાંભળો તે ચાર દોહરા:—

> પરમેશ્વરની છે પ્રજા, આ સઘળો સંસાર;
> એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર. ૧
>
> કાળા ગોરા કોણ છે, ધનહીણા ધનવાન;
> કહો ન હલકો કોઈને, સઘળા એક સમાન. ૨
>
> અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન—અભ્યાસ;
> જો સુખડ સળગાવીએ, આપે સરસ સુવાસ. ૩
>
> બાળક ખેંચે વાળ પણ, કદી ચડે નહિ કાળ;
> આળ કરે અજ્ઞાની જન, દિલમાં થવું દયાળ. ૪

બાએ ભાર મૂકીને કહ્યું કે આ ચાર દોહરા પણ સૌ મુખે કરી લેજો, ને તેનો અર્થ મોટી બહેન પાસેથી સમજી લેજો. આ દોહરા તમે " આસપાસ આકાશ " ની પેઠે વખતો વખત ગાજો, ને તે પ્રમાણે વર્તજો. બોલો ત્યારે સદ્ગુરુદેવકી જે, જે, જે, જે.

# પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્નથુરામ શર્મા-આનંદાશ્રમ-નવાગામ પોસ્ટ બીલખાનો સં. ૨૦૦૦-૨૦૦૧ના હિસાબો સંબંધી વૃત્તાંત

[ લેખક-શ્રી અજિતરાય હરિદાસ પારેખ ]

સ ૨૦૦૧ના ૭મા અંકના પાને ૬૩મા સવત ૧૯૯૯ની સાલ સુધીનો વૃત્તાંત આપવામાં આવ્યો હતો હવે સવત્ ૨૦૦૦-૨૦૦૧ના હિસાબો સબધી વૃત્તાત આપવામાં આવે છે સવત્ ૧૯૯૯ની આખરે સ્થાયી ભંડોળની નક્કી રકમના રૂ ૪,૬૫,૩૦૭-૧૫-૫ાા કેવી રીતે બનેલા છે તે ઉપલા વૃત્તાંતમા સમજાવવામા આવ્યુ હતું સવત્ ૨૦૦૧ની આખરે સ્થાયી ભંડોળ ( અનામત ફન્ડના રૂ ૩૩૬૦ મળીને રૂ ૪૭૦,૯૦૯-૧૨-૯ાાનું બનેલું છે. એટલે મજકુર બે સાલમા સ્થાયી ભડોળમા રૂ ૫૬૦૧-૧૩-૪નો વધારો થવા પામ્યો છે એ વધારો કેવી રીતનો થયો અને મિલ્કતમાં કયા દર્શાવ્યો છે તેની વિગત નીચે પ્રમાણે છે —

સ ૨૦૦૦-૨૦૦૧ની સાલમા સજ્જનો તરફથી ઈમારત બાધકામ માટે રૂ ૩૨૫) અને રૂ ૪૦૧) મળી કુલ રૂ ૭૨૬) ભેટ મળ્યા હતા એ ઉપરાત આ બે સાલમા ખર્ચ કરતાં આવકનો વધારો નીચે મુજબ ઉમેરાયો છે —

| | |
|---|---|
| સવત્ ૧૯૯૯ની આખરની ભડોળ | રૂ ૪,૬૫,૩૦૭-૧૫-૫ાા |
| ઉમેરો-ઈમારતના બાધકામમાટે મળેલી ભેટ | ૭૨૬-૦-૦ |
| ઉમેરો સ ૨૦૦૦-૨૦૦૧નો વધારો | ૪,૮૭૫-૧૩-૪ |
| | રૂ ૪૭૦,૯૦૯-૧૨-૯ાા |

ઉપર પ્રમાણે રૂ ૪૮૭૫-૧૩-૪ના આવકના વધારામાથી દર સાલ રૂ ૨૦૦)ના દરે કુલ રૂ ૪૦૦) "મકાનના અસાધારણ સુધાર કામમાટે રાખેલી અનામત" ખાતે અને રૂ ૪૦)ના દરે કુલ રૂ, ૮૦) "પરચુરણ કામમાટે રાખેલી અનામત" ખાતે જમા કરવામાં આવ્યા છે સવત્ ૨૦૦૧ની સાલની આખરે એવી અનામતમાં અનુક્રમે રૂ ૨૮૦૦) અને રૂ ૫૬૦) મળી કુલ રૂ ૩૩૬૦) જમે પડે છે જેનો સમાવેશ ઉપરના સ્થાયી ભડોળમાં થઈ જાય છે

આ બે સાલોમા જે આવકનો વધારો થયો છે તે આવક જાવકના વિગતવાર ઓડીટ થયેલા પત્રકોમા બતાવવામા આવ્યો છે જેનો સક્ષિપ્ત કોઠો નીચે પ્રમાણે છે —

| | સ ૨૦૦૦ | સં. ૨૦૦૧ |
|---|---|---|
| ભેટ | રૂ ૪,૭૪૬-૧૨-૨ાા | રૂ ૪,૭૬૧-૫-૬ |
| વ્યાજ | ૧૧,૪૩૪-૧૧-૧ | ૧૧,૬૦૮-૦-૦ |
| પુસ્તકોની ઉપજ | ૫,૦૦૬-૧૩-૯ | ૩,૬૦૪-૧૨-૯ |
| બીજી ઉપજ | ૫૧૬-૧૧-૦ | ૧,૦૧૫-૮-૦ |
| કુલ આવક | રૂ ૨૧,૭૦૮-૦-૦ાા | રૂ ૨૦,૯૮૯-૧૦-૩ |
| કુલ ખર્ચ | ૧૯,૧૩૩-૪-૨ાા | ૧૮,૬૯૮-૭-૩ |
| આવકનો વધારો નીચે પ્રમાણે વેંચ્યો | રૂ ૨,૫૭૪-૧૧ ૧૦ | ૨,૨૯૧-૩-૦ |

| | | |
|---|---|---|
| મકાનના અસાધારણ સુધાર કામ માટે રાખેલ અનામત ખાતે જમા. | ૨૦૦-૦-૦ | ૨૦૦-૦-૦ |
| પરચુરણ કામ માટે રાખેલા અનામત ખાતે જમા. | ૪૦-૦-૦ | ૪૦-૦-૦ |
| સ્થાયી ભંડોળ ખાતે જમા. | ૨,૩૩૪-૧૧-૧૦ | ૨,૦૫૧-૩-૦ |
| | રૂા. ૨,૫૭૪-૧૧-૧૦ | ૨,૨૯૧-૩-૦ |

સામાન્ય રીતે જોતાં આશ્રમનો ખર્ચ દર સાલ મુજબ સંભાળથી કરવામાં આવ્યો છે. વળી સં. ૨૦૦૦-૨૦૦૧માં હંમેશ મુજબ ટ્રસ્ટડીડની સૂચના પ્રમાણે મકાનના અસાધારણ સુધારકામમાટે રૂા. ૨૦૦) અને પરચુરણ કામમાટે રૂા. ૪૦) એમ અનામત કાઢવામાં આવ્યા છે. આ પ્રમાણેનો વહીવટ થયા પછી સં. ૨૦૦૧ની આખરે શ્રીઆનંદાશ્રમનું સ્થાયી ભંડોળ રૂા. ૪,૬૭,૫૪૯-૧૨-૯ાા (અનામતના રૂા. ૩૩૬૦) જૂદા થતાં)નું થવા પામ્યું છે. એ ભંડોળમાં શ્રીઆનંદાશ્રમની સ્થાવર મિલ્કતની કિંમત અને બીજા લેણાંનો સમાવેશ થઈ જાય છે. જે બાદ કરતાં સ્થાયી ભંડોળને લગતી જામીનગીરીઓ નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| ૧ સ્થાયી ભંડોળ. | | રૂા. ૪,૬૭,૫૪૯-૧૨-૯ાા |
| બાદઃ—સ્થાવર મિલ્કતોની કિંમત જે ભંડોળમાં સમાઈ ગયેલા છે. | | રૂા. ૧,૫૫,૯૯૮-૨-૯ |
| | | રૂા. ૩,૧૧,૫૫૧-૧૦-ાા |
| બાદઃ—લેણા | રૂા. ૧૯,૧૫૨-૧૩-૩ાા | |
| જેમાંથી બાદ દેવાં ,, | ૫,૦૬૪-૯-૭ | ૧૪,૦૮૮-૩-૮ાા |
| | | રૂા. ૨,૯૭,૪૬૩-૬-૪ |
| ઉમેરોઃ—અનામત ફંડો | | ૩,૩૬૦-૦-૦ |
| સ્થાવર મિલ્કત સિવાયનું સ્થાયી ભંડોળ | | રૂા. ૩,૦૦,૮૨૩-૬-૪ |

૨ સ્થાયી ભંડોળને લગતી જામીનગીરીઓ અને જણસઃ—

| | |
|---|---|
| રૂા. ૨,૨૬,૯૦૦ની ૧૯૬૦-૭૦ની ૪ ટકાની લોન. | રૂા. ૨,૨૦,૬૫૨-૧૪-૬ |
| ,, ૪૧,૫૦૦ની ૧૮૫૪-૫૫ની ૩ાા ,, ,, | ૪૧,૧૭૯-૦-૧ |
| ,, ૧૦,૦૦૦ની ૧૯૪૭-૫૦ની ૩ાા ,, ,, | ૧૦,૩૫૬-૧૪-૦ |
| ,, ૧૭,૨૦૦ની ૧૯૬૩-૬૫ની ૩ ,, ,, | ૧૬,૬૯૬-૧૪-૦ |
| ,, ૩,૦૦૦ની ૧૯૦૦-૦૧ની ૩ાા ,, ,, | ૨,૯૩૨-૮-૦ |
| | રૂા. ૨,૯૧,૮૧૮-૨-૭ |

| | |
|---|---|
| ૩ આનંદાશ્રમને લગતી રોકડ, બેંકની બાકી વગેરે | રૂા. ૧૬,૯૨૮-૧૧-૭ |

બાદ—ભેટો મળેલી ફંડને
લગતી પુરાંત–જુઓ નીચે     ૭,૯૨૩–૭–૧૦     ૯,૦૦૫–૩–૯
મથાળું નંબર ૫

રૂા ૩,૦૦,૮૨૩–૬–૪

૪. આ ઉપરાંત અનાથાશ્રમને ભેટો મળેલી છે જેનાં અનામત ફંડો નીચે પ્રમાણે છે.—

| | રૂા. આ. પા |
|---|---|
| શેઠ કલ્યાણજી ચતુર્ભુજના પત્ની કુલકુંવરબાઈનું ફંડ | ૧૧,૩૩૮–૫–૦ |
| બેન શ્રી સુમરીબાઈ કાગાવાળા | ૪૨-૧૨-૬ |
| શેઠ હરખચંદ લક્ષ્મીચંદ | ૭૬૧–૭–૦ |
| ,, ગણપતરામ નાનાભાઈ ભટ્ટ | ૭૭૮–૯–૫ |
| સ્વર્ગસ્થ માતુશ્રી ગતુમાના આત્મકલ્યાણાર્થે હા બેન સુમરીબેન | ૬૪૨–૦–૦ |
| બેન વાલુબાઈ દેવકરણ | ૮૦૦–૦–૦ |
| સદ્‌ગત સોની ઘેલાભાઈ સુંદરજી | ૭૪૦–૭–૬ |
| શેઠ રવજી દેવજી | ૩,૧૯૧-૦-૧૧ |
| ,, હરજીવન કેશવજી | ૩,૧૮૦–૦–૦ |
| વિષ્ણુલક્ષ્મીબેન વૈકુંઠભાઈ | ૫૦૦–૦–૦ |
| શેઠ શંકરલાલ બાપાલાલ | ૪૫૧–૦–૦ |
| ,, મણિશંકર પૂર્ણાનંદ | ૫૪૩-૧૨-૦ |
| ,, મહાશંકર છગનલાલ રાવલ | ૫૩૫–૦–૦ |
| ,, છગનલાલ વજેશંકર | ૪૪૩–૪–૦ |
| ,, જેઠાનાથ દયાલજી | ૨૦૧–૦–૦ |
| ,, ચતુર્ભુજ ભીમજી | ૧૫૦–૦–૦ |
| ,, લક્ષ્મીદાસ હેમરાજ | ૧૦૧–૦–૦ |
| ,, રૂગનાથજી સુંદરજી કરાચીવાલા | ૧૦૧–૦–૦ |
| ,, દ્વારકાદાસ ભગવાનદાસ | ૩૦૦–૦–૦ |
| ,, સોમનાથ ત્રિકમદાસ | ૧૦૦–૦–૦ |
| ,, દ્વારકાદાસ ખેતસી | ૧૦૧–૦–૦ |
| શ્રીમતી રવિકુંવરબેન | ૫૦૦–૦–૦ |
| શેઠ ચતુરભાઈ આશાભાઈ પટેલ | ૨૬૧–૦–૦ |
| ,, દામાભાઈ ગંગારામ | ૧૦૫–૦–૦ |
| શ્રી કુંદનગૌરી કાળીદાસ | ૫૧–૦–૦ |
| શેઠ જેઠારામ જેરામ | ૬૫–૮–૦ |
| ,, લાભશંકર ભવાનીશંકર | ૧૦૦–૦–૦ |
| ,, રાજસી જીવરાજ | ૧,૨૦૦–૦–૦ |
| કુલ રૂા. | ૨૭,૨૨૪–૨–૪ |

૫. ઉપલા ફંડોને લગતી જામીનગીરીઓ અને રોકડ:—

| | | | |
|---|---|---|---|
| રૂા. | ૧૨,૦૦૦ | ૧૯૬૦–૭૦ની ૪ ટકાની લોન | રૂા. ૧૦,૬૮૦–૦–૦ |
| " | ૭૦૦ | ૧૯૪૫–૫૫ની ૫ ટકાની લોન | ૭૦૦–૦–૦ |
| " | ૧૦૦૦ | ૧૮૬૫ ની ૩॥ " " | ૬૪૩–૨–૦ |
| " | ૨૦૦૦ | ૧૮૬૫ ની ૩॥ " " | ૨૯૭૯-૧૧-૦ |
| " | ૧૦૦૦ | ૧૯૦૦–૦૧ની ૩॥ " " | |
| " | ૩૦૦૦ | ૧૯૬૦–૭૦ની ૪ " " | ૨૯૧૯-૧૫-૨ |
| " | ૫૦૦ | ૧૮૫૪–૫૫ની ૩॥ " " | ૪૭૭-૧૪-૪ |
| " | ૫૦૦ | ૧૮૫૪–૫૫ની ૩॥ " " | ૫૦૦–૦–૦ |
| " | ૪૦૦ | " " ૩॥ " " | ૪૦૦–૦–૦ |
| | | | રૂા. ૧૯,૩૦૦–૧૦–૬ |
| રોકડ જણસ વગેરે ( જુઓ ઉપર મથાળું નંબર ૩ ) | | | ૭,૯૨૩–૭–૧૦ |
| | | | રૂા. ૨૭,૨૨૪–૨–૪ |

ઉપલા આંકડાઓને અનુસરી તપાસતાં શ્રીઆનંદાશ્રમનું સરવૈયું સમજવા માટે નીચે મુજબ સંક્ષિપ્ત કોઠો આપ્યો છે:—

| | |
|---|---|
| ૧ સ્થાયી ભંડોળ | રૂા. ૪,૬૭,૫૪૯-૧૨-૯॥ |
| ૨ અનામત ફંડો | ૩,૩૬૦–૦–૦ |
| ૩ ભેટ મળેલા ફંડો | ૨૭,૨૨૪–૨–૪ |
| | રૂા. ૪,૯૮,૧૩૩–૧૫–૧॥ |
| ૪ સ્થાવર મિલ્કતો | રૂા. ૧,૫૫,૯૯૮–૨–૯ |
| ૫ જામીનગીરીઓ અને ભંડોળને લગતી જણસ | ૩,૦૦,૮૨૩–૬–૪ |
| ૬ દેવા બાદ જતાં રહેલા લેણા | ૧૪,૦૮૮–૩–૮॥ |
| ૭ ભેટ મળેલાં ફંડોને લગતી જામીનગીરીઓ અને જણસ. | ૨૭,૨૨૪–૨–૪ |
| | રૂા. ૪,૯૮,૧૩૩-૧૫-૧॥ |

લેખ નં. ૩૭, ૩૮, અને ૩૯ના સંબંધમાં ગયા વૃત્તાંતમાં જે લખ્યું હતું તેની ચૂકતે રકમો આ વૃત્તાંત લખવા પહેલાં વસુલ થઈ આવી ગયેલ છે.

જણાવવાની જરૂર છે કે હિસાબો શ્રીઆનંદાશ્રમના ઓડીટરોએ ઓડીટ કરેલા છે, અને હંમેશ મુજબની કાંઈપણ વાંધા વગરની ( Unqualified ) સર્ટીફીકેટ આપેલ છે.

———[ * ]———

## श्रीनाथप्रतिमाजीनो महिमा

[ લેખક-શ્રી કાનજી પુરષોત્તમ દવે-વંથલી-સોરઠ ]

( આનંદ મંગલ કરૂં હું આરતિ-એ રાગ )

ધન્ય પ્રતિમા વિજયવંતિ તું, અદ્‌ભુત શક્તિ અનૂપા,
કલિમલહરણી જનસુખકરણી, સચ્ચિદાનંદ સ્વરૂપા ધન્ય૦

પ્રતિમાજી શ્રી નાથ પ્રભુની, મુદ મંગલ સ્વરૂપા,
તુજ જ્યોતિ પ્રેમલ વરદાયિની, દુઃખભંજન ભવ કૂપા ધન્ય૦

ત્રિકુટી ધ્યાન યોગાસન મૂર્તિ, પદ્માસન સંસ્થિતા;
નાથ નિરંજન ભવદુઃખ ભંજન, તું અદ્‌ભુત નવનીતા ધન્ય૦

શરણાંગત સાધક હિતકારી, વરદાયક તું માતા,
પુરણબ્રહ્મ પ્રતિમા નિર્મળ, સ્વયંજ્યોતિ વિખ્યાતા ધન્ય૦

તું બ્રહ્મ વિષ્ણુ તું માતા, તું શિવ શંકર રૂપા,
સર્જન પાલન સંહરન કરતી, જગદંબા તું અનૂપા ધન્ય૦

તું પરબ્રહ્મ ૐકાર સ્વરૂપા, શબ્દબ્રહ્મ તું વિધા,
પરા પશ્યંતિ વૈખરીની તું, ઉદ્‌ભવ મૂળ અનૂપા ધન્ય૦

ષડ્‌દર્શન પુરાન વેદની, પ્રગટ શક્તિ હે માતા,
સાંખ્ય યોગ ને અગમનિગમની, તું અદ્‌ભુત વિજ્ઞાતા ધન્ય૦

પાવનકરણી તુજ પાદુકા, મહિમા મંગલકારી,
ગંગા યમુના તુજ ચરણોમાં, અડસઠ તીરથ ભારી ધન્ય૦

તું માતા, ધાતા, તું પિતામહ જે વર્ણવતી ગીતા,
વિશ્વ તૈજસ પ્રાજ્ઞ રૂપ તું, નિર્ગુણ સત્ય સ્વરૂપા ધન્ય૦

જય હો જય હો નાથ પ્રતિમા, હે શિવશંકર રૂપા,
આદ્ય શક્તિ અવિનાશી અંબા, જય સચ્ચિદાનંદ રૂપા ધન્ય

——[ * ]——

## श्रीआनंदाश्रम-समाचार

( માઘમાસ )

**શ્રીસદ્‌ગુરુમહાપૂજન**—ગત મહાશિવરાત્રિના દિવસે સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું યથાવિધિ મહાપૂજન કર્યું હતું પશ્ચાત્ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝાએ પ્રાસંગિક વિવેચન કર્યું હતું

**રુદ્રાભિષેક**—શ્રી હરજીવન કેશવજી શાહ-મુંબઈ ( રુદ્રાભિષેક ) શ્રી કરશનદાસ હરજીના ધર્મપત્ની મોતીબાઈના કલ્યાણાર્થે ( રુદ્રાભિષેક ) શ્રી હરજી કરશન-લીંબુડા (રુદ્રાભિષેક ) શ્રી માણેકલાલ નાનજી ચ ાગણા ( રુદ્રાભિષેક ) શ્રી રાજેન્દ્રરાય વસતરાય-વડોદરા ( ૪ રુદ્રાભિષેક )

**મુખ્યસેટ**—રૂા ૨૫-૦-૦ શ્રી સોમનાથ હરજીવન ઉપાધ્યાય-વીરપારસા રૂા ૧૦-૦-૦ ગિરધરલાલ લક્ષ્મિચંદ ગાંધી-બીલખા. રૂા ૫-૦-૦ શ્રી છગનલાલ વાલજીભાઈ-જામનગર

**ભોજનઃ**—રૂ. ૨૮-૯-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ તરફથી સંક્રાંતિના રોજ ભોજન. શ્રી. જેઠાલાલ માધવજી ખીલખાવાળાના સ્વ. પુત્ર પ્રાણલાલના આત્મકલ્યાણાર્થે વિદ્યાર્થીઓને ભોજન. રૂ. ૧૪-૬-૬ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-સાવરકુંડલા ભોજન. રૂ. ૫૧-૦-૦ શ્રી. ભીમભાઈ પુંજાભાઈ બાબરાવાળા હા. બેન શ્રી વિજયબાઈ-બાબરા. રૂ. ૩૧-૬-૦ શ્રી. જયકૃષ્ણ ઇંદ્રજીના આત્મકલ્યાણાર્થે અપાયેલ ભોજન ખર્ચના હા. શ્રી. પ્રભાશંકર જમનાદાસ-પોરબંદર.

**થાળઃ**—રૂ. ૨-૮-૦ શ્રી. ઉપેંદ્રરાય મહારાણીદાસ દેશાઈ ( થાળ ૨. ) રૂ. ૧-૪-૦ નરસીદાસ ભગવાનજી તરફથી તેમના પિતાશ્રીના આત્મકલ્યાણાર્થે થાળ. રૂ. ૫-૪-૦ બેન અમરબાઈ હરસુરભાઈ-અડતાળા. રૂ. ૫-૦-૦ શ્રી. ગોરધનદાસ જાદવજી-મુંબઈ. રૂ. ૯-૧૨-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા તરફથી તેમના ચિ. મન્વંતરાયભાઈને થયેલી ઇજાની શાંતિ નિમિત્તે થાળ. રૂ. ૧-૪-૦ શ્રી. મણિશંકર કરશનજી ઓઝા-પોરબંદર. રૂ. ૫-૦-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ-જામજોધપુર ( ૪ થાળ ). રૂ. ૧-૪-૦ શ્રી. મનસુખલાલ દામોદર લખનોરી-કુંડલા તરફથી તેમના સદ્‌ગત પિતાશ્રીના આત્મકલ્યાણાર્થે. રૂ. ૧-૪-૦ શ્રી. માવજી ખીમજી ભટ્ટી-કરાંચી. રૂ. ૧-૪-૦ શ્રી. નટવરલાલ શંકરલાલ તરફથી તેમના સદ્‌ગત ભાઈના આત્મકલ્યાણાર્થે થાળ. રૂ. ૧-૪-૦ શ્રીમતી કસ્તુર બેન-ખીલખા. રૂ. ૧-૪-૦ શ્રીમતી મણિબેન-જોરાવરનગર. રૂ. ૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા. રૂ. ૧-૪-૦ શ્રી. મોરારજી ઓધવજી અઢિયા-ખીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. ચુનીલાલ હીરાલાલ-કીલાપારડી. શ્રી. મગનલાલ ડાહ્યાભાઈ-રાજકોટ થાળ ( વ્યાજમાંથી. ) શ્રી. ચત્રભુજ ભીમજી દવે-પોરબંદર થાળ ( વ્યાજમાંથી. )

**અખંડદીપકઃ**—રૂ. ૧-૦-૦ શ્રી. મોહનલાલ પ્રાણજીવન રાવળ. રૂ. ૦-૮-૦ શ્રી. ઉપેંદ્રરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ. રૂ. ૧-૦-૦ ઘી શેર ૦॥ અખંડદીપક માટે. શ્રી. ક. પ્રા. ઓઝા તરફથી. રૂ. ૧-૯-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા-વાંકાનેર. રૂ. ૧-૦-૦ શ્રી. અંબાલાલ લાલચંદદાસ-સાદરા. રૂ. ૦-૧૦-૦ શ્રી. નટવરલાલ શંકરલાલ, રૂ. ૦-૪-૦ શ્રી. કરશનદાસ હરજી.

———[ * ]———

## मुंबईमां सनातनधर्मप्रचार

ગતમાસમાં મુંબઈ ધર્મનગરમાં શ્રીલક્ષચંડી મહાયજ્ઞ તથા શ્રીઅષ્ટોત્તરશત શ્રીમદ્ ભાગવત પારાયણનો ધાર્મિક પ્રસંગ પૂ. પરમહંસપરિવ્રાજકાચાર્ય શ્રીમાન્ પૂ. સ્વામીજી શ્રી કરપાત્રીજી મહારાજશ્રીના અધ્યક્ષપદે સુંદરરીતે ઊજવાયો હતો. તે પ્રસંગે શ્રીઆનંદાશ્રમ—નવાગામ તરફથી તથા શ્રી. જયંતીલાલ ગોકુલદાસ ચંદારાણા તરફથી તથા શ્રીમન્નાથસત્સંગ મંડળ તરફથી મળીને પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી પ્રણીત ગ્રંથો અને ઉપનિષદો વેદાંતદર્શન શ્રીમદ્ ભગવદ્‌ગીતા આદિ કુલ ૭૨૧ ધર્મ ગ્રંથો યજ્ઞમાં નિયુક્ત થયેલા બ્રાહ્મણોને તથા અન્ય મહાનુભાવોને પ્રસાદ તરીકે આપવામાં આવ્યાં હતાં. તદુપરાંત વિનામૂલ્યનાં સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં પુસ્તકો, શ્રી. માણિક્યવર્માએ લખેલ નં. ૧ થી ૨૧ સુધીની ધર્મ પત્રિકાઓ પણ મોટાપ્રમાણમાં જિજ્ઞાસુઓને વહેંચવામાં આવ્યાં હતાં.

સિવાય “ પૂ. બ્ર. મહાત્માશ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીનો સંદેશ ” એ નામે પુસ્તિકા છપાવી નાથસત્સંગમંડળ તરફથી વહેંચવામાં આવી હતી.

રૂપસિંહજી હરિસિંહજી રાણા
સભ્યઃ શ્રીમન્નાથસત્સંગમંડળ-મુંબઈ

# પરચુરણભેટ

## [ માઘમાસ ]

૨-૦-૦ શ્રી મોહનલાલ પ્રાણજીવન રાવળ રાજસીતાપુર હા શ્રી રવિશંકરભાઈ
૧-૦-૦ શ્રી અંબાલાલ તુલજારામ-જબુસર
૦-૨-૦ બેન અમુલાબેન-મીલખા
૧-૦-૦ બેન અમરબેન હરસુરભાઈ-અડતાળા
૧-૦-૦ બેન શ્રી ફૈબાબેન-બીનખા
૦-૪-૦ બેન માંકબાઈબેન ,,
૫-૦-૦ શ્રી મહાસુખરાય ઉદયશંકર-કડવાલ
૧૬-૧૦-૦ શ્રીનાથમતસગમંડળ તરફથી કૃષ્ણ જયતીની ભેટના
૧૧-૦-૦ શ્રીનાથમતસગમંડળતરફથી નાથજયતી મહોત્સવ ઉજવાયો તેમા ફાળાના
૧-૪-૦ શ્રી નકાભાઈ રૂડાભાઈ-માગરોળ
૨-૪-૦ ,, બુદ્ધિલાલ મનજી-જૂનાગઢ
૫-૦-૦ ,, ધીરજલાલ મોહનલાલ-કાનપુર હોમનિમિત્તે
૧-૦-૦ ,, કરસનદાસ હરજીનાં પત્ની મોતીબાઈના કલ્યાણાર્થે
૧-૦-૦ ,, ચદુલાલ મોરારજી-બીનખા
૦-૬-૦ શ્રી કરસનદાસ હરજી તરફથી રુદ્રાભિષેક ૧ ના ભેટ તથા પૂજાપાના
૧-૦-૦ શ્રી દેવશંકર રામજી ભીંડોરા
૦-૪-૩ મદિરેથી પરચુરણ ભેટ
૫-૦-૦ શ્રી કેશવલાલ જેઠાલાલ મજીઠિયા-મુબઈ
૧-૦-૦ ,, વીરસિંહ કલ્યાણસિંહ-જૂનાગઢ
૨-૦-૦ ,, જગજીવન આણંદજી-જૂનાગઢ
૦-૧૦-૦ ,, હરજી કરમન લીંબુડા રુદ્રાભિષેકનો પૂજાપો તથા ભેટના
૦-૫-૦ પોષમાસમાં મોજીદડ આશ્રમમાં આવેલી ભેટના
૦-૫-૦ શ્રી કરશનજી પ્રા ઓઝા-વાંકાનેર
૦-૬-૦ ,, મા-ના ચમારાણા તરફથી ભેટ તથા પૂજાપો

૧-૧૪-૩ મદિરેથી પરચુરણ ભેટ હા. પૂજારી
૬-૦-૦ શ્રી. મગળદાસ માધવલાલ વ્યાસ-સાદરા-નિત્યદાનના
૧-૦-૦ શ્રી મગલદાસ મધવલાલ બેસતા વર્ષની ભેટના
૧-૦-૦ સાદરા આનદાશ્રમ
૧-૦-૦ બેન ચચળબેન શાહ-સાદરા
૨-૦-૦ શ્રી રામજી વિશ્રામ-કરાચી

શિવરાત્રીની ભેટ તથા મકરસક્રાંતિની ભેટ

૩-૦-૦ શ્રી રામજી વિશ્રામ પૂજાગ નિત્યદાનના
૫-૦-૦ ,, બાબુભાઈ પોપટલાલ રગરેજ-જામનગર
૨-૮-૦ ,, ભગવનલાલ મગનરામ-બોરીવલિ
૫-૦-૦ ,, બીમજી લાધાભાઈ-બીલખા
૧-૮-૦ ,, રાજેન્દ્રભાઈ-વડોદરા તરફથી ચાર રુદ્રાભિષેકના
૨-૪-૦ સ્વ મોતીબાઈની વરસી નિમિત્તે ભેટ તથા વરસીની ભેટ હા શ્રી. કરસનદાસ હરજી

શ્રીઅમદાવાદ આનદાશ્રમમાંઆવેલ ભેટ —

૦-૬-૦ પરચુરણ
૧-૦-૦ બેન નર્મદાબેન ચત્રભુજ
૧-૦-૦ બેન વિજયાબેન જયેષ્ઠારામ ભટ્ટ
૮-૮-૦ સ્વ ભાઈનાનભાઈ તરફથી માસિક યાગના હા શ્રી જયશંકર મયારામ ભટ્ટ
૧-૦-૦ બેન કાંતાબેન જયાશંકર ભટ્ટ-બાબાવદર
૧-૦-૦ બેન વસંતબેન નથુરામ
૦-૨-૦ પરચુરણ
૧-૪-૦ બેન અનસૂયાબેન
૧-૪-૦ બેન સવિતાબેન
૧-૪-૦ શ્રી શિવસિંહ પ્રતાપસિંહ
૦-૯-૦ મદિરેથી ભેટના હા પૂજારી

૫-૦-૦ શ્રી. પ્રાણલાલ વિઠ્ઠલદાસ-મુંબઈ
૫-૦-૦ ,, રાયચંદ ત્રિકમજી સંઘાણી-ઘાટકોપર
૭૫-૧૪-૦ શ્રી. રાજસી જીવરાજ તરફથી ફેબ્રુઆરી માસના માસિક સાત્વિક દાન માટે
૧-૪-૦ શ્રી. ચિમનલાલભાઈ-ચડિયા
૦-૫-૯ મંદિરેથી પરચુરણ ભેટ હા. વિ. લાલશંકર
૦-૪-૦ શ્રી મિ. વિ. દવેનાં વિધવા બાઈ મણીબેન
૦-૪-૦ સુખજીઆ-ઓીલખા
૦-૫-૩ પરચુરણ ભેટ

મહાશિવરાત્રીના દિવસે મહાપૂજન ભેટઃ—

૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૫-૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૦-૨-૦ વિ. મહેશચંદ્ર
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૧-૦-૦ ,, મોરારજી ઓધવજી
૧-૦-૦ બેન મણિબેન-જોરાવરનગર
૦-૪-૦ બેન મણિબેન ચડિયા
૦-૪-૦ બેન નાતીબેન લક્ષ્મીરામ
૦-૨-૦ બેન જકલબેન
૦-૨-૦ શ્રી. મગનલાલ રામજી જોશી
૧-૦-૦ ,, મોરારજીભાઈનાં પત્ની-ઓીલખા
૦-૧-૦ ,, લલિતપ્રસાદ-અં. જોશી
૩-૦-૦ ,, ગિરધરલાલ ગાંધી-ઓીલખા
૫-૦-૦ ચિ. જગદીશચંદ્ર શિવજી-જામનગર
૩-૧૩-૦ સ્વ. શેઠ રવજી દેવજી ગાંધીનું કુટુંબ હા. છગનલાલ વાલજીભાઈ-જામનગર
૧-૦-૦ પૂ. બ્ર. કેશવ શર્મા-ઉપલેટા
૧-૦-૦ શ્રી. જયંતીલાલ મંગળજી-રાણપુર

મહા વદ ૧૪ મહાશિવરાત્રીના દિવસે શ્રી. પોપટલાલ તારાચંદ વકીલને ઘેર જૂનાગઢમાં સૌ ગુરુબંધુઓએ મળીને પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કર્યું હતું, તેમાં નીચે પ્રમાણે પૂજનભેટ આવેલી છેઃ—

૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ
૦-૪-૦ પૂજારી દલપતરામભાઈ
૧-૪-૦ શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર
૧-૦-૦ ,, કરણસિંહજી લાલસિંહજી ઠાકોર
૧-૦-૦ ,, શિવસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, ભાનુલાલ પોપટલાલ
૧-૦-૦ ,, મયાશંકરભાઈ
૧-૦-૦ ,, મહેદ્રસિંહ નવલસિંહ
૦-૮-૦ ,, વીરસિંહ કલ્યાણસિંહ
૦-૮-૦ ,, લાલજી ઝીણાભાઈ
૧-૮-૦ ,, કેશવજી ઝીણાભાઈ
૦-૮-૦ ,, શંભુભાઈ ઈશ્વરભાઈ દવે
૦-૨-૦ બ્ર. કાશીરામભાઈ
૦-૮-૦ શ્રી. મોરારજી લાલજી
૦-૪-૦ ,, ચંદુલાલ મોરારજી
૦-૮-૦ ,, ઈશ્વરલાલ પોપટલાલ
૦-૯-૦ ,, જમનાદાસ કેશવજી
૦-૪-૦ ,, કરશનદાસ હરજી
૧-૦-૦ ,, પુરુષોત્તમ રામજી
૦-૪-૦ ,, જયશંકરભાઈ માસ્તર
૧-૦-૦ ,, જેચંદભાઈ વકીલ

હા. શ્રી. પોપટલાલભાઈ વકીલ-
૧૪-૩-૦ જૂનાગઢ

આંકોલવાડીમાં સપ્તાહ પ્રસંગે શ્રીમત્પ્રભુશ્રીના પાદુકાજીની પધરામણી કરવામાં આવી હતી, અંકોલવાડીમાં પાંચ દીક્ષિત બંધુઓ છે. ત્યાંના નિવાસી માસ્તર રામજી દયારામ જોશી વાનપ્રસ્થી જેઓએ સંવત ૧૯૬૨માં પૂજ્યપાદશ્રી રચિત દુરાચાર ગિરિવજ, વાંચી ચારસોનના પ્રભાવે તે દિનથી આજ દિન સુધી ચા વગેરે સર્વે વ્યસનોનો ત્યાગ કરી પ્રભુશ્રીના અમર આદેશને ગુરુસ્થાને સ્થાપી ભક્ત-

જીવન અતીત કર્યું છે. તેઓ બદરીકાશ્રમની યાત્રા પ્રસંગે જવાના હોવાથી પોતાને ત્યાં ભાગવત સસાહપારાયણ કરી પૂજ્ય ચરણ ગુરુદેવની પાદુકા પધરાવી ઉત્તમ ધર્મલાભ સંપાદન કર્યો.

———[ * ]———

## શ્રીદક્ષિણામૂર્તિ નાથભગવાનનાં પ્રતિમાજીનો પાટોત્સવ

ફાગણ વદિ ૫ ના દિવસે પૂજ્યપાદશ્રીનાં પ્રતિમાજીનો પાટોત્સવ હોવાથી બહારગામથી આ મહોત્સવમાં ભાગ લેવામાટે શ્રી માણેકલાલભાઈ, શ્રી પોપટલાલભાઈ, શ્રી અજિતરાયભાઈ, શ્રી. આણંદલાલભાઈ, શ્રી દયાળસિંહભાઈ તથા શ્રી લાલજીભાઈ તથા શ્રી. કાનજી પુરુષોત્તમ દવે સહકુટુંબ આવેલા હતા.

સવારના ૯॥ થી ૧૨ પૂજ્યપાદશ્રીનું યથાવિધિ મહાપૂજન કરવામાં આવ્યું હતું શ્રી કાનજીભાઈ દવેએ પૂજ્ય પ્રતિમાજીનું કાવ્ય ગાયુ હતુ, ત્યારબાદ પ્રસાદ ને ચરણામૃત અપાયાં હતાં તેમજ આજે મહોત્સવમા ભાગ લેવા આવેલા-સૌને અને આનંદાશ્રમવાસીઓને મિષ્ટાન્ન ભોજન આપવામા આવ્યુ હતું રાત્રે ભક્તનરસિંહ મહેતાનું આખ્યાન શ્રી. દલપતરામ કથાકારે કર્યું હતું, તેમજ રાત્રિએ શ્રીઆનંદાશ્રમના વેદજ્ઞ પૂ શાસ્ત્રીઓ, અને વિદ્યાર્થીઓએ વેદપાઠ કર્યો હતો, ને સર્વે બાળકોની વસંતપૂજા કરી દક્ષિણા ને ફલાહારાદિવડે તેમનો સત્કાર કરવામાં આવ્યો હતો

કાનાબેંગલોરવાળા શ્રી જયન્તીલાલ ગોકુલદાસ ચંદારાણા તરફથી સર્વે બાળકોની પૂજા કરી દક્ષિણા આપવામા આવી હતી, તેમજ શ્રી અંબાશંકર નાનજી જોશીએ સ્વરચિત નીચેનું કાવ્ય આ મહોત્સવના અનુસધાનમા ગાયુ હતું



### પૂજ્યપ્રતિમાયશોગાન

[ રચનાર:-શ્રી અંબાશંકર નાનજી જોશી ]

દિવ્ય મૂર્તિ નાથપ્રભુની નિરખતાં ઠરે અંતરિયાં ટેક.

અંતર્યામી ઉર અભિરામી, ભક્તજનોની ભવસુખદાત્રી,
કોટિ સૂર્યસમ પૂર્ણ પ્રકાશી, નયન મનોહર સુરતિ દિવ્ય મૂર્તિ૦ ૧

સર્વે જીવની પરમ સાક્ષી, કર્મફલની જે અભિદાત્રી,
દર્શન કરતાં મનમલ હરતી, ધર્મમૂર્તિ રાજતી દિવ્ય મૂર્તિ૦ ૨

અમૃતવેલી દુ ખદ અસાર આ, ભવાટવીની માંહી,
કલ્પવૃક્ષની છાંયસમી જે, આશ્રમ મધ્ય વસેલી દિવ્ય મૂર્તિ૦ ૩

ભવાટવીના દાઝેલ માનવી, રહે વિરામ જ્યાં પામી,
શાંતિ તૃપ્તિની અમૃત ઝરણી, છે ભવસાગરની તરણી. દિવ્ય મૂર્તિ૦ ૪

વેદશાસ્ત્રની પ્રત્યક્ષ મૂર્તિ, જ્ઞાનગંગાની જ્યાં છે સ્ફૂર્તિ,
શિષ્યો તણી અભિરામ એ જ્યોતિ, હું તે મેં તો ગોતી દિવ્ય મૂર્તિ૦ ૫

Reg. No. B. 3087.

સને ૧૯૪૭ તા. ૨૫ માર્ચ

# વિજ્ઞપ્તિ

## માધવબાગમાં સત્સંગ

**શ્રીમન્નાથસત્સંગમંડળ તરફથી:—**

૧ દર રવિવારે સવારના ૧૦ાા થી ૧૧ાા પૂ. સદ્‌ગુરુદેવના ઉપદેશામૃતનું શ્રવણ તથા કીર્તન.

૨ કાંઇપણ ડીપોઝીટ લીધા વગર પુસ્તકો ઘેર વાચનમાટે આપવાની સગવડ.

૩ પૂજ્યપાદશ્રીપ્રણીત પુસ્તકો બીલખાનાજ ભાવથી આપવાની યોજના.

૪ વિનામૂલ્યથી સંધ્યાદિ નિત્યકર્મની પુસ્તિકાઓની લ્હાણી મળશે, માટે સૌ બંધુઓને લાભ લેવા વિનતિ છે.

લિ. શ્રીમન્નાથસત્સંગમંડળ

પત્રવ્યવહારનું શિરનામું:—

૩૩, ખોખાબજાર-મુંબઈ.

( ટાઇટલ પેજ ત્રીજાનું અનુસંધાન )

પાટોત્સવના મહોત્સવના અનુસંધાનમાં પૂ કૃપાનાથની પાવન સેવામાં શ્રી. દયાળસિંહજીભાઈએ આ નીચેના શ્લોકનો પાઠ કર્યો હતો.

**પ્રોદ્યચ્છાખમહાવટદ્રુમતટે યોગાસનસ્થં પ્રભુમ્‌**
**પ્રત્યક્તત્ત્વબુભુત્સુભિ: પ્રતિદિશં પ્રોદ્વીક્ષ્યમાણાનનમ્ ।**
**ભદ્રાં તર્કમયીં દધાનમમલં કર્પૂરગૌરં શિવમ્ ।**
**હૃદ્યન્ત: કલયે સ્ફુરંતમનિશં, શ્રીદક્ષિણામૂર્તિકમ્ ॥**

**ભાવાર્થ:—**અતિ ઊંચી શાખાવાળા મહાન્ વડવૃક્ષની નીચે યોગાસને સ્થિર થયેલા, સર્વના નિયંતા, આત્મતત્ત્વના જિજ્ઞાસુઓવડે પ્રત્યેક દિશાઓમાં જેમનું મુખારવિંદ સારી રીતે જોવામાં આવે છે એવા, ભદ્રામુદ્રાને ધારણ કરનારા, રાગદ્વેષાદિ મલરહિત, કપૂરના જેવા ગૌરવર્ણવાળા, કલ્યાણરૂપ અને હૃદયની અંતર નિરંતર સ્ફુરતા શ્રીદક્ષિણામૂર્તિનું હું ધ્યાન કરું છું.

( " સુબોધકલ્પલતા "—" પર્ણ બીજું દ્વિજોનાં ષટ્‌કર્મ " મંગલાચરણ)

——[ * ]——

વર્ષ ૧૫ મું

ફાલ્ગુન

અંક ૧૦

સંવત ૨૦૦૩

॥ ૐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો. બીલખા

सुधास्रवं नाथवचः प्रसन्नं सुधास्रवं नाथविलोकितं च ।

सुधास्रवं नाथमनः प्रसन्नं सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

સુધાસ્રવતું છે નાથનું નિર્મળ બોલવું । સુધાસ્રવતું છે નાથનું નિર્મળ જોવું । સુધાસ્રવતું છે નાથનું નિર્મળ અંતઃકરણ । સુધાસ્રવતું છે નાથના નિવાસનું નિર્મળ ધામ-આનંદાશ્રમ.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીગુરુપદકમલ. | ૧૪૯ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૫૦ |
| ૩ | ભક્ત ઇશરદાનજી. | ૧૫૧ |
| ૪ | પ્રણુતિ. | ૧૫૪ |
| ૫ | શ્રીનાથપ્રભુનો પાટોત્સવ. | ૧૫૫ |
| ૬ | સનાતનધર્મપ્રવૃત્તિ. | ૧૫૭ |
| ૭ | " શ્રીમન્નાથજયંતીમહોત્સવ " | ૧૫૮ |
| ૮ | આંકોલવાડીમાં પૂજ્યપાદશ્રીની છબિજીની પધરામણી. | ૧૬૦ |
| ૯ | સુધારો. | ૧૬૧ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૬૨ |
| ૧૧ | પરચુરણ ભેટ. | ૧૬૩ |
| ૧૨ | ખેદજનક અવસાન. | |

———[ * ]———

## વાંચો

### ??જરૂરી??

આ " આનંદાશ્રમ " માસિકના વર્ષ ૧૫માનો ૧૦ મો અંક પ્રસિદ્ધ થાય છે. " આનંદાશ્રમ " પત્રના ગ્રાહક બંધુઓએ પોતાનું ચડત લવાજમ તુરતજ મનીઓર્ડરથી મોકલી આપવા વિનતિ છે, કે જેથી વી. પી. કરવાનો નકામો ખર્ચ કરવો ન પડે. બે કે ત્રણ વરસનાં ચડેલાં લવાજમોવાળા તરફથી વી. પી. પાછાં આવવાથી ધાર્મિક પ્રચારમાં નુકસાન થાય એમ સૌ કોઈ સમજી શકે છે.

વ્યવસ્થાપક " આનંદાશ્રમ "

———[ * ]———

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૫ મું ] સંવત્ ૨૦૦૩ ફાલ્ગુન [ અંક ૧૦ મો.

## श्रीगुरुपदकमल

રાગ–ગરબી

[ લેખક–શાસ્ત્રી અંબાશંકર નાનજી જોશી ]

જેણે ગુરુચરણે ચિત્ત ધાર્યું, નિજકુળ તેણે તાર્યું રે. જેણે૦ ટેક.

દેવનું દૈવત એ પદમાં છે, લક્ષ નિરંતર યોગીનું જ્યાં છે,
તારણતરણ તે આ જગમાં છે, આવ્યું વિત્ર વિદાર્યું રે. જેણે૦ ૧

કર્મકાંડનું ફળ છે એમાં, ઉપાસના સિદ્ધ થાએ તેમાં;
જ્ઞાનસિદ્ધિ પણ રહી છે એમાં, તે કેમ જાએ વિસાર્યું રે જેણે૦ ૨

એ પદ પાપીને સંહારે, આપ તરે ને અન્યને તારે,
ભવ ભટકણનો ભય ન લગારે, સંતજને દૃઢ મન ધાર્યું રે. જેણે૦ ૩

ગુરુપદ હૃદય જે શિશ નમાવે, તાપત્રય નિજ ભવ શમાવે;
શિષ્યની વૃત્તિમાં શાંતિ જમાવે, ધન્ય ધન્ય જીવન સુધાર્યું રે. જેણે૦ ૪

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

જ્યાં માયાનાં કાર્યો ને માયા નથી તે અસંગ ને અખંડાનંદ પદમાં મનને વિશ્રાંતિ આપ્યા કરશો.

સામો પક્ષ ખોટું સમજી ઉશ્કેરાઈ અવળી પ્રવૃત્તિ કરે તેવી પ્રવૃત્તિના કરતાં સામો પક્ષ પોતાની ભૂલો સમજી અવળી પ્રવૃત્તિથી ઉપરામ પામે, વા યોગ્ય પ્રવૃત્તિ કરવા ન્યૂનાધિક અંશે પ્રેરાય, અને જનસમૂહને પોતાનું કર્તવ્ય સમજાય એવી પ્રવૃત્તિ કરવી એ શાસ્ત્રદૃષ્ટિથી વિશેષ ઇચ્છવાયોગ્ય ગણાય છે.

સંધ્યાવંદન, ગાયત્રીજપ, વૈશ્વદેવ ને વેદાદિના અધ્યયનવડે તથા ધન ને વિદ્યાથી પણ શ્રેષ્ઠ સદાચારના પાલનવડે બ્રાહ્મણપણું શોભી ઊઠે છે માટે તમે સૌ તે પ્રમાણે વર્તવા તથા અન્ય સંબંધિજનોને વર્તાવવા ઉત્સાહથી પ્રયત્ન કરશો.

શ્રીવ્યાસભગવાને મહાભારતમાં કહેલું નીચેનું વચન સર્વ વર્ણોએ અને તેમાં પણ બ્રાહ્મણોએ તો ખાસ કરીને હૃદયમાં અંકિત કરવા જેવું છેઃ—

"ऊर्ध्वबाहु र्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥"

( હું બે હાથ ઉંચા કરીને પોકારીને કહું છું, પણ મારું કોઈ સાંભળતું નથી, ધર્મથી અર્થ ને કામનો લાભ થાય છે, છતાં તે ધર્મ શામાટે સેવાતો નથી ? )

કુસંપથી વ્યક્તિની ને સમૂહની અધોગતિ થાય છે, ને સંપથી વ્યક્તિની ને સમૂહની ચડતી ગતિ થાય છે, માટે તમે મા મોટું મન રાખી તથા પરવિચાર-સહિષ્ણુતા રાખી સંપસંપીને વર્તશો.

સંપસંપીને વર્તવાથી તમારો તથા જ્ઞાતિનો અભ્યુદય છે, માટે અયોગ્ય અભિનિવેશને દૂર કરી સંપને અવશ્ય આદર આપશો.

"जहाँ संप तहाँ संपति नाना, जहाँ कुसंप तहाँ विपति निदाना"

એ શ્રીતુલસીદાસજીનું વચન બહુ વિચારવાજેવું ને આચારમાં મૂકવાજેવું છે. જેઓ પોતાને કુલવાન્ માનતા હોય તેમણે પોતાની શાસ્ત્રોક્ત યોગ્યતા વધારવા પ્રયત્ન કરી સાચા કુલવાન્ થવા પ્રયત્ન કરવો જોઈએ, ને બીજાને અકુલવાન્ ગણી નિંદવા ન જોઈએ, પણ તેમની વર્તમાન યોગ્યતાનો વિચાર કરી તેમની સાથે સારી રીતે વર્તવું જોઇએ, અને કેમ કરવાથી અનુકૂલતાઓ વધશે, ને પ્રતિકૂલતાઓ દૂર થશે તે વિચારવું જોઈએ, તથા યોગ્ય નિર્ણય કરી તે પ્રમાણે વર્તવું જોઈએ.

તમે પરસ્પર વિનય, પ્રેમ ને ઔદાર્ય રાખી વર્તશો, અને આ સમિતિનું કામ યશસ્વી નીવડે એવો શુભ પ્રયત્ન સેવશો. ( ચાલુ )

———[ * ]———

# भक्त ईशरदानजी

[સપાદક—શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી]

(અનુસધાન વર્ષ ૧૪માના અંક ૧૧ના પૃષ્ઠ ૧૭૧થી ચાલુ)

સંવત ૧૬૧૮મા જામશ્રી રાવળનો સ્વર્ગવાસ થયાબાદ ગુજરાતમાં બહાદુરશાહ બાદશાહ રાજ્ય કરતો હતો તે વખતે આહિર જાતિના માણસો ઉપર બાદશાહનો કર ઘણા વખત થયાં ચઢયે જતો હતો તે કરની વસૂલાત કરવામાટે બાદશાહનો સુબો કાઠિયાવાડમાં આવ્યો, અને આહીરોને જલદી કર આપી દેવા તાકીદ કરી, પરંતુ આહીર લોકો કર ન આપી શક્યા તેમાટે આહીર જાતિના મુખ્ય પુરુષ પટેલને સુબાએ કેદ કર્યો, અને બાદશાહપાસે જઈ-તમને મુસલમાન બનાવી દેવામા આવશે એવી બીક બતાવી. આ વાતના સમાચાર આહિર જાતિના આગેવાન માણસોએ ઈશરદાનજીને આપ્યા તે પટેલ ઈશરદાનજીના મિત્ર હતા એટલામાટે ઈશરદાનજી સુબાને તે બાબતમા મળ્યા, અને કહ્યુ કે આપ તેઓને ૬ માસની મુદત આપો તે મુદત દરમ્યાન તેઓ કર રૂપિયા એક લાખ ભરી દેશે, અને તે મુદત પ્રમાણે તેઓ ન ભરે તો તે કરની રકમ હુ ભરી દઈશ એમ કહી પોતે તે બાબતમાં જમાન પડી તે પટેલને કેદમાથી છોડાવ્યા

તે મુદત પૂરી થયાં છતાં આહીર લોકોએ કર ચૂકવ્યો નહિ, એટલે ફરીથી સુબો બાદશાહી ફોજ લઈ કર લેવામાટે આવ્યો, અને ઈશરદાનજીને કર ભરી આપવા જણાવ્યુ ઈશરદાનજીએ આહીર જાતિના પટેલને કર ભરી દેવા જણાવ્યુ પણ પટેલે વિનતિ કરી કે અમોએ બહુ જ મહેનત કરી પણ કોઈ રીતે એક લાખ રૂપિયાનો યોગ થતો નથી આપની જે ઇચ્છા હોય તે કરો પણ અમારાથી તે રૂપિયાનો યોગ કોઈ પણ રીતે બને તેમ નથી ઈશરદાનજીએ આ બધી હકીકત સુબાને જણાવી સુબાએ હુકમ આપ્યો કે—તો પછી ઈશરદાનજી! તમે બાદશાહની પાસે ચાલો!! આ સાંભળી ઈશરદાનજી તૈયાર થઈ ગુજરાતમા બાદશાહની પાસે જવાને માટે ફોજની સાથે રવાના થયા

સુબો ઈશરદાનજીને બાદશાહની પાસે લઈ જાઈ રહ્યો છે એવી ખબર હળવદના રાજા રાયસિંહને મળી આવા સમાચાર સાંભળી તેઓએ પોતાના મંત્રીઆદિ કાર્યકર્તૃમંડળને બોલાવ્યું, અને કહ્યુ કે આપણે ક્ષત્રિયો જીવત છતા ઈશરદાનજી જેવા ચારણને બાદશાહી સુબો લઈ જાય તો પછી આપણુ જીવતુ વ્યર્થ છે, માટે તમો સૌ કોઈ પણ ઉપાયથી રૂપિયા એક લાખ એકઠા કરી સુબાને આપો અને ઈશરદાનજીને છોડાવી લો

આ વાત સાંભળી સૌએ વિચાર કરી જવાબ આપ્યો કે—"મહારાજા સાહેબ! આપનુ કથન બરાબર સત્ય છે, પણ આપણાથી તેટલા રૂપિયા અત્યારે તુરત જ બની શકે તેમ નથી આપણા જે વૈશ્ય કારભારી છે તેઓ ઘણુ જ ધનવાન છે, તેઓ પોતાની પાસેથી અત્યારે તે રૂપિયા આપી દે તો બની શકે, અન્યથા બીજો કોઈ હાલમાં તો માર્ગ જણાતો નથી"

રાજાસાહેબે તુરત જ તે કારભારીને બોલાવ્યા, અને કહ્યુ કે ઈશરદાનજીને સુબાની પાસેથી છોડાવવામા રૂપિયા એક લાખની જરૂર છે તે રૂપિયા અત્યારે તમો તમારી પાસેથી આપી દો બીજી કોઈ પણ રીતે રૂપિયાનો યોગ થતો નથી, અને જો ઈશરદાનજીને ન છોડાવીએ તો મારુ ક્ષત્રિયજીવન વૃથા છે એમ હુ માનુ છુ

રાજસાહેબનું વચન સાંભળી કારભારીએ વિચાર કર્યો કે જો હું રૂપિયા આપવાની ના પાડીશ તો દરબાર મારાં ઘર માલ સંપત્તિ વગેરેને લુંટી લેશે, માટે અત્યારે તેઓની સામે તો રૂપિયા આપવાનો સ્વીકાર કરી લેવો જોઇએ, એવો વિચાર કરી કારભારીએ રાજસાહેબને જણાવ્યું કે:—"બહુ જ આનંદની વાત છે, પૈસા આપવાજ છે તેમાં મને પૂછવાની જરૂર નથી. ઇશરદાનજીને બોલાવી લો હું રૂપીયા હાજર કરી આપું છું." કારભારીનાં આવાં વચન સાંભળી રાજસાહેબને ધીરજ આવી. જ્યારે બાદશાહી ફોજ હળવદની પાસે આવી ત્યારે કારભારીએ વિચાર કર્યો કે:—"ઇશરદાનજી પરમ ભક્તરાજ છે, પરોપકારી અને મહાત્માપુરુષ છે, એટલે તેઓ કોઇના મનને દુઃખ થાય તેવું દાન લેશે નહિ" આ પ્રમાણે વિચાર કરી સમય જોઇ કારભારી ઇશરદાનજી પાસે ગયો, અને પગમાં પડી વિનતિ કરવા લાગ્યો કે:—આપના કારણથી મારા ઉપર આજે એવું સંકટ આવ્યું છે કે આપને મુક્ત કરાવવા માટે રાજસાહેબ મારા ગરીબ માણસ પાસેથી એક લાખ રૂપિયા બળાત્કારથી લઇ લે છે; તેથી મને બહુજ દુઃખ થશે; અને મોરી આબરૂને પણ ધક્કો લાગે છે, આ પ્રમાણે કહી તે રોવા લાગ્યો. ઇશરદાનજી દયા લાવી કહેવા લાગ્યા કે "કામદાર! મારા માટે કોઇપણ માણસ ઉપર જુલ્મ થાય તો એવું દ્રવ્ય મારે જોઇતું નથી."

કારભારીએ કહ્યું કે:—"કવિરાજ આપ મારા પૈસા લેવાની ના પાડશો તો રાજસાહેબ ઊલટા મારા ઉપર અધિક ક્રોધ કરશે, અને આપના ગયા પછી મને બહુજ દુઃખ દઇ મારું જીવન ખરાબ કરી નાંખશે.

એટલા માટે આપ કૃપા કરીને જો બચાવવા ઇચ્છતા હો અને મને મારાં બાળ બચ્ચાં વગેરેને હળવદના સીમાડા બહાર સહીસલામત પહોંચાડી દો!

ઇશરદાનજીએ કહ્યું કે:—"તમે કંઇ પણ ચિંતા કરશો નહિ. તમને રાજસાહેબની હદથી બહાર સહીસલામત પહોંચાડ્યા પછી જ હું અન્નજલ ગ્રહણ કરીશ. આ પ્રમાણે ઇશરદાનજીએ કારભારીને અભયવચન આપી દીધું.

ઇશરદાનજીને રાજસાહેબના મુખ્ય માણસો બોલાવવા આવ્યાં, અને તેઓની સાથે પોતે હળવદમાં આવ્યા. રાજગઢના દરવાજાસુધી રાજસાહેબ પોતે સામા આવ્યા, અને પ્રેમસહિત મળી કચેરીમાં યોગ્ય આસન ઉપર બેસાડ્યા. કસુંબા તૈયાર થવા લાગ્યા. ઇશરદાનજીને કસુંબો પીવડાવવા સ્વયં રાજસાહેબ આવ્યા તે વખતે ઇશરદાનજીએ કહ્યું કે:—"રાજસાહેબ! આપ આપના કારભારીને તેની માલમિલ્કત બાળબચ્ચાં સાથે આજેજ આપની સરહદ બહાર પહોંચાડી દેવાનું વચન આપો તો જ મારે અહીંનું પાણી સ્વીકાર્ય છે." ઇશરદાનજીનાં આવાં વચન સાંભળી રાજસાહેબે કહ્યું કે:—"કવિરાજ! આ કારભારી સિવાય અહીં બીજો કોઇ પણ માણસ એવો ધનવાન્ નથી કે જેના પાસેથી હું રૂપિયા એક લાખ જેટલી રકમ લઇ આપને મુક્ત કરાવી શકીશ." ઇશરદાનજીએ કહ્યું કે:—"મારું તો જે થવાનું હશે તે થશે, પણ મેં આપેલું વચન મિથ્યા થવું ન જોઇએ. જો આપને મને કસુંબો પાવાની ઇચ્છા હોય તો મેં કહ્યું તે પ્રમાણે કરો."

ઇશરદાનજી પોતાની સત્યપ્રતિજ્ઞાથી જરાપણ ચલાયમાન થનાર નથી એમ સમજી રાજસાહેબે તેજ વખતે આજ્ઞા આપી પોતાના કારભારીને વિદાય કરી દીધો; અને કોઇ પણ જાતની અડચણ કારભારીને આવવા દીધી નહિ.

ત્યારે ઈશરદાનજીએ કસુંબો પી લીધો, ઉપરોક્ત ઘટનાના સમાચાર રાણીવાસમાં મળ્યા. ત્યારે રાણીઓએ પોતાના ઝવેરાતી અલંકારોથી થાળ ભરી દાસીઓ દ્વારા તેને રાજસાહેબની પાસે મોકલાવ્યો, અને કહેવડાવ્યું કે તમે કંઈપણ ચિંતા કરશો નહિ પણ આ ઝવેરાતી ઘરેણા પોતે વેચી ઈશરદાનજીના જમાનપણાના રૂપિયા ભરી દો; પરંતુ એટલામા તો આ ખબર આખા શહેરમા બધા વ્યાપારી મહાજનોને થતાં બધા વ્યાપારીઓ રાજસાહેબની પાસે આવ્યા અને હજારો રૂપિયા નજરાણામાં મૂકવા લાગ્યા. થોડીવારમાં એક લાખ રૂપિયા પૂરા થઈ ગયા છતા સૌ કહેવા લાગ્યા કે રૂપિયા એક લાખથી પણ વધારે રૂપીયાની જરૂર હોય તો આપ અમોને ફરમાવો. રાજસાહેબે કહ્યુ કે હવે રૂપીયાની જરૂર નથી તમોએ સૌએ પોતાના સ્વામીની આબરૂમાટે જે ધનનો ત્યાગ કર્યો છે તે તમારી સાચી ધનિકતા સૂચવે છે, હું જેમ મારા સ્વધર્મમાં પરાયણ છુ તેમ તમો કે જે મારી પ્રજા છો તેમને પણ સ્વધર્મનું પાલન કરતી જોઈ હું બહુજ ખુશી થાઉં છુ જ્યાસુંધી રાજાપ્રજાને આવો પ્રેમ અને ઐક્યતા રહેશે ત્યાંસુધી આપણે સ્વર્ગ સુખ ભોગવી શકીશુ, આ પ્રમાણે સૌને સારા વચન કહી રૂપિયા એક લાખ બાદશાહી સુબાને આપી દીધા અને ઈશરદાનજીને મુક્ત કરાવ્યા.

વિક્રમ સવંત્ ૧૬૦૦માં જૂનાગઢના રાયના વંશજોમાં રાય ખેંગારજીના કુમાર રા' નવઘણ જૂનાગઢની રાજ્યગાદી ઉપર હતા. તે વખતે તેના કુટુંબી બજાજી હતા. તેઓને અમરેલી પરગણું આપવામાં આવ્યુ હતું. તેઓ અમરેલી પરગણાનો ભોગવટો કરતા હતા. અને તેઓની પાસે એક સાગી જાતવાન્, પાણીદાર તથા સુંદર સ્વરૂપવાન્ એક તેજણ ઘોડી હતી. તે ઘોડીને માટે મોટા મોટા રાજાઓની ગામ જાગીર આદિ બદલામાં આપવાનું કહી માગણીઓ આવવા લાગી, પરંતુ બજાજીને આ ઘોડી અત્યંત પ્રિય હતી, એટલે તેઓ તેને કોઈને પણ આપતા ન હતા આ ઘોડી લેવાની રા'નોઘણને ઇચ્છા થઇ અને બજાજીને બોલાવી કહ્યુ કે—"તમારી પાસે જે ઘોડી છે તે મને આપો અને તેના બદલામાં તમો જે માગો તે હું આપવા તૈયાર છુ બજાજીએ કહ્યું કેઃ—"રાજન્! આપ રાજા છો તો આવી અનેક ઘોડીઓ પ્રાપ્ત કરી શકો તેમ છો પણ આ ઘોડી મને પ્રાણથી પણ અધિક વહાલી છે, તેથી હું તે આપી શકતો નથી તો મને માફ કરશો." આ કારણથી રા'નોઘણ અને બજાજીની વચ્ચે ખટપટ થઇ અને તે સમયે અમરેલી જૂનાગઢનીચે હોવાથી નાની મોટી વાતોમાં રાજ્યતરફથી અનેક જાતની ઉપાધિઓ આવવા લાગી આ કારણથી બજાજીના મનમા દુઃખ ઉત્પન્ન થયું, અને તેઓ નારાજ થઈ અમરેલી છોડી સંવત્ ૧૬૦૩મા જામનગર જામશ્રી રાવળજામના આશ્રયમાં રહેવા આવ્યા. બજાજી અને જામરાવલ બને સાઢુ ભાઈ થતા હતા સવંત્ ૧૬૦૭માં રા'નોઘણ અવસાન પામી ગયા અને તેના પુત્ર શ્રીસંગ ગાદીઉપર આવ્યા. ત્યારે તેઓએ બજાજીને પ્રસન્ન કરી પુનઃ અમરેલી આવવામાટે વિનતિ કરી. સવંત્ ૧૬૧૨માં બજાજીને મનાવી તેના મનનું સમાધાન કર્યું અને અમરેલીતાલુકો પુનઃ તેમને સ્વાધીન કર્યો.

બજાજી જ્યારે જામનગર રહેતા હતા ત્યારે ઇશરદાનજી સાથેના સત્સંગથી ઈશરદાનજી તરફ તેઓને બહુજ પૂજ્યભાવ તથા મૈત્રી ઉત્પન્ન થયા હતા, અને બજાજીના પુત્ર કરણજી તો ઇશરદાનજીના શિષ્ય પણ થયા હતા, અને ઇશરદાનજીને પિતાતુલ્ય માનતા હતા.

બજાજી જ્યારે અમરેલી જવાનેમાટે તૈયાર થયા ત્યારે પિતાપુત્ર બંનેએ ઈશરદાનજીને

અહુજ પ્રેમથી વિનંતિ કરી કે હવે જરૂર અમરેલી પધારી અમારી અમરેલીને પવિત્ર કરો. આ પ્રસંગે તેઓનો વિશુદ્ધ પ્રેમ અને અતિશય આગ્રહ જોઈ ઈશ્વરદાનજીએ વચન આપ્યું કે "હું એક વખત જરૂર અમરેલી આવીશ."

ખાનજી અમરેલી ગયા પછી ઘણીવખત પત્ર લખી ઈશ્વરદાનજીને અમરેલી પધારવા વિનંતિ કરતા હતા પણ જામરાવળ પ્રેમને લીધે ઘણીવાર પણ ઈશ્વરદાનજીને બીજે કોઈ સ્થળે જવા દેતા ન હતા, એટલે ઈશ્વરદાનજી અમરેલી જઈ શક્તા ન હતા. (ચાલુ)

———[ * ]———

## प्रणति

[ લે:–શ્રીમતી નિર્મલાદેવી વેદાંતતીર્થ, કાવ્યતીર્થ દર્શનભૂષણ ]

આનંદઘન! અમરપદ આપનારા આનંદકંદ! આપના શ્રીપાદપંકજોમાં નિર્મલતમ નિર્મળ–પ્રણતિ હો!

* ॐ *

હે નાથ! સ્વયં જ્યોતિ! સ્વયંપ્રકાશરૂપ! અમારા ચિરપથપ્રદર્શક બનો! નિર્ગતે–निर्गतो मलो यस्याःसाइति निर्मला ગંગા સમ નિર્મળ કરી દો! સર્વે અમે નિર્મળ તત્ત્વમાંજ અનુરક્ત રહીએ

* ॐ *

હે નાથ! નિરંજન! નિર્મળ માનવજાતિની આત્મભાવથી સેવા કરે. મોહ, મમતા, અહંકાર આદિ રોગોથી સદા મુક્ત રહી સર્વજીવોમાં મધુરાતિમધુર અમૃતાત્માનાં દર્શન કરે—હે રસરાજ! તારીજ રસજ્યોત નીરખે!

* ॐ *

હે મધુરાધિપતે! મૃત્યુના મુખથી અમ શરણાગતોનો પિંડ નહિ છૂટે શું? ના, ના, નાથ! આપની કૃપાથી શું અશક્ય છે! આપ એવી નિર્મળ બુદ્ધિ આપો કે અમે આપના અસલ સ્વરૂપને ભૂલી ન જઈએ.

* ॐ *

હે પરમપુરુષ! પરતત્ત્વ! કૃપાનાથ! નિર્મળના અકિંચન સંદર્પ સ્વીકાર કરો!

* ॐ *

પ્રણામ છે અખિલ લોકનાયકને કે જે સર્વ પ્રાણિઓમાં સમરૂપે બિરાજમાન છે. જે અગ્નિમાં ને જળમાં, વૃક્ષમાં અને લતાઓમાં, પત્થરમાં, તથા કીડીમાં, તલવારમાં ને સ્તંભમાં સર્વ સ્થાનોમાં અણુએ અણુએ ઓતપ્રોત છે. यत्रैव यत्रैव मनो मदीयं तत्रैव तत्रैव नाथस्वरूपम् ॥

* ॐ *

પ્રભો! આપજ આ જગતને રચનારા છો. આપજ આ સૃષ્ટિના પાલનકર્તા છો. આપનામાંજ આ જગત લય પામે છે. આપ ક્યા ક્યા સ્થાનમાં નથી? જન્મમરણથી મુક્ત કરનારા નાથ નિરંજન! નિર્મળની કોટાનકોટિ પ્રણતિ હો.

———[ * ]———

॥ ॐ ॥

## શ્રી મુંબઈ હાલાઈ લોહાણા મહાજનવાડીમાં શ્રીમન્નાથસત્સંગમંડળ તરફથી ઉજવાયેલો

# શ્રીનાથપ્રભુનો પાટોત્સવ

[ સંપાદક—શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા ]

પૂજ્યચરણ કૃપાસિંધુ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનનો ૧૩ મો પાટોત્સવ શ્રીમન્નાથસત્સંગ-મંડળતરફથી અત્યંત પ્રેમ–ઉત્સાહ ને ભક્તિભાવપૂર્વક ભારે ધામધૂમથી ઉજવાયો હતો.

શ્રીહાલાઈ લોહાણા મહાજનવાડી જેવા પ્રસિદ્ધ ને વિશાળ સ્થળને આ વખતે પસંદ કર્યું હતું ઉત્સવમાં મુંબઈની ધર્માનુરાગી જનતા સારા પ્રમાણમાં લાભ લઈ શકે, એ હેતુથી અગાઉથી પાટોત્સવની જાહેરાત તથા નિમંત્રણસૂચક મોટાં બોર્ડો લખાવી માધવબાગ તથા નરનારાયણના મંદિરમાં મૂકવામાં આવ્યાં હતાં. ઉપરાંત આમંત્રણપત્રિકાઓ બહોળા પ્રમાણમાં છપાવી સત્સંગમંડળોમાં, દેવમંદિરોમાં, પાઠશાળાઓમાં, કાપડમારકેટોમાં તથા લોહાણા સેનેટેરીયમ આદિ જુદાં જુદાં જાહેર સ્થળોએ જનતાને આપવામાં આવી હતી. આથી કરીને ઉત્સવમાં મોટા પ્રમાણમાં સત્સંગી બંધુ–બહેનોએ લાભ લીધો હતો.

ફાલ્ગુન સુદિ પંચમીના પુનિત દિનનું પ્રભાત થતાં શ્રીનાથસત્સંગમંડળના સભ્યો હાજર થઈ ગયા હતા વાડીના સભાખંડને આસોપાલવના પત્રોના તોરણોથી વિભૂષિત કર્યો હતો. સભાખંડના મધ્યભાગમાં એક ઉંચું વિશાળ સ્ટેજ કરવામાં આવ્યું હતું. તેના ઉપર ગોઠવેલા સુંદર સિંહાસનને ઝીક–જરી ભરેલા રેશમી ગાલીચાથી આચ્છાદિત કર્યું હતું તેમાં પૂજ્યપાદ નાથપ્રભુના પરમપૂજ્ય પ્રતિમાજી બિરાજ્યાં હતા ઉપર રેશમી ઝીક–જરી ભરેલું મોટું છત્ર ધરવામાં આવ્યું હતું જે દૃશ્ય આપણા તીર્થધામ ખીલખા આનંદાશ્રમના શ્રવણહોલમાં પૂ નાથપ્રભુના પુનિત દર્શનનું સ્મરણ તાજું કરતું હતું. નાથપ્રભુ ખરેખર સાક્ષાત્ દર્શન દેવા પધાર્યા છે તેવો ભાસ થતો હતો

સમારંભની શરૂઆતમાં વેદપાઠી બ્રાહ્મણોએ વેદમંત્રોના પાઠ કર્યાં હતા પછીથી પૂ સદ્‌ગુરુદેવનાં પૂ પાદુકાજીનું મહાપૂજન વૈદિક વિધિપૂર્વક ષોડષોપચારથી ઉપસ્થિત સમુદાયવતી શ્રી નરેંદ્રસિંહ દયાળસિંહે કર્યું હતું, બાદ સૌ સભાજનોએ પણ પૂ સદ્‌ગુરુદેવના પૂ. પ્રતિમાજીનું તથા પૂ પાદુકાજીનું પૂજન કર્યું હતું આરતી ઉતારી પ્રસાદી ને ચરણામૃત અપાયા હતાં બાદ ભાઈશ્રી રતનજી રામજીએ પૂ શ્રીમન્નાથ પ્રભુપ્રતિની પ્રાર્થના વાંચી હતી, અને ભાઈશ્રી મૂળશંકર નરભેરામ પડીઆએ પૂ શ્રીમન્નાથપ્રભુનો સંદેશ સુંદર રીતે વાંચી સંભળાવ્યો હતો બાદ સદ્‌ગુરુદેવની જય બોલાવી ૧૧॥ વાગ્યે સવારનો કાર્યક્રમ પૂર્ણ કર્યો હતો

મધ્યાહ્ન પછીનો કાર્યક્રમ ભરચક ને લગભગ આઠ કલાકનો હતો તેનો પ્રારંભ પણ સમયસર કરવામાં આવ્યો હતો શ્રીમન્નાથસત્સંગમંડળનો ઉદ્દેશ નિઃસ્વાર્થયુક્ત સદ્‌ગુરુસેવા ને સત્સંગનો છે આથી કરીને અન્યસત્સંગમંડળો પણ નાથપ્રભુના ઉત્સવોમાં સક્રિય ભાગ લેતા થયા છે શ્રીજેનારામ ,સત્સંગમંડળોનો કાર્યક્રમ ૩ વાગ્યા પછી શરૂ થયો હતો. જે ઘણો ભક્તિભર્યો ને આનંદપ્રદ હતો જબ્બર માનવમેદનીની હાજરીમાં ૫ વાગ્યે તે પરિપૂર્ણ થયો હતો.

તદનંતર ૬ થી ૬॥ પર્યંત શ્રીમતી જયગંગા બહેને કૃપાનાથના અવતારી દિવ્યજીવનની ઝંખાને ઝાંખી કરાવી હતી. નાથપ્રભુના પરમકલ્યાણકારી ઉપદેશનો 'તેઓશ્રી' અંકિત

ગ્રંથોદ્વારા લાભ લઈ જીવન કૃતાર્થ કરવા જનતાને અનુરોધ કર્યો હતો. તે બાદ ૬॥ થી ૭॥ પર્યંત ભકતરાજ કળુભાઈના સુપુત્ર શ્રી નવનીતભાઈએ સદ્‌ગુરુમહિમાનાં અનન્યભક્તિભર્યાં હૃદયંગમ ભજનો ગાઈને નાથને ભારે બિરદાવ્યા હતા. આ ટાણે જનમેદનીએ હર્ષના ને સદ્‌ગુરુકી જયના ઉદ્‌ગારોના ઘોષ કર્યા હતા.

પશ્ચાત્ ૭॥ થી ૮ સુધી શ્રીરામતીર્થયોગાશ્રમના સંચાલક શ્રીમાન્ ઉમેશચંદ્રજીએ નાથપ્રભુના અવતારીજીવનઉપર ભારે વિદ્વત્તાભર્યું પ્રવચન કર્યું હતું, મહાયોગેશ્વર ને બ્રહ્મનિષ્ઠતરીકેનાં શાસ્ત્રીય પ્રમાણો રજુ કરી નાથપ્રભુનાં દૈવી ગુણોનું સભાને સચોટ દર્શન કરાવ્યું હતું, અને નાથપ્રભુપ્રણીત જ્ઞાન, ભક્તિ ને યોગ આદિના ગ્રંથોની ભારે પ્રશંસા કરી હતી.

પછીથી ૮ થી ૮॥ સુધી શ્રીમનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડ્યા સોલીસીટરે ભારે તેજસ્વી પ્રવચન કર્યું હતું. નાથપ્રભુને ઈશ્વરવિભૂતિતરીકે વર્ણવતાં તેઓ બોલ્યા હતા કે, સનાતનધર્મી જનતાને ધર્મ માર્ગે લઈ જવા નાથપ્રભુએ ભારે સફળ પ્રયાસ કર્યો હતો. તેઓશ્રીનો મનનીય ઉપદેશ ને પ્રવચન સાંભળવા હજારો શ્રોતાઓની મેદની એકત્ર થતી, મને આ અલભ્ય લાભ બહુ વાર મળ્યો છે. તેઓશ્રીના ઉપદેશની દૈવીશક્તિનાં દર્શન સુરતમાં પણ મને થયાં હતાં, અમારું એક સંબંધી કુટુંબ એક માઠા બનાવથી ભારે ગમગીન બન્યું હતું. તે અરસામાં નાથપ્રભુ સુરત પધાર્યા હતા, અને તે કુટુંબને જ્ઞાનમય ઉપદેશ આપ્યો હતો, તેની તાત્કાલિક અસર થઈ હતી, અને તે કુટુંબ શોકમુક્ત થયું હતું. આવા મહાન્ સંતના ઉપદેશનું તથા તેઓશ્રીની આજ્ઞાઓનું નિઃસ્વાર્થયુક્ત ભાવે પાલન કરવું એ કર્તવ્ય છે, અહંભાવ રાખ્યાવિના સેવાનાં કાર્યો કરવાં એ ભગવાન્ કૃષ્ણનો ઉપદેશ હતો, અને નાથપ્રભુએ પણ કીર્તિનો સ્વાર્થ રાખ્યા વિનાજ મારું કર્તવ્ય છે, એમ સમજી ધર્મપાલન ને સેવા કરવાનો ઉપદેશ આપેલ છે. તેઓશ્રીપ્રણીત અનેક ગ્રંથો પરમહિતકારી મનનીય ને સ્વાધ્યાય કરવાજેવાં છે. જેનો લાભ લેવા મારી સૌને ભલામણ છે.

ત્યારબાદ શ્રીયુત બાલકૃષ્ણ ગંભીરશર્મા એમ. એ. નું ભારે વિદ્વતાભર્યું સુંદર પ્રવચન થયું હતું, તેઓશ્રીએ કૃપાનાથની સાક્ષાત્ સેવાનો પરમ લાભ લીધો છે, અને તેથી તેઓએ પૂ. સદ્‌ગુરુદેવના અવતારી દિવ્યજીવનનો સચોટ પરિચય સભાજનોને ઉત્તમ પ્રકારના કર્તવ્યથી કરાવ્યો હતો. તે બાદ શાસ્ત્રી શ્રી. રેવાશંકર મેઘજી દેલવાડાકરે પ્રવચન કર્યું હતું, તેઓએ બોલતાં જણાવ્યું હતું કે, ગીતામાં ભગવાન્ જણાવે છે તદનુસાર નાથભગવાન્ પણ સનાતનધર્મના પ્રચાર ને રક્ષામાટે પધાર્યા હતા. તેઓશ્રીના કલ્યાણકારી ઉપદેશથી ને સતત્ પ્રયાસથી જનતાએ તજી દીધેલાં ધર્મકાર્યો પુનઃ શરૂ કર્યાં છે. ક્ષત્રિય-વૈશ્ય જે યજ્ઞોપવીત લેતા નહોતા, તેવા વર્ગને દ્વિજત્વ પ્રાપ્ત કરાવી સંધ્યાદિ નિત્યકર્મ કરતા કર્યા છે. સ્વયં બ્રાહ્મણોમાં પણ ભારે શિથિલતા વ્યાપી હતી તે પણ નાથપ્રભુએ પોતાશ્રીના તેજસ્વી ઉપદેશથી દૂર કરાવી બ્રાહ્મણત્વનું ભાન કરાવ્યું હતું. તેઓશ્રીના મોટા મોટા ગ્રંથો તો વિદ્વાનોને પણ મુગ્ધ કરે તેવા છે, પણ તેઓશ્રીના નાનકડા પુસ્તકમાં પણ નર્યું વેદાંત પ્રત્યક્ષ થાય છે. જનતાઉપર આ તેઓશ્રીનો મહદ્ ઉપકાર છે, તેઓશ્રીના ઉત્સવો ઉજવીએ એ આપણું પરમકર્તવ્ય ને ધન્યભાગ્ય છે.

પછીથી સ્વામીશ્રી ગોવિંદાનંદે બોલતાં કહ્યું હતું કે, કોઈ પણ વ્યક્તિ પોતાનાં કાર્યોથી પોતે કોણ છે તે બતાવે છે, વેપાર કરતો હોય તેને આપણે વેપારી તરીકે

ઓળખી લઇએ છીએ. ખેતી કરનારને આપણે કૃષિકારતરીકે પીછાની શકીએ છીએ. આવી રીતે ભિન્ન ભિન્ન પ્રવૃતિ કરનારાઓને તે તે ધંધસૂચક નામોથી ઓળખી શકીએ છીએ. નાથપ્રભુની પ્રવૃતિ આ સર્વે ધંધાથી જુદી હતી. જનતાનું પરમ કલ્યાણ થાય, માનવમાત્ર ત્રિવિધ તાપથી મુક્ત થઇ પરમ સુખનો અનુભવ કરે એવી પ્રવૃતિ સમસ્ત જીવનભર નાથપ્રભુએ કરી હતી, અને આવી પ્રવૃતિ કરનારને શાસ્ત્રો પ્રભુના અવતાર કહે છે. નાથપ્રભુ હાલ ભલે સાક્ષાત દેખતા નથી, પણ તેઓશ્રીની કલ્યાણકારી પ્રવૃતિથી સર્જાયેલા તેઓશ્રીના દિવ્ય ગ્રંથો અમર છે તે ગ્રંથોનું વાચન પરમ શાંતિપ્રદ ને શાશ્વત કલ્યાણકર છે

પછીથી બરાબર સમયસર ૯ા વાગ્યે ભક્તિભેટ ભજનમંડળનું આગમન થયું હતું. નાથભગવાનપ્રતિ તે મંડળે ભારે ભક્તિભાવ પ્રદર્શિત કર્યો હતો કાર્યક્રમની શરૂઆતમાં તેઓએ પૂ નાથભગવાનના પૂ પ્રતિમાજીને સુગંધી પુષ્પોનો હાર પહેરાવ્યો હતો ત્યારે સભાહોલ સદ્‌ગુરુદેવના જયજયકારથી ગાજી ઊઠ્યો હતો "પહેરો પહેરો ફુલડાં કેરો હાર, સદ્‌ગુરુદેવ હમારા " એ આહ્લાદક સ્તુતિ ગાઇ હતી, ત્યારે ઘણા ભક્તજનો તથા બહેનોની આંખોમાં હર્ષના અશ્રુઓ આવી ગયાં હતા, પછીથી તે મંડળે ક્રમવાર જુદાં જુદાં ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય તથા સદ્‌ગુરુદેવના અવર્ણનીય મહિમાના ઘણા ભજનો સંભળાવી જનમેદનને ભક્તિરસમાં તરબોળ કરી દીધી હતી, રાત્રિના ૧૧ા વાગ્યે સર્વે મંડળોએ તથા સભાજનોએ પૂ સદ્‌ગુરુપરમાત્માની આરતી ઉતારી હતી, અને પ્રસાદી લઇ સદ્‌ગુરુદેવની જય બોલાવી હતી આ રીતે પરમકૃપાળુ નાથની દયાથી લગભગ આખા દિવસનો કાર્યક્રમ પરમ શાંતિપૂર્વક નિયમિત વ્યવસ્થિતરીતે આનંદસહ પરિસમાપ્ત થયો હતો, શ્રીમન્નાથસત્સંગમંડળને આવા ઉત્સવો ઉજવવામાં નાથપ્રભુની શક્તિજ સાહાય્ય કરે છે ઇતિશિવમ્

———[ * ]———

## सनातनधर्मप्रवृत्ति

વથલીસોરઠના ધર્માનુરાગી ઠા હરિદાસ વીરજીએ વથલી શ્રીદક્ષિણામૂર્તિ પાઠશાળાના વિદ્યાર્થીઓ તથા પૂ શાસ્ત્રી તથા મંત્રી શ્રી કાનજીભાઇ વગેરેને માળની ફૂલવાડીએ આમંત્રી, ફૂલવાડીની પર્ણકુટીમાં શ્રીનાથભગવાનના છબીજી પધરાવી પોતાનાં કુટુંબીઓ ને સંબંધિજનોના સમાજસહિત, પૂજન અર્ચન તથા પ્રસાદી અને તદ્‌ઉપરાંત સર્વેને મિષ્ટાન્નભોજન જમાડી *ધાર્મિક લાભ લીધો હતો પૂજન વખતે વિદ્યાર્થીઓએ પુરુષસૂક્ત, તેમજ ગીતાજીના પંદરમા* અધ્યાયનું ગાન કરી ઉંચટ શાંતિપાઠથી સર્વેને આનંદ આપ્યો હતો શ્રી. કાનજીભાઇએ સ્વરચિત "શ્રીપ્રતિમાજીનો મહિમા," તથા " ભક્ત અને ભગવાનનાં " અભેદ સ્વરૂપ વિષે કાવ્યો ગાયાં હતાં, તેમજ સનાતનધર્મના જીવંત સ્વરૂપને પોષનો આવો લાભ દરેક બંધુઓને લેવા વિજ્ઞપ્તિ કરી હતી પૂજ્ય શાસ્ત્રીજીએ પણ યોગ્ય શબ્દોથી સર્વેને ઉત્તેજિત કર્યા હતા આખો દિવસ આ પ્રમાણે આનંદમંગલ કરી સાંજે સહુ વિસર્જન થયા હતા ફાગણ સુદિ ૧૦ રવિવારે આ પ્રસંગ ઉજવ્યો હતો.

**માંડળમાં** પૂજ્યપાદ કૃપાનાથનો પાટોત્સવ ઉત્સાહપૂર્વક ઉજવાયો હતો મહાપૂજનમાં ગુરુબંધુ શ્રી બાલાભાઇ, પાઠશાળાના વિદ્યાર્થીઓ અને પ્રતિષ્ઠિત બંધુઓએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી.

**મોજીદડ ને અમદાવાદ** આનંદાશ્રમમાં પણ પાટોત્સવનો ઉત્સવ વિધિપૂર્વક ઉજવાયો હતો.

———[ * ]———

॥ ॐ ॥

## શ્રીમુંબઈ માધવબાગમાં શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળતરફથી ઉજવાયેલો

## "શ્રીમન્નાથજયંતીમહોત્સવ"

પૂજ્યપાદ કૃપાસિંધુ સદ્‌ગુરુ પરમાત્મા શ્રી ૧૦૦૮ શ્રીમન્નાથમહેશ્વરનો ૮૯ મો જયંતી-મહોત્સવ પ્રતિવર્ષની પ્રણાલિકા પ્રમાણે સં. ૨૦૦૨ના આસો સુદિ ૪ને રવિવારે તા. ૨૯-૯-૪૬ના રોજ છાપેલી પત્રિકા પ્રમાણે મુંબઇના શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળના અન્વયે ભવ્યતાથી ઉજવાયો હતો.

સવારે પ્રથમ વેદવિદ્ ભૂદેવોનું યથાવિધિ પૂજન થયા બાદ તેઓશ્રીતરફથી થયેલા વેદઘોષ સમારંભનું મંગળાચરણ થયું હતું. સામગાનથી દરેકનાં હૃદય પ્રફુલ્લિત થઈ આનંદિત થયાં હતાં. તત્પશ્ચાત્ સર્વ ગુરુબંધુઓ તથા ભગિનીઓએ શ્રદ્ધાભક્તિપૂર્ણ ઉલ્લાસથી શ્રીસદ્‌ગુરુ પરમાત્માના પરમપાવન શ્રીપાદુકાજીનું તથા પ્રતિમાજીનું વૈદિકવિધિથી ષોડશોપચારથી પૂજન કર્યું હતું.

બપોરે ૨ થી ૩ વાગ્યાસુધીના સમયમાં પૂજ્યપાદ ગુરુદેવના સદ્‌ગ્રંથોનું વાચન થયું હતું. પ્રત્યેક રવિવારે અત્રેનું શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ આ નિયમ પાળે છે એટલે આજે પણ તેનું અવ્યાહત રીતે પાલન થયું હતું.

તે પછી ભક્તરાજ શ્રી. કનુભાઈના સુપુત્ર શ્રી. નવનીતભાઇના સત્સંગમંડળનાં ભજનો થયાં હતાં. પ્રેમભક્તિપૂર્ણ ભાવાવેશથી ગવાયેલાં એ પદોએ દોઢકલાકસુધી ભક્તિસુધાનું સિંચન કર્યું છતાં પણ શ્રોતાઓને તૃપ્તિ થતી ન હતી એમ લાગતું હતું. ત્યારબાદ શ્રીજયગંગા બહેને શ્રીમન્નાથભગવાનનાં પરમોપકારક જીવનનું સંક્ષિપ્ત પ્રવચન કર્યું હતું. શ્રી. પ્રાણજીવન વિઠ્ઠલદાસ ધ્રુવે કૃપાનાથશ્રીના સદ્‌ગ્રંથોનો મહિમા વર્ણવી તેનું વાચન મનન કરવા જિજ્ઞાસુઓને આગ્રહભરી વિનતિ કરી હતી.

તદનંતર શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય દાર્શનિક સાર્વભૌમ ન્યાયમાર્તંડ મંડલેશ્વર પૂજ્યપાદ સ્વામીજી શ્રીમહેશ્વરાનંદજી મહારાજશ્રીએ પોતાની પરમજ્ઞાન ગંભીર વાણીથી **"અદ્વૈત સિદ્ધાંત અને શ્રીમન્નાથ ભગવાનનું તદર્થક જીવનવૃત્ત"** ઉપર વ્યાખ્યાન કર્યું હતું. શ્રુતિસંગત તર્કાનુસંધાનપૂર્વક યુક્તિ, અનુભવ અને શાસ્ત્રપ્રમાણથી અદ્વૈતસિદ્ધાંતનું પ્રતિપાદન એવી અદ્‌ભુત સમર્થતાથી કર્યું હતું કે કૃપાસિંધુ શ્રીમન્નાથ મહેશ્વરની શરીરસ્થિતિ હતી તે વખતે તેઓશ્રી દ્વારા થયેલા પ્રવચનોનો જેઓએ લાભ લીધો હતો તેમને તેઓશ્રી તે પ્રવચનો દ્વારા જે અપરોક્ષાનુભૂતિ યુક્ત અદ્વૈતામૃતની વર્ષા કરતા અને તે વખતે જે ભૂમાનંદની પ્રતીતિ થતી હતી તેજ મહદાનંદની સ્મૃતિ થવા લાગી. કૃપાનાથશ્રીની વાક્‌સુધાનું જેમણે પાન કરેલું તેમને તો રોમહર્ષણ થવાજ લાગ્યું હતું પરંતુ અન્ય જિજ્ઞાસુઓને પણ પૂજ્ય મહેશ્વરાનંદજીના શાસ્ત્રના પ્રબલ પ્રમાણયુક્ત વાણીવૈભવે એટલાબધા મંત્રમુગ્ધ કરી દીધા હતા કે આખો હોલ જન-મેદનીથી ઠસોઠસ ભરેલો અને દાદર ઉપર તથા નીચે મોટો જનસમૂહ (આશરે બે હજાર ઉપરાંત જેટલો) હોવા છતાં, પ્રગાઢ શાંતિથી બધા આનંદાનુભવ કરી રહ્યા હતા. એક તો માધવબાગની પવિત્ર ભૂમિ, કે જ્યાં અનેક યજ્ઞયાગાદિ થઇ ચૂકયા છે અને થતા રહે છે, જ્યાં અનેક જ્ઞાનભક્તિનિષ્ઠ સાધુ-સંત-મહાત્મા-યોગીઓ સંન્યાસીઓની પવિત્ર પદરજ પડતીજ રહે છે, અને સાક્ષાત્ શ્રીલક્ષ્મીનારાયણના સામીપ્યથી જે તીર્થરૂપ થયેલી છે, તે સ્થળે તેમાં

યોગયુક્ત પરિવ્રાજક પૂજ્ય શ્રીમદ્દેશ્વરાનંદજી મહારાજજીના સમર્થ વ્યાખ્યાતા અને વ્યાખ્યાનનો વિષય "અદ્વૈત સિદ્ધાંત, અને તે માટે કૃતાર્થરૂપ શ્રીનાથમહેશ્વરનું કઠોર તપશ્ચર્યારૂપ જીવનવૃત્તાંત" તેમાંથી જે અદ્‌ભુત આનન્દની નિષ્પત્તિ થાય તે વર્ણવવી શી રીતે ?

" अहो शास्त्रमहोशास्त्रमहोगुरुरहो गुरुः ।
अहो ज्ञानमहोज्ञानमहोसुखमहोसुखम् ॥ "

( અર્થાત્ જીવબ્રહ્મનું ઐક્ય બતાવનાર વેદાંતશાસ્ત્ર આશ્ચર્યરૂપ છે ! અત્યંત આશ્ચર્યરૂપ છે ! તે શાસ્ત્રનું અનુભવયુક્ત-અપરોક્ષજ્ઞાન ધરાવનાર શ્રીમદ્‌ગુરુ વિસ્મયરૂપ છે ! પરમાશ્ચર્યરૂપ છે ! અને તે શાસ્ત્ર અને તે ગુરુદેવદ્વારા ઉપદેશાએલું જ્ઞાન અદ્‌ભુત છે ! અત્યંત અદ્‌ભુત છે ! અને તે જ્ઞાનથી પ્રાપ્ત થતું સુખ અત્યંત વિલક્ષણ છે ! આશ્ચર્યની પરમાવધિરૂપ છે ! )

કૃતાર્થ થયેલા બ્રહ્મવેત્તાના આનન્દના-પદ્યશોકારના-ઉપર્યુક્ત ઉદ્‌ગાર સિવાય તે આનંદનું વર્ણન કરવા મારી લેખિની અત્યંત અસમર્થ છે ! સતત દોઢ કલાક સુધી તેઓશ્રીએ અદ્વૈતગંગાનો પ્રબળ ધોધ વહાવી સર્વેને તેમાં નિમજ્જન કરાવ્યું હતું તેઓશ્રીના વ્યાખ્યાનની સમાપ્તિ બાદ શ્રી જમનાદાસ હરખજી સઘવીએ પૂજ્ય સ્વામીનો આભાર માન્યો હતો.

માધવબાગના ઉપરના હોલમાં ગતવર્ષ પ્રમાણે સમારંભ ઉજવાયો હતો મધ્યભાગમાંજ સિંહાસન ઉપર શ્રીમન્નાથભગવાનના પૂજ્ય પ્રતિમાજી પધરાવવામાં આવ્યાં હતાં, તેની આજુબાજુ વિવિધ પ્રકારના લતાપુષ્પાદિ તથા રંગબેરંગી વિજળીક પ્રકાશને લઈ અતિ મનોહર દશ્ય લાગતું હતું ધ્વનિવર્ધક યંત્રની ગોઠવણ હોવાથી સુગમતાથી શ્રવણ થઇ શકતું હતું

બાહ્ય દશ્યનું એટલુંજ વર્ણન બસ થશે કારણકે મુમુક્ષુઓ પોતાના પરમપ્રેમાસ્પદ સદ્‌ગુરુની જયંતી ઉજવે તેમાં તેમની સાત્વિક શ્રદ્ધાભક્તિની પ્રેરણાજ કામ કરી રહેલી હોય છે, અને તેજ પ્રશંસનીય છે ઉત્સવઅંગે વૈભવ, સાધન સામગ્રીની શક્ત્યનુસાર વિપુલતા કે અલ્પતા બહુ ગણનાપાત્ર વિષય નથી તેથી બાહ્ય દશ્યનાં બહુ લાંબા વર્ણન તદ્દન પાર્થિવ લાગે છે અને તે પણ ઉપર વર્ણવેલા "આનંદ"ની અપેક્ષાએ તો અતિ અલ્પજ કહેવાય. અસ્તુ.

કરફયુ ઓર્ડરનો સમય વધારે દિવસો લંબાયો હોવાથી પૂર્વે કરેલા કાર્યક્રમમાં ફેરફાર કરી છપેલી પત્રિકા પ્રમાણે પૂજ્ય સ્વામીજી શ્રીમદ્દેશ્વરાનંદજી મહારાજના વ્યાખ્યાન બાદ સાડા છ વાગે કૃપાર્ણવ શ્રીમન્નાથમહેશની આરતી, કે જે માધવબાગના ધર્મનિષ્ઠ મુખ્ય ટ્રસ્ટી શ્રીમાન્ શેઠ મનોહરદાસ ત્રિભોવનદાસે ઉતારી હતી તે પછી પ્રસાદ લઇ સમારંભની પરિસમાપ્તિ કરવામાં આવી હતી. સર્વે આવનાર ભાઇઓ બહેનોને કૃપાનાથશ્રીએ રચેલ "કૃપાષ્ટક-સત્યાષ્ટક"ની પુસ્તિકા પ્રસાદરૂપે આપવામાં આવી હતી.

મુંબઈના હાલના અશાંત વાતાવરણમાં પણ શ્રીમન્નાથભગવાનના જયન્તીમહોત્સવના સમારંભમાં ભાગ લેવા આવનાર દરેક ભાઇબહેને દિવ્ય શાંતિનો અનુભવ કર્યો હતો તે તેઓશ્રીના કૃપા-કટાક્ષનુંજ ફલ હોઇ શકે.

અન્તે અમો માધવબાગના ધર્મપ્રેમી ટ્રસ્ટી મહાશયોનો આભાર માની વિરમીશું.

લિ. શ્રીનાથસદ્‌ગુરુપાદપદ્માનુરાગી
**ગૌરીશંકર ઓધવજી જાની-મુંબઈ**

# આંકોલવાડીમાં પૂજ્યપાદશ્રીનો છબિજીની પધરામણી

[ લેખકઃ–શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

સં. ૨૦૦૩ ફાલ્ગુન વદિ ૫ બુધવારે, આનંદાશ્રમના વિદ્યાલયના પ્રધાનાધ્યાપક મગનલાલભાઈના પિતાશ્રી શ્રી. રામજીભાઈ દયારામ તરફથી શ્રીમદ્‌ભાગવદ્‌ની સપ્તાહપારાયણ હોવાથી શ્રી. મગનલાલભાઇ સહકુટુંબ કાશીવાળા પૂજ્ય બ્ર. કાશીરામ શર્મા, આ સેવક તેમનાં ધર્મપત્નીસહિત તથા પૂજારી બ્ર. દલપતરામભાઈ વગેરે સપ્તાહપારાયણ શ્રવણ કરવા આંકોલવાડી જવા આનંદાશ્રમમાંથી રવાના થયા. પૂજ્યપાદશ્રીનાં પાદુકાજીની સુંદર, નાજુક પેટી જેના ઉપરના ઢાંકણામાં પૂજ્યપાદશ્રીનો ફોટો જડેલો છે, અને નીચેના ભાગમાં પાદુકાજી બરાબર ફીટ કરેલાં છે, અને જે પેટી શ્રીમાન્‌ દયાળસિંહભાઈએ અમારી દક્ષિણહિંદની યાત્રાવખતે તૈયાર કરાવી હતી, તે પેટી સાથે લઈને બ્ર. દલપતરામભાઈ સૌની આગળ ચાલતા હતા. લગભગ સવારના દશ વાગે અમે જંબુર સ્ટેશને પહોંચ્યા. અમારા માટે સ્ટેશને બે ગાડાં તૈયાર હતાં. સ્ટેશનથી આશરે ૭ માઇલ દૂર આંકોલવાડી ગામ છે, તે તરફ ગાડાં રવાનાં થયાં. રસ્તામાં ગામથી બે માઇલ દૂર સરસ્વતી નદી આવી. ત્યાં અમે બંધાએ સ્નાન સંધ્યા કરી લીધાં. પૂ. બ્ર. કાશીરામ શર્મા તથા બ્ર. દલપતરામ-ભાઈ બંને પગપાળા ઠેઠસુધી ચાલીને આવ્યા હતા.

આંકોલવાડી ગામ જૂનાગઢ તાબાનું છે, ત્યાં આંકોલનાં ઝાડોનાં મોટાં ઝુંડો હતાં, તેથી તે ગામનું નામ આંકોલવાડી રાખેલું હતું. ગામના આયર, કણબી, પટેલો તથા અન્ય સંભાવિત ગૃહસ્થોએ કૃપાનાથનાં પાદુકાજીનો ભાવભીનો સત્કાર કરી સામૈયું કર્યું હતું. શ્રી. કલ્યાણજીભાઇ, શ્રી. ઉકાભાઇ, લક્ષ્મણભાઇ, આ ત્રણ પુરુષ તથા મથુરાવાળા વૃદ્ધ માતાજી, આમંત્રણ હોવાથી સપ્તાહ શ્રવણ કરવા આવી પહોંચ્યાં હતાં. ઉપરના ત્રણ સંતપુરુષો રાત્રે જુદા જુદા ભક્તિભાવ-વાળા પટેલીયાના ઘરે ભજનધૂન કરાવતા હતા.

આંકોલવાડીની જમીન રસાળ તથા ફળદ્રુપ હોવાથી તથા કુવાનું પાણી મીઠું, મધુર હોવાથી, ગામની ચારે બાજુ લીલીછમ હરીયાળી આંબાવાડીઓ દષ્ટિગોચર થતી હતી. ઘણી વાડીઓમાં એકી સાથે ત્રણ ચાર કોસ ચાલી શકે તેવા પાણીથી ભરચક કૂવા જોવામાં આવતા હતા. પૂ. બ્ર. કાશીરામશર્મા સવારમાં જુદા જુદા આંબાવાડીઓમાં ફરવા જઈ દરેક ખેડુતને ભક્તિ, વૈરાગ્ય સંબંધી બોધ કરતા હતા. સપ્તાહપારાયણના વચલા શ્રમવિરામના વખતમાં આ સેવકે, લોકોની જિજ્ઞાસાને તૃપ્ત કરવા, પૂ. કૃપાનાથના જીવનચરિત્રસંબંધી ટુંકામાં વિવેચન કરી સંભળાવ્યું હતું. છેલ્લા બે દિવસોમાં કૃપાનાથના ઇશ્વરીજીવનસંબંધી તથા ચમત્કારોસંબંધી, રસપ્રપૂર્ણ અસરકારક શૈલીથી વર્ણન કરી બતાવ્યું હતું. આ વર્ણન સાંભળી, શ્રોતાજનોને આશ્રમમાટે ઘણો ભક્તિભાવ ઉત્પન્ન થયો હતો કેટલાએકે આનંદાશ્રમના દર્શન કરવા આવવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. શ્રીમાન્‌ ભક્તરાજ રામજીભાઇના કુટુંબી-જનોએ શ્રોતાજન સમક્ષ પાદુકાજીનું ષોડશોપચારથી પૂજન કરી ભેટો ધરી હતી. દામનગરવાળા કથાકાર શ્રી. જગન્નાથભાઇ ત્રિવેદીએ પણ ભેટ ધરી પૂજન કર્યું હતું. તેમની કથા વાંચવાની લાક્ષણિક શૈલી ઘણી ચિત્તાકર્ષક હતી. કથાની વચમાં વચમાં, કૃષિકારોને બોધ મળે તેવાં લૌકિક દષ્ટાન્તો આપી કથાને સંપૂર્ણ રસમય કરતા હતા.

ભક્તરાજ રામજીભાઇએ છેલ્લે દિવસે આખા ગામના કણબી, પટેલ, ઢેઢ, ભંગી મુસલીમ, સીદી વગેરેનાં બધાં બાળકોને ચોરાશી કરી મિષ્ટાન્ન ભોજન આપ્યું હતું.

ઉત્સવે દિવસે પ્રયાણ વખતે પોતાના કુટુમ્બિજનોનો તથા અન્ય સંત ભક્તોનો દ્રવ્યથી સત્કાર કરી વિદાય આપી હતી, આ ભક્તરાજ જે કાંઇ દ્રવ્ય મેળ઼ુ થાય તેનો આવીજ રીતે વારવાર સાત્વિક દાનમા ઉપયોગ કરતા રહે છે. તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે

વળતી વખતે ભીલખા સ્ટેશને વિદ્યાર્થીઓના વૃન્દે હાજર થઇ કૃપાનાથના પાદુકાજીનો સત્કાર કરી, માનાર્થે ભજન ધૂન કરતાં કરતાં સૌ આનંદાશ્રમમા આવી પહોંચ્યા હતા.

( ઇતિશિવમ્ )

—— [ * ] ——

# सुधारो

ગયા અંકમાં પાને ૧૪૧માં આનંદાશ્રમનો સવત્ ૨૦૦૦-૨૦૦૧ના હિસાબોનો વૃત્તાંત છાપવામા આવ્યો છે. તેના બીજા પેરેગ્રાફમાં સ્થાયી ભંડોળના રૂા ૪,૭૦,૯૦૯-૧૨-૯ાાની વિગત નીચે પ્રમાણે વચાવી જોઇએઃ—

| | |
|---|---|
| સંવત્ ૧૯૯૯ની આખરની ભંડોળ | રૂા ૪,૬૫,૩૦૭-૧૫-૫ાા |
| ઉમેરો-ઇમારતના બાંધકામમાટે મળેલી ભેટ | ૭૨૬-૦-૦ |
| ઉમેરો-સં ૨૦૦૦-૨૦૦૧નો વધારો | ૪,૮૬૫-૧૪-૧૦ |
| ઉમેરો-સં-૨૦૦૦માં મળેલી પરચુરણ આવકના | ૯-૧૪-૬ |
| | રૂા ૪,૭૦,૯૦૯-૧૨-૯ાા |

વિશેષમાં વાચનારાનું ધ્યાન ખેંચવાની જરૂર છે કે પાને ૧૪૪ માં અનામત ફંડોને લગતી રકમમાં રૂા. ૧૯,૩૦૦-૧૦-૬ની જામીનગીરીઓ અને રૂા ૭,૯૨૩-૭-૧૦ની રોકડ મળી કુલ રૂા. ૨૭,૨૨૪-૨-૪ બતાવવામાં આવી છે રૂા ૨૭,૨૨૪-૨-૪ના અનામત ફંડમાટે રૂા ૭,૯૨૩-૭-૧૦ની રોકડ કદાપિ વિરોધ ગણી શકાય પરંતુ ટ્રસ્ટીમંડળ અપૂર્ણ હોવાથી સરકારી જામીનગીરીઓ ખરીદી શકાઇ નથી. તે પૂર્ણ થઇ રહેથી વહેલી તકે ખરીદી લેવામાં આવશે.

—— [ * ] ——

**પૂજ્યપાદ કૃપાનાથનાં છબિજીની પધરામણી**—ભીલખામાં પૂજ્યપાદ કૃપાનાથનાં દીક્ષિત ગં સ્વ બહેન શ્રી સુમરીબહેન ( ફૈબાબહેન )ના ગઢમાં પૂજ્યપાદ કૃપાનાથના છબિજીને પાદુકાજી સાથે બે ઘોડાની સ્ટેટની ગાડીમા છડી, ચમર સાથે પધરાવવામા આવેલ હતાં યથાવિધિ ત્યા મહાપૂજન થયુ હતું તે પછી માતુશ્રી રાણુદેમાએ તથા બાઇશ્રી કમરીબાઇએ પણ પૂજ્યપાદશ્રીનાં છબિજીને તથા પાદુકાજીને પોતાના ગઢમાં પધરાવ્યાં ને મહાપૂજન કરી ભેટ અર્પણ કરી હતી તથા સ્વ. ના દ. શ્રી કાંઘડવાળાનાં ગં સ્વ રાણીઓ તરફથી આજે સાધુબ્રાહ્મણુની ચોરાશી કરવામા આવી હતી શ્રીમતી સુબાજીબાને ત્યા, શ્રી મોરારજી ઓધવજી અઢીયાને ત્યાં અને શ્રી નરભેરામ ઓધવજી અઢીયાને ત્યા પણ પધરામણી કરવામાં આવી હતી ને પૂજન અર્ચન થયાં હતા

—— [ * ] ——

# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

( ફાગણમાસ )

**શ્રીસદ્‌ગુરુપૂજનઃ**—ગત રામનવમીના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન સૌ આશ્રમવાસીઓએ કર્યું હતું. સાંજે શ્રીરામાયણપર વિવેચન થયું હતું.

**મુખ્યભેટઃ**—રૂા. ૨૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂા. ૧૧-૦-૦ શ્રી. લાલસિંહ ગંગાસિંહ-કલકત્તા લગ્નપ્રસંગે ભેટ. રૂા. ૫૦૧-૦-૦ એક ભક્તજન-બોરીવલિ. રૂા. ૨૫-૦-૦ શ્રી. મન્વંતરાય કરશનજી-ઓઝા-સચીન. રૂા. ૨૦-૦-૦ શ્રી. કેશવલાલ કરશનજી ઓઝા-વળા તથા શ્રી. વસંતરાય કરશનજી ઓઝા-સચીન તરફથી તેમના પુત્રોને યજ્ઞોપવીત પ્રસંગે ભેટ. રૂા. ૧૧-૦-૦ શ્રી. કાંતિલાલ છોટાલાલ તરફથી શ્રી. છગનલાલ ચુનીલાલના દુઃખ નિવારણાર્થે. રૂા. ૬૦-૦-૦ શ્રી. ધનજીશા અરદેશર-મુંબઈ. રૂા. ૨૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેકઃ**—શ્રી. કાનજી પુરુષોત્તમ દવે ( રુદ્રાભિષેક ) શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી ( ૪ રુદ્રાભિષેક. ) શ્રી. ચંદ્રકાંત વી. પારેખ-મુંબઈ ત્રણ રુદ્રાભિષેક. શ્રી. કરશનદાસ હરજી-વડુફૂસ ( રુદ્રાભિષેક. ) શ્રી. ગણપતલાલ અંબાલાલ-ગોધરા. શ્રી. હરિશંકર રેવાશંકર ત્રિવેદી-( રુદ્રાભિષેક. ) વિદ્યાર્થી લાભશંકર-આનંદાશ્રમ ( રુદ્રાભિષેક. )

**ભોજનઃ**—રૂા. ૫૦-૦-૦ શ્રી. ચંદ્રકાંત વી. પારેખ તરફથી એક બ્રાહ્મણના એક વરસના ભોજન ખર્ચના. રૂા. ૫૬-૨-૬ શ્રી. કાનજી પુરુષોત્તમ દવે-વંથલી. રૂા. ૪૧-૩-૯ શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા-મુંબઈ તેમના પુત્રના લગ્નપ્રસંગ નિમિત્તે ભોજન. રૂા. ૪૬-૮-૦ શ્રી. ચંદ્રકાંત વી. પારેખ ( માઘ, ફાલ્ગુન ને ચૈત્રના ) તથા મિષ્ટાન્ન ભોજનના. રૂા. ૧૭-૧૦-૦ સ્વ. બાઈ મોતીબાઈના આત્મકલ્યાણાર્થે ભોજન હા. શ્રી. કરશનદાસ હરજી-આનંદાશ્રમ. રૂા. ૧૨-૦-૦ એક ભક્ત. રૂા. ૨૬-૧૦-૦ શ્રી. જગમોહનદાસ રમણિકલાલ-મુંબઈ ભોજન બે.

**થાળઃ**—રૂા. ૧-૪-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી. રૂા. ૨-૮-૦ શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી બે થાળ. રૂા. ૧-૦-૦ શ્રી. મનુભાઈ જીવણસિંહ-ખડાધાર. રૂા. ૧-૧૨-૩ શ્રી. રૂપસિંહ હરિસિંહ-મુંબઈ. રૂા. ૨-૮-૦ શ્રી. કેશવજી જીણાભાઈ-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી. ગોકળદાસ રાઘવજી. રૂા. ૧-૪-૦ શ્રી. દેવશંકર રણછોડભાઈ ( થાળ. ) રૂા. ૧-૪-૦ શ્રી. લાલજી જીણાભાઈ-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી. વ્રજલાલ વનમાળી-દહાણું. રૂા. ૫-૪-૦ શ્રી. વિશ્વનાથ કાળિદાસ શુક્લ ૨ થાળ. રૂા. ૦-૪-૦ મેવાના રૂા. ૧-૪-૦ શ્રી. રામજી વિશ્રામ-પૂજારા-કરાંચી. રૂા. ૧-૪-૦ જામનગરવાળા શ્રી. પોપટલાલ વાલજી-રંગરેજ તેમના પુત્ર કરશનદાસનાં લગ્ન પ્રસંગે હા. પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી. રૂા. ૧-૪-૦ શ્રી. મેઘજી માવજી-કલ્યાણ. રૂા. ૧-૪-૦ શાંતાબેન પ્રભાશંકર-પોરબંદર. રૂા. ૧૦-૧૪-૯ શ્રી. મન્વંતરાય કરશનજી-સચીન. રૂા. ૨-૮-૦ મૂળજી પ્રાગજી. રૂા. ૧-૪-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી-કરાંચી. રૂા. ૫-૦-૦ શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ-પોરબંદર સ્વ. તારાબેનના આત્મકલ્યાણાર્થે ૪ થાળ.

**અખંડદીપકઃ**—રૂા. ૫-૪-૦ શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી. રૂા. ૧૫-૦-૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ-ભાવનગર હા. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા, રૂા. ૦-૧૦-૦ શ્રી. કરશનદાસ હરજી-આનંદાશ્રમ. રૂા. ૦-૮-૦ શુક્લ વિશ્વનાથભાઈ-કુંડલા. રૂા. ૦-૪-૦ શ્રી. રામજીભાઈ-કરાંચી. રૂા. ૧-૦-૦ રવિશંકરભાઈ-ભરૂચ. રૂા. ૦-૧૨-૦ સ્વ. શ્રી. પોપટલાલ વાલજી રંગરેજ-જામનગર. રૂા. ૫-૪-૦ મૂળજી પ્રાગજી-કરાંચી.

# परचुरणभेट

## [ ફાગણમાસ ]

૧૨-૦-૦ શ્રી જયંતિલાલ મગનજી-રાણપુર વિદ્યાર્થીઓને દક્ષિણાના
૦ ૧૪ ૦ શ્રી કાનજી પુરુષોત્તમ દવે-વથલી રુદ્રાભિષેકના પૂજાપો ને ભોગના
૦-૨-૦ શ્રી કાનજીભાઈ દવે-વથલી
૧-૦-૦ શ્રી ત્ર્યંબકલાલ કાશિરામ-ગણોદ
૧-૦-૦ શ્રી. મુચકુંદ ગુફાના પૂજારી-જૂનાગઢ
૧-૦-૦ ,, લાલજી ઝીણાભાઈ
૪૦-૦-૦ ,, હરિરાય મગનરાણીરામ દેસાઈ માંગરોળવાળા તરફથી બે માસના માસિક જપ, યાગ ને ભોગના
૧-૪-૦ ,, માણેકલાલ નાનજી ચરાણા
૧-૦-૦ ,, દેવચંદ હંસરાજ-પોરબંદર
૨-૦-૦ ,, લાલજી ડાહ્યાભાઈ-પોરબંદર
૧-૦-૦ બેન પ્રભાબેનના પુત્ર
૦-૮-૦ શાસ્ત્રી વિશ્વનાથભાઈ
૧-૦-૦ પરચુરણ
૦-૮-૦ શ્રી ચત્રભુજ ભીમજી હા શ્રી આણંદલાલભાઈ
૦-૫-૦ ,, પુના ખોડા-નવાગામ
૧-૦-૦ ,, આણંદલાલ ગોવિંદજી વકીલ-પોરબંદર
૧-૪-૦ ,, પ્રભુદાસ ગોકુળદાસ ખડીવા
૦-૫-૦ ,, ભગવાનજી સોમજી ખડીવા પૂજ્યપાદ કૃપાનાથના પાટોત્સવના દિવસે પૂજન ભેટ
૨-૦-૦ ,, આણંદલાલ ગોવિંદજી વકીલ
૨-૦-૦ ,, માણેકલાલ નાનજી ચરાણા
૨-૦-૦ ,, પોપટલાલભાઈ વકીલ
૧-૮-૦ ડૉ. લક્ષ્મીશંકરભાઈ
૧-૦-૦ શ્રી કેશવજી ઝીણાભાઈ
૦-૮-૦ ,, ભગવાનજી ભનુભાઈ
૦-૮-૦ ,, કરશનજીભાઈ ઓઝા
૧-૦-૦ ,, અજિતરાવભાઈ
૧-૦-૦ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી

૦-૪-૦ શ્રી મહેન્દ્રચંદ્ર ચદુલાલ ત્રિવેદી
૧-૦-૦ બેન સુમનજીબા-ભીલખા
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૮-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૪-૦ ,, મગનલાલ રામજી
૦-૫-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૪-૦ શ્રી લલિતકુમાર અંબાશંકર
૧-૦-૦ ,, રામજી ગોરધન જોશી
૧-૦-૦ સ્વામીજી જગનાથ
૦-૨-૦ શ્રી શાંતિલાલ કરશનદાસ
૫-૦-૦ ,, વામનરાય જ-વસાવડા
૦-૫-૩ ,, જેસિંહ બાવા
૧-૦-૦ ,, મુચકુંદગુફાના પૂજારી
૦-૨-૦ ,, જયંતિલાલ તથા રમાગૌરી
૦-૨-૦ ,, ઈંદુબાળા કરશનદાસ
૦-૨-૦ ભેમી મયાશંકર રાવલ
૦-૯-૦ બેન કસ્તુરબેન-ભીલખા
૦-૪-૦ શ્રી કાનજીભાઈના પુત્રવધુ મગળાબેન
૦-૪-૦ બેન નાની બેન
૧-૦-૦ શ્રી નરભેરામ ઓધવજી અઢીયા
૦-૪-૦ બેન મણીબેન-ભીલખા
૦-૮-૦ ,, પાર્વતીબાઈ-વથલી
૦-૪-૦ ,, જટલબેન-ભીલખા
૦-૨-૦ શ્રી કાનજીભાઈ દવેના પૌત્ર
૦-૫-૦ ચિ. નવીન તથા મણિબેન દવે
૧-૦-૦ બેન મણિબેન-જોરાવરનગર
૦-૪-૦ ,, નિર્મળાબેન રાવળ
૦-૪-૦ ,, ઉમયાબેન રાવળ
૧-૦-૦ ,, જડીબેન
૦-૨-૦ ,, મુક્તાગૌરી મયાશંકર રાવળ
૧-૦-૦ ચિ. નિરંજનપ્રસાદ અંબાશંકર જોશી
૦-૨-૦ બેન હંસાગૌરી રમણિકલાલ
૦-૨-૦ ,, ચંદ્રમાલા અંબાશંકર
૦-૬-૯ પરચુરણ
૧-૦-૦ શ્રી. રામસિંહ સજ્જનસિંહ

૧-૦-૦ ,, કરણસિંહ લાલસિંહ ઠાકોર
૧-૦-૦ ,, દયાળસિંહ લાલસિંહ ઠાકોર
૧-૦-૦ ,, હરખચંદ લક્ષ્મીચંદ શાહ
૩-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ
૧-૦-૦ ,, લાલજી ઝીણાભાઈ
૦-૫-૦ ,, ક. પ્રા. ઓઝા
૦-૮-૦ ,, હરિપ્રસાદ દલસુખરામ
૩-૦-૦ ,, દયાળસિંહજીભાઈ
૧-૦-૦ ,, કરણસિંહ લાલસિંહ ઠાકોર
૨-૦-૦ શ્રી. દયાળસિંહભાઈ તરફથી ફળફૂલ નિમિત્તે તથા સીગરામ ભાડાના
૯૫-૧-૦ જૂનાગઢમાં જયંતિમહોત્સવ વેળા ભોજન ખર્ચના શ્રી. વામનરાય જટાશંકર-પાટણ
૧-૬-૩ મંદિરેથી પરચુરણ હા. પૂજારી
૦-૪-૦ બેન મણિબેન-જોરાવરનગર
૫-૦-૦ શ્રી. પીતાંબર જેરામ-બાંટવા
૮-૧૪-૦ ,, રેવાશંકરભાઇની તિથિનિમિત્તે ભોજનના
૧-૦-૦ ,, હરિશંકર રેવાશંકર દીપકના
૧૨-૮-૦ ,, હરિશંકર રેવાશંકર-ગોધરા
૧-૪-૦ ,, બુદ્ધિલાલ મનજી-જૂનાગઢ
૧-૦-૦ ,, વૃજલાલ વનમાળી-દહાણુ
૦-૮-૦ ,, રામજી વૃજલાલ-દહાણુ
૦-૮-૦ ,, શંભુશંકર માસ્તર-જૂનાગઢ
૦-૨-૦ ,, અંબાશંકર જોશી
૦-૪-૦ ,, કરશનદાસ-વડુફૂલ
૧-૪-૦ ,, વૃજલાલ રેવાશંકર-બાંટવા
૧-૪-૦ ,, શિવશંકર રવજી-વંથલી

લીંબુડા આશ્રમમાં આવેલી ભેટ:—

૧-૦-૦ ઠા. બચુભાઈ વિઠ્ઠલજી
૦-૮-૦ પરચુરણ
૦-૪-૦ શ્રી. લલિતરાય જાદવજી
૦-૪-૦ ,, બાબુ જદુરાય
૧-૪-૦ શિવરાત્રીની ભેટ
૦-૧૨-૦ શિવરાત્રીની ભેટ
૧-૦-૦ શ્રી. શુક્લજી વિશ્વનાથભાઈ
૦-૨-૦ ,, શાંતિલાલ કરશનદાસ

૩-૧૦-૦ નાથભક્તમંડળ-જેખુસર શિવરાત્રીની ભેટ
૧-૦-૦ શ્રી. રામજી વિશ્રામ-કરાંચી
૨-૮-૦ ,, રામજી વિશ્રામ પુસ્તકપ્રકાશન માટે
૦-૬-૬ શ્રીમોજીદડ આનંદાશ્રમમાં આવેલી ભેટ

શ્રી અમદાવાદ આનંદાશ્રમની ભેટ:—

૦-૨-૦ શ્રી. જટાશંકર જગજીવન
૨-૦-૦ ,, વાસુદેવ પુ. ભટ્ટ
૦-૪-૦ ,, દેવજીભાઈ ગોરધન
૦-૨-૦ ,, જીવરામદાસ સાધુ
૦-૧૩-૦ અ. સૌ. રમાબેન રવિશંકર અને બીજાઓ તરફથી
૮-૮-૦ સ્વ. ભાઈલાલભાઈ માસિક થાળના
૧-૪-૦ ચિ. બટુક મણિશંકર ભટ્ટ-સુરત
૧-૮-૦ ચિ. ચંદ્રિકાબેનનાં લગ્નપ્રસંગે-સુરત
૨-૦-૦ ચિ. મનુપ્રસાદ ,, ,,
૦-૮-૦ ચિ. દિનેશ તથા ચિ. શરદના યજ્ઞોપવીતના પ્રસંગે
૧-૮-૦ શ્રી. મ. ત્રિ. ભટ્ટ ને તેમનું કુટુંબ-સુરત
૧-૦-૦ ,, ગોરધનદાસ મકનજી-સમઢીયાળા
૧-૦-૦ ,, મણિલાલ મકનજી-લુણીધાર
૦-૪-૩ પરચુરણ મંદિરેથી
૧-૦-૦ શ્રી. દયાળજી ભગવાનજી-રાજકોટ
૧-૦-૦ શ્રવણમંદિરનાં પાદુકાજી પાસેથી ભેટ હા. વિદ્યાર્થી નાથાલાલ
૧-૦-૦ બેન રમાબેન મોહનલાલ-વાંકાનેર
૧-૦-૦ શ્રી. વસંતરાય કરશનજી-વાંકાનેર
૧-૪-૦ ,, કેશવલાલ કરશનજી-વળા
૧-૮-૦ શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી
૦-૪-૦ રુદ્રાભિષેકની ભેટ
૧-૮-૦ શ્રી. ભગવાનજી કાનજી-જામનગર
૧-૪-૦ બેન નર્મદાબેન-અમદાવાદ
૩-૧૨-૦ બેન નર્મદાબેન તરફથી સ્વ. બેન રૂક્ષ્મણીના કલ્યાણાર્થે-અમદાવાદ
૦-૮-૦ વિદ્યાર્થી લાભશંકર પૂજાપો ને ભેટના
૦-૪-૦ શ્રી. કરસનદાસ હરજી

१-०-० श्री करसनदास हरजीना पत्नी
०-१-० परचुरण
०-४-३ विद्यार्थी लाभशंकर मारफत भेट मंदिरेथी
१-०-० श्री मोहनलाल मकनजी-राजकोट
५-०-० ,, नानालाल बी भट्ट-अमदावाद नैवेद्य धरावता
०-२-० विद्यार्थी नटवरलाल नानालाल-भीलखा
०-०-६ परचुरण
०-४-० श्री. जेसुखलाल करुणाशंकर-रंगपुर
०-२-० बेन जयागौरी जीवराम भट्ट
५-४-० शास्त्री मगनलाल रामजी जोशीना पिताश्री रामजीभाई तरफथी आकोलवाडीमां सप्ताह थता पादुकाजीने पधरावी भेट धरी ते
१-४-० सप्ताह वांचनार पुराणी तरफथी
१-८-० पादुका पूजन वखते परचुरण भेट-
८-९-० मुम्बई श्रीनाथसत्संगमंडळमां दत्तजयंतीना महापूजननी भेटना.
१०-८-० श्रीमकरसंक्रांतिना पूजन भेटना श्रीनाथसत्संगमंडळ-मुंबई
१८-१२-० महाशिवरात्रिना दिवसे पूजनभेट श्रीनाथसत्संगमंडळ-मुंबई हा श्री. रूपसिंहजी हरिसिंहजी राणा-मुंबई
६३-८-३ श्रीनाथसत्संगमंडळ मुंबईमां कार्तिकी पूनमनी भेट हा. श्री रूपसिंह हरिसिंह राणा

**श्रीमन्नाथसत्संगमंडळ तरफथी पाटोत्सवना दिवसे पूज्यपाद सद्गुरुदेवना थयेला**

## महापूजननी भेट

५-०-० श्री हरजीवन केशवजी शाह
५-०-० ,, मोहनलाल लक्ष्मीदास भट्ट
२-०-० ,, जसवंतसिंह नारणसिंह ठाकोर
१-०-० ,, नरेंद्रसिंह दयाळसिंह ठाकोर
१-०-० ,, भाणजी परमाणंद
१-४-० ,, बालकृष्ण गंभीर शर्मा
१-०-० ,, रतनशी लालजी
१-४-० ,, सुरेशचंद्र अमृतलाल भट्ट
१-०-० ,, रूपसिंह हरिसिंह राणा
१-४-० ,, मूळशंकर नरभेराम पडीआ
१-४-० ,, चंद्रसिंह प्रतापसिंह ठाकोर
१-४-० ,, लालसिंह गंगासिंह ठाकोर
१-४-० ,, उपेन्द्रसिंह करणसिंह ठाकोर
१-४-० ,, अमरसिंह शिवसिंह ठाकोर
१-०-० श्री प्रतापसिंह रघुनाथसिंह ठाकोर
१-०-० ,, अजीतसिंह लालसिंह ठाकोर
१-४-० ,, भद्रसिंह प्रतापसिंह ठाकोर
०-८-० ,, मनहरसिंह रूपसिंह ठाकोर
१-०-० ,, मणिलाल छोटालाल
१-०-० ,, हरेन्द्रसिंह गोपालसिंह ठाकोर
२-०-० ,, नारणदास जमनादास
१-०-० ,, गुणवंतसिंह लक्ष्मणसिंह ठाकोर
०-८-० ,, ओवजी लालजी
२-४-० परचुरण भेट
०-८-० बेन सविताबेन लक्ष्मीशंकर

---

३६-१२-३

Reg. No. B. 3087.

સને ૧૯૪૭ તા. ૨૫ એપ્રિલ

# विज्ञप्ति

## માધવબાગમાં સત્સંગ

શ્રીમન્નાથસત્સંગમંડળ તરફથી:—

૧ દર રવિવારે સવારના ૧૦ાા થી ૧૧ાા પૂ. સદ્‌ગુરુદેવના ઉપદેશામૃતનું શ્રવણ તથા કીર્તન.

૨ કાંઇપણ ડીપોઝીટ લીધા વગર પુસ્તકો ઘેર વાચનસાટે આપવાની સગવડ.

૩ પૂજ્યપાદશ્રીપ્રણીત પુસ્તકો ઓછામાંઓછા ભાવથી આપવાની યોજના.

૪ વિનામૂલ્યથી સંધ્યાદિ નિત્યકર્મની પુસ્તિકાઓની લ્હાણી મળશે, માટે સૌ બંધુઓને લાભ લેવા વિનતિ છે.

લિ. શ્રીમન્નાથસત્સંગમંડળ

પત્રવ્યવહારનું શિરનામું:—

૩૨, ખોખાબજાર-મુંબઈ.

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar-India).
आनंदाश्रम

બ૫૭ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન
મુંબઈ ૪

——[ * ]——

## खेदजनक अवसान

બીલખાવાળા આપણા ગુરુબંધુ શ્રી. જયશંકર શિવરામ જાની કે જેમણે શ્રીઆનંદાશ્રમના કોઠારની સેવાનું કાર્ય સેવાભાવે કર્યું હતું, અને જેઓ પૂજ્યપાદશ્રીના અનન્ય ભક્ત હતા તેઓ આ માસમાં કૈલાસવાસી થયા છે. તેમના પિતાશ્રી શ્રી. શિવરામભાઈની શ્રદ્ધાભક્તિ અજોડ હતાં, પૂજ્યપાદશ્રીના જીવનચરિતમાં તે બાબત વિસ્તારથી લખાયું છે.

પૂજ્ય સદ્‌ગુરુદેવ તેમના પવિત્રાત્માને શાંતિ આપવા કૃપા કરો।

——[ * ]——

વર્ષ ૧૫ મું
ચૈત્ર
અંક ૧૧
સંવત્ ૨૦૦૩

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



# आनंदाश्रम





શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પી. બીલખા

सुधास्रवं नाथवचः प्रसन्नं सुधास्रवं नाथविलोकितं च ।

सुधास्रवं नाथमनः प्रसन्नं सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

સુધાસ્રવતું છે નાથનું નિર્મળ બોલવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ જોવું ! સુધાસ્રવતું છે નાથનું નિર્મળ અંતઃકરણ ! સુધાસ્રવતું છે નાથના નિવાસનું નિર્મળ ધામ-આનંદાશ્રમ

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|


———[ * ]———

## વાંચો

### ? ? જરૂરી ? ?

આ "આનંદાશ્રમ" માસિકના વર્ષ ૧૫માનો ૧૧મો અંક પ્રસિદ્ધ થાય છે. "આનંદાશ્રમ" પત્રના ગ્રાહક બંધુઓએ પોતાનું ચડત લવાજમ તુરતજ મનીઓર્ડરથી મોકલી આપવા વિનતિ છે, કે જેથી વી. પી. કરવાનો નકામો ખર્ચ કરવો ન પડે. બે કે ત્રણ વરસનાં ચડેલાં લવાજમોવાળા તરફથી વી. પી. પાછાં આવવાથી ધાર્મિક પ્રચારમાં નુકસાન થાય એમ સૌ કોઈ સમજી શકે છે.

વ્યવસ્થાપક "આનંદાશ્રમ"

———[ * ]———

**જરૂરી**

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક, લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




**आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।**

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષત્

વર્ષ ૧૫ મું ] સંવત્ ૨૦૦૩ ચૈત્ર [ અંક ૧૧ મો

## श्रीगुरुदेवमहिमा

પદ રાગ ભૈરવી

ગુરુકી મહિમા અપરંપાર !
જોપે કૃપા કરે તબ વો જન, પાવે રૂપ અપાર — ટેક.
જે તે ભૂત પ્રાણી પુનિ જગમેં, વે જિનકે આધાર.
યહુ અબ હમ નિશ્ચય કરજાની;તુમ દીનોજી મનુષ્ય અવતાર — ગુરુકી૦ ૧
જૈસે મણકા બને કાઇ હૈ, ભિન્ન ભિન્ન આકાર;
સૂત આશ્રયે સબહી ફિરત હૈ, તૈસેહિ તુમ કરતાર — ગુરુકી૦ ૨
કોઇક જાનત મર્મ તુમ્હારો, સો જન નાહિ ગવાર;
ભવસાગરસે વહુ તિર જાવત, આપહી લેવોજી ઉબાર. — ગુરુકી૦ ૩
પાર અપાર કોઉ જાકો, અર્ધઉર્દ્ધ વિસ્તાર,
ઐસો રૂપ લખ્યો નિત્યાનંદ, ગુરુજી મિલે દિલદાર. — ગુરુકી૦ ૪

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પરમાત્માની કૃપાનું તથા પરમાત્માનાં આનંદવર્ધક ચરિત્રોનું સ્મરણ કરવાથી ભક્તના હૃદયમાં પરમાત્માની ભક્તિ વધે છે.

દૃશ્ય પ્રાણિપદાર્થોમાં તમારા મનમાં રહેલી મમતાનો ઘટાડો કર્યા કરવાથી પણ તમારા મનમાં પરમાત્માની ભક્તિ વધશે.

તમારા મનમાં પ્રભુની ભક્તિનો જેમ જેમ વધારો થતો જશે તેમ તેમ તમને પરમાત્માની માયા પીડતી બંધ થશે.

આ સંસારમાં કોઈ કોઈનું નથી, પ્રારબ્ધકર્મના ઉદયથી મનુષ્યાદિનો સંયોગ-વિયોગ થયા કરે છે એમ સમજી મનને વૈરાગ્યવાળું રાખ્યા કરશો.

સૂક્ષ્મદર્શકયંત્રમાં ગોઠવેલા કાચથી જેમ બહુ ઝીણી વસ્તુ પણ મોટા રૂપમાં ને સ્પષ્ટપણે જોઈ શકાય છે તેમ મનુષ્યે પોતાના અંતઃકરણની સાત્ત્વિકી વૃત્તિરૂપ સૂક્ષ્મદર્શકયંત્રવડે પોતાના અંતઃકરણ આદિના ઝીણા ઝીણા દોષોને પણ મોટા-રૂપમાં ને સ્પષ્ટપણે અનર્થકર જોઈને તેને દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ.

આપણા સનાતનધર્મમાં અહિંસાને પરમધર્મ માન્યો છે. પરમાત્મા કે જે પ્રાણિમાત્રમાં અને સકલ જડ પદાર્થોમાં પણ સદા સર્વદા વિરાજી રહ્યા છે તેનું દર્શન કરાવનાર-સર્વાત્મભાવનો અનુભવ કરાવનાર-સનાતનધર્મમાં એવી માન્યતા કેમ ન હોય?

વિશ્વના અન્યધર્મોમાં પણ દયા, દાન, દમ (ઇંદ્રિયનિગ્રહ) ને શમ (મનોનિગ્રહ) વગેરે ગુણોને મેળવવા યોગ્ય ગણ્યા છે, અને નિર્દયતા, લોભ, ઇંદ્રિયોનું છૂટાપણું ને મનનું છૂટાપણું એ આદિ અવગુણોને ત્યજવા યોગ્ય ગણ્યા છે. આ વાત જેને ધર્મ (પાપથી બચાવી ઉન્નત્તિ કરનાર) કહી શકાય તેવા પ્રત્યેક ધર્મમાં સામાન્ય છે એમ નિઃશંકપણે કહી શકાય તેવું છે.

અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા થયા વિના પરમસુખરૂપ પર-માત્માના પદને પમાતું નથી, અને અંતઃકરણની તેવી યોગ્યતા ઉપર જણાવેલી દયા આદિ સદ્ગુણોને પ્રાપ્ત કર્યા વિના થતી નથી, માટેજ પ્રત્યેક ધર્મમાં તે ધર્મસ્થાપક મૂલપુરુષે મનુષ્યોને તેવા ગુણો પ્રાપ્ત કરાવવા માટે દેશ, કાલ ને સ્થિતિ જોઈને વ્યવસ્થા કરી હોય એમ લાગે છે.

પ્રાણીઓની હિંસા પાપની વૃદ્ધિ કરવાવડે મનુષ્યની અધોગતિ કરનારી હોવાથી ધર્મની રીતે તે ત્યાગ કરવા યોગ્ય છે. વળી પશુઓની હિંસાવડે દેશમાં દૂધાળાં જાનવરોનો ક્ષય થવાથી પશુહિંસા આ દેશની આર્થિક સ્થિતિને હાનિ કરવા ઉપરાંત માંસભક્ષણને પરિણામે દેશનાં મનુષ્યોનાં શરીરોનું સાત્ત્વિકબળ, આરોગ્ય તથા બુદ્ધિબલને પણ હાનિ કરનારી છે તેથી પણ તે ત્યજવા યોગ્ય છે.

અંતઃકરણ પરમાત્માભિમુખ કેટલું રહે છે, તથા જગદાકાર કેટલું રહે છે, અને તે મૂઢતાને વશ કેટલું થાય છે તે અવલોકન કરાતું હશે.

પરમાત્મામાં ને જગતમાં કેટલો કેટલો પ્રેમ છે તે પણ નિરીક્ષાતું હશે.

શરીરની ને પ્રાસવ્યવહારની પ્રતિકૂલતાથી મન ઉદ્વેગને વશ થાય છે. એવે પ્રસંગે ઊંડા શ્વાસ લેવાય, અસંગ આત્માનો વિચાર કરાય, ને જ્ઞાન, ભક્તિ કે વિરાગનું પદ બોલવા લગાય તો મનનો ઉદ્વેગ શમે છે. પ્રભુના અગાધ મહિમાનું અને અમોઘ કૃપાનું વારંવાર આદરપૂર્વક સ્મરણ કરી મનને પરમાત્મામાં સ્થિર કરશો તો સૂર્યના ઉદયથી જેમ અંધકાર દૂર થાય છે તેમ તમારા મનની ઉદાસીનતા ને મૂઢતા દૂર થવા લાગશે. (ચાલુ)

---

## મદાલસા

[ અનુવાદકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન પૃષ્ઠ ૧૨૧થી )

स्पृष्टानामप्यसंस्पृश्यैर्विरथ्याकर्दमाम्भसां ।
पंकेष्टकचितानां च मेध्यता वायुसंगमात् ॥

ન અડવાજેવા પદાર્થોને અડવાથી, શેરીમાંના કાદવ અને પાણીને અડવાથી અને કાદવમાં પરેલા ન અડવાજેવા પદાર્થોને અડી જવાથી ઉપજેલી અશુદ્ધિ શરીર ઉપર પવન ફૂંકાવાથી દૂર થઈ પાછી પવિત્રતા સાંપડે છે

प्रभूतोपहतादन्नादग्रमुद्धृत्य संत्यजेत् ।
शेषस्य प्रोक्षणं कुर्यादाचम्याद्भिस्तथा मृदा ॥

ધાન્યનો ઢગલો અશુદ્ધ થયો હોય તો ઉપરનું થોડું ધાન્ય લઈને તેનો ત્યાગ કરવો અને બાકી રહેલા ઉપર જલ તથા માટી છાંટવાથી તે પવિત્ર થાય છે.

उपवासस्त्रिरात्रं तु दुष्टभक्ष्याशिनो भवेत् ।
अज्ञाते ज्ञानपूर्वे तु तद्दोषोपशमेन तु ॥

દોષવાળો પદાર્થ અજાણતાં ખાનારો ત્રણ રાતના ઉપવાસથી પવિત્ર થાય. દોષવાળો પદાર્થ જોઈ જાણીને ખાનારો તે પદાર્થનો દોષ ભોગવાઈ રહેતાં ત્યારે શમે ત્યારેજ પવિત્ર થાય.

उदक्याश्वसृगालादीन् सूतिकान्त्यावसायिनः ।
स्पृष्ट्वा स्नायीत शौचार्थं तथैव मृतहारिणः ॥

કુતરાં શિયાળિયાં વગેરેને અડીને, અટકાવવાળીને તથા સુવાવડીને, અડીને, ભંગીને અડીને અને શબને ઉંચકનારાઓને અડીને અશુચિ થયેલાએ પાછુ શુચિ થવા માટે સ્નાન કરવું જોઈએ.

नारं स्पृष्ट्वास्थिसस्नेहं स्नातः शुध्यति मानवः ।
आचम्यैव तु निःस्नेहं गामालभ्यार्कमीक्ष्य वा ॥

મનુષ્યના ભીના હાડકાને અડવાથી થયેલી અશુદ્ધિ સ્નાન કરવાથી દૂર થઈ મનુષ્ય પાછો પવિત્ર થાય છે. અને મનુષ્યના સૂકા હાડકાંને અડવાથી થયેલી અશુદ્ધિ મનુષ્ય ગાયને અડીને કે સૂર્યનુ દર્શન કરીને માત્ર આચમન કરે તેથી દૂર થાય છે.

न लंघयेत्तथैवासृक्ष्ठीवनोद्वर्तनानि च ।
नोद्यानादौ विकालेषु प्राज्ञस्तिष्ठेत् कदाचन ॥

એજ પ્રમાણે લોહી, થૂંક તથા ઉલટીને ટપીને ન જવું પણ ત્યાંથી તરીને ચાલવું. ડાહ્યા માણસે કોઈ દિવસ સાંજે રેંજું વળવા ટાણે ઉદ્યાન આદિમાં રહેવું નહિ.

न चालपेज्जनदुष्टां विरहीनां तथा स्त्रीयं।
गृहादुच्छिष्टविण्मूत्रपदाम्भांसि क्षिपेद्बहिः॥

અને લોકના ધિઃક્કારવાળી તથા ધણી વિનાની સ્ત્રીસાથે વાત કરવી નહિ. ઘરમાંથી એઠવાડ મળ મૂત્ર કે પગ ધોયેલું પાણી બહાર ફેંકવાં નહિ.

पंचपिंडाननुधृत्य न स्नायात् परवारिणा।
स्नायीत देवखातेषु गंगाह्रदसरित्सु च॥

જળાશયમાંથી પાંચ કાંકરા બહાર કાઢયાવિના જળાશયમાં નહાવું નહિ, તેમજ અજાણ્યા જળાશયમાં નહાવું નહિ. દેવોએ ખોદીને કરેલા તથા તેથી તીર્થ ગણાતાં જળાશયોમાં ગંગામાં કુંડોમાં તેમજ નદીઓમાં નહાવું.

देवतापितृसच्छास्त्रयज्ञमंत्रादिनिंदकैः।
कृत्वा तु स्पर्शनालापं शुध्येतार्कावलोकनात्॥

દેવો પિતૃઓ સચ્છાસ્ત્રો યજ્ઞો મંત્રો આદિની નિંદા કરનારાઓને અડીને કે તેમની સાથે વાત કરીને અશુદ્ધ થયેલો સૂર્યનું દર્શન કરવાથી પાછો પવિત્ર થાય છે.

अवलोक्य तथोदक्यामन्त्यजं पतितं शवं।
विधर्मीसूतिकाषण्डविवस्त्रान्त्यावसायिनः॥

એવી રીતે અટકાવવાળી સ્ત્રીને દેખીને, અંત્યજને દેખીને, પડેલા શવને દેખીને, વિધર્મીને દેખીને, સુવાવડીને દેખીને, નપુંસકને દેખીને, નગ્ન સ્ત્રીને દેખીને, અને હલકા નિશ્ચયવાળાને દેખીને પણ અશુદ્ધ થયેલો મનુષ્ય પાછો સૂર્યનું દર્શન કરવાથી પવિત્ર થાય છે. (ચાલુ)

———[ * ]———

## ભક્ત ઈશરદાનજી

[ સંપાદકઃ—શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

( ગતાંથી ચાલુ )

સંવત્ ૧૬૧૮માં જામ રાવળ દેવલોક ચાલ્યા ગયા, અને તેમના કુમાર વિભાજી રાજ્યગાદી ઉપર બેઠા. તેઓ પણ ઈશરદાસજીને બહુજ માનથી રાખતા હતા, તોપણ જામ રાવળનો સ્નેહ, વારંવાર ઈશરદાનજીને યાદ આવી જતો હતો અને ઉદાસ થઈ જતા હતા.

બજાજીના કુમાર કરણજીનાં લગ્ન સં. ૧૬૨૧ના વૈશાખ શુક્લ ૯મીના નિશ્ચિત થયાં, અને તે પ્રસંગે જામ વિભાજીને અને ઈશરદાનજીને પધારવાનું નિમંત્રણ આપવા માટે અમરેલીથી બજાજીનાં મુખ્ય માણસો આવ્યાં હતાં, અને તેઓની સાથે ઈશરદાનજીને જરૂર મોકલવા માટે બજાજીએ જામ વિભાજી ઉપર બહુજ વિનતિભર્યો કાગળ લખ્યો હતો. જામ વિભાજીએ વિચાર કર્યો કે ઈશરદાનજી જામ રાવળજીના વિયોગથી ઉદાસ રહ્યા કરે છે માટે થોડા દિવસ અમરેલી જઈ આવે તો બજાજી તેઓના મિત્ર છે, માટે તેઓને મળવાથી ઈશરદાનજીનું મન કંઈક પ્રસન્ન થશે, અને બજાજીને પણ સારું લાગશે; એવો વિચાર કરી જામ વિભાજીએ ઈશરદાનજીને કહ્યું કે "આપને કરણજીના લગ્નપ્રસંગે અમરેલી પધારવા બજાજીએ બહુજ આગ્રહ કર્યો છે, અને મને પણ આપને અમરેલી મોકલવા માટે ઘણુંજ

મચ્યું છે, એટલામાટે જો આપ અમરેલી પધારો તો બાજીને પણ સારું લાગશે, નહિતર તેઓને આપનો ધોખો થશે." આ પ્રમાણે જામસાહેબની ઇચ્છા અને બાજીના પ્રેમને લઇને ઇશરદાનજી અમરેલી જવા રવાના થયા. રસ્તામાં ચાલતાં ચાલતાં વેણુ નદીના કિનારા ઉપર એક નાનું ગામ આવ્યું. સાયંકાલનો સમય થઇ ગયો હતો, એટલે ત્યાં રાત્રિ નિવાસ કરવાનો ઇશરદાનજીએ વિચાર કર્યો અને પાદરમાં ઉભેલા મનુષ્યોને પુછ્યું કે આ ગામમાં કોઇ રાજપૂતનું ઘર છે? ઇશરદાનજી રાજપૂતના ઘર સિવાય બીજાના ઘરનું અનજલ ગ્રહણ કરતા નહતા. ઉભેલા માણસોએ જવાબ આપ્યો કે "હા એક રાજપૂતનું ઘર છે, અને તેનું નામ સાંગાગોડ છે." આ સાંગાજી ગોડ જાતિના રજપૂત હતા, અને તેઓને થોડા ગરાસ હતો તે ગરાસની જમીન પણ તેમના પિતાના વખતમાં ગિરો મુકાઇ ગઇ હતી. અત્યારે તો સાંગાજી ગામનાં વાછડાંઓ ચારી પોતાનો જીવનવ્યવહાર ચલાવતા હતા. ઇશરદાનજી સાંગાજીનું ઘર પુછતાં પુછતાં સાંગાજીને ઘેર ગયા સાંગાજીએ તેનો આદરસત્કાર કર્યો અને ગામ તથા નામ પુછતાં જણાયું કે આ તો મહાવિદ્વાન્ અને ભક્તશિરોમણિ સ્વયં ઇશરદાનજી છે, આ વાત જાણી સાંગાજીએ બહુજ ભાવથી અત્યુત્તમ સેવાપૂર્વક આતિથ્યસત્કાર કર્યો.

પ્રાતઃકાલમાં ઇશરદાનજી અમરેલી જવામાટે તૈયાર થયા. તે વખતે સાંગાજીએ વિનતિ કરી કે "કવિરાજ! આપે મારી ઝુંપડીમાં પધારી મને પવિત્ર કર્યો છે અને રાજપુત બનાવ્યો છે, પરંતુ હું ગરીબ રાજપૂત છું. મારાથી આપની સેવા જરાપણ થઇ શકી નથી. આપને અહીં કંઇ પણ તકલીફ થઇ હોય તો ક્ષમા કરશો, અને આપને અહીંથી ખાલી હાથે વિદાય કરવા એ મારો ક્ષત્રિયધર્મ નથી, એટલામાટે મેં જેની ઉન મારા હાથથી કાંતી છે તે ધાબળી આપને આપવી છે, પરંતુ તેની કોર બાંધવી જરા બાકી છે, તેને બાંધતાં ૧૦ દિવસ થશે, તો આપ વળતી વખતે જરૂર તે કંબલ લઇ જવાનું વચન આપો તો હું આપને રજા આપું. સાંગાજીનો સાચો પ્રેમ જોઇ વળતી વખતે હું અવશ્ય અહીં આવીશ એવું વચન આપી ઇશરદાનજી અમરેલી તરફ જવા રવાના થયા.

અમરેલીના પાદરમાં આવી રાજ્યકુટુંબના ખુશી આનંદના સમાચાર પુછ્યા. ગામના લોકોએ જણાવ્યું કે ગતરાત્રિએજ સર્પના દંશથી કુમાર શ્રી કરણજીએ દેહત્યાગ કર્યો છે. દરબારમાં અને સારા શહેરમાં હાહાકાર થઇ ગયો છે. ઇશરદાનજી આ સમાચાર સાંભળતાંજ પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતરી ગયા અને તુરતજ ગામમાં જવા લાગ્યા. થોડે દૂર ગામમાં ચાલ્યા ત્યાં કરણજીની પાલખી લઇ સ્મશાન ભૂમિ તરફ રુદન કરતા ચાલ્યા આવતા મનુષ્યો સામા મળ્યા તેઓની પાસે જઇ ઇશરદાનજીએ કહ્યું કે"—કરણજી મને મળ્યા વિના જઇ શકેજ નહિ પાલખીને નીચે ઉતારો, મારે કરણજીને મળવું છે " ભક્તવર કવિ ઇશરદાનજી પધાર્યા છે, અને તેઓએ કુમાર કરણજીની પાલખી ઉભી રખાવી છે, તે વાતના સમાચાર મળતાંજ બાજી રુદન કરતા કરતા ઇશરદાનજીની પાસે આવ્યા. ઇશરદાનજીના પરમ ભક્તિમય મહિમાને બાજી બહુજ સારી રીતે જાણતા હતા, એટલે તે બાબતમાં તુરતજ પાલખી નીચે ઉતારી દેવાનો હુકમ કર્યો. કરણજીની પાલખી નીચે ઉતારવામાં આવી, અને તેના બંધ ખોલી દેવામાં આવ્યા. તે સમયે ઇશરદાનજીએ થોડા વખત આંખો બંધ કરી પરમ કૃપાળુ પરમાત્માનું ધ્યાન કર્યું અને પછી સા જનના સાંભળે તેમ ચારણી ભાષાના ગીતથી ઉચ્ચસ્વરથી શ્રીપરમેશ્વરની સ્તુતિ કરી કરણજીને ઉઠાડવા પ્રભુને નમ્રભાવથી આરજુ કરી. સ્તુતિનું ગીત

પૂર્ણ થતાં ઈશરદાનજીએ હાથમાં જલ લઈ અંજલિ કરણજીના મસ્તક ઉપર છાંટી. તેજ વખતે પ્રભુએ દયા કરી ભક્તની પ્રાર્થના પરમકૃપાળુ પરમાત્માએ સાંભળી અને કરણજીના શરીરમાં પુનર્જીવન આવી ગયું. સર્પનું ઝેર ઉતરી ગયું. પાલખીમાંથી કરણજીએ ઉભા થઈ ઈશ્વરદાનજીના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા. બજાજીનાં નેત્રોમાં પણ પ્રેમનાં અશ્રુ ચાલવા લાગ્યાં; અને હાથ જોડી ઈશરદાનજીનો પોતાના ઉપર મહાન્ ઉપકાર થએલો છે. એમ માની સ્તુતિ કરવા લાગ્યા.

ત્યાર પછી ઈશરદાનજી બધાને સ્નેહપૂર્વક મલ્યા; અને બહુજ ધામધૂમથી ઈશરદાનજીનું સામૈયું કરી સન્માનપૂર્વક તેઓને શહેરમાં લાવવામાં આવ્યા. તે વખતે રાજનિવાસમાં તથા સારા અમરેલી નગરમાં આનંદોત્સવ થવા લાગ્યા, અને પ્રભુભક્તનો જયજયકાર વર્તવા લાગ્યો. ઠેકાણે ઠેકાણે ઈશરદાનજીની પ્રશંસા થવા લાગી. બજાજી તો ઈશરદાનજીને સાક્ષાત પરમેશ્વર માનવા લાગ્યા. "**ईशरा सो परमेश्वरा**" એ વચન તે દિવસથી શરુ થયું. કરણજીનાં લગ્ન બહુજ ધામધૂમપૂર્વક આનંદોત્સાહથી પૂર્ણ થયાં. બજાજીએ બ્રાહ્મણ, ચારણ અને બીજા યાચકોને ખૂબ દાન આપી સંતુષ્ટ કર્યા અને વરસડા તથા ઈશ્વરિયા ગામના તામ્રપત્રલેખની સાથે એક લાખ રૂપિયાની બક્ષિસ ઈશરદાનજીના ચરણમાં રાખી બજાજીએ વિનયપૂર્વક પ્રાર્થના કરી કેઃ— ભક્ત કવિરાજ ! આપના ઉપકારનો બદલો આપવાની મારામાં શક્તિ નથી, પરંતુ આ યથાશક્તિ ભાવપૂર્વક લઘુ ભેટ આપનાં ચરણમાં અર્પણ કરું છું તેનો સ્વીકાર કરી મારા ઉપર અનુગ્રહ કરો."

બજાજીનો પૂર્ણભાવપૂર્વકનો આગ્રહ જોઇ ઈશરદાનજીએ તે ભેટનો સ્વીકાર કર્યો. બજાજીએ કેટલાક દિવસ ઈશરદાનજીને અમરેલીમાં રાખી બહુજ ઉત્તમ પ્રકારની સેવા સાથે મહેમાની કરી. ત્યાર પછી ઈશરદાનજી અમરેલીથી જામનગર જવા વિદાય થયા. રસ્તે ચાલતાં ચાલતાં સાંગાજીનું ગામ આવ્યું. સાંગાજીના સમાચાર પૂછતાં માલમ પડ્યું કે આજથી એક મહિના પહેલાં સાંગાજી બીજા ગોવાળિયાઓની સાથે વાછડા ચરાવવાને ગયા હતા. તે દિવસે નદીના મથાળે જલની અધિક વૃષ્ટિ થવાથી નદીમાં બહુ પાણી આવ્યું, તે સમયે બીજા ગોવાળિયાઓ તો નદીમાં પાણી બહુજ આવે છે તેમ જાણી જલદીથી ઉતરી આવ્યા, પરંતુ સાંગાજી જરા પાછળ રહી ગયા. નદીની વચ્ચે આવતાંજ પાણીનું જોરદાર અધિક પુર આવ્યું; અને સાંગાજી નદી તરી આ કાંઠે ન આવી શક્યા; બીજા માણસો પણ તેઓને તણાતા બચાવી ન શક્યા કારણ કે પાણીના તીવ્ર વેગ પાસે કોઈનું બળ કામ ન આવ્યું. અને સાંગાજીએ જો કે નદીને પાર કરવા બહુજ મહેનત કરી પરંતુ અંતે થાકી ગયા, ત્યારે સાંગાજીએ વિચાર્યું કે હવે હું આ પુરમાંથી બચીશ નહિ, ત્યારે કાંઠા ઉપર ઉભેલા માણસોને સંબોધીને સાંગાજીએ ઉચ્ચ સ્વરથી કહ્યું કેઃ—મારી માતાને કહેશો કે હમણાં મેં જે કંબલની કિનાર બાંધી છે તે કંબલ મેં કવિરાજ ઈશરદાનજીને અર્પણ કરી છે તો તેઓ અહીં પધારે ત્યારે મારા દંડવત્પ્રણામપૂર્વક તે કંબલ તેમને અર્પણ કરી દેજો. સાંગાજીએ આટલી વાત કરી ત્યાં પાણીના પ્રવાહે એકદમ જોર પકડ્યું અને સાંગાજી પાણીમાં અદશ્ય થઈ ગયા. ગામના માણસોએ બહુજ તપાસ કરી પરંતુ સાંગાજીના શરીરનો પણ ક્યાંય પત્તો ન લાગ્યો.

આ પ્રમાણેની ઘટનાના સમાચાર સાંભળી ઈશરદાનજી સાંગાજીને ઘેર ગયા. સાંગાજીની માતાએ વિચાર કર્યો કે જો હું હમણાં ઈશરદાનજીને સાંગાજીના મૃત્યુના સમાચાર કહીશ તો આ ભક્તવર મારે ઘેર ભોજન પણ નહિ કરે અને રહેશે પણ નહિ, એટલા માટે સાંગાજીની માતાએ પુત્ર વિયોગનું દુઃખ પ્રકટ નહિ કરતાં ઈશરદાનજીની સન્મુખ આવી સ્વાગતપૂર્વક પ્રણામ કર્યા; અને ઘરમાં તેડી લાવી ઉત્તમ આસન ઉપર બેસાડ્યા. ઈશ્વરદાનજીએ સ્નાન, સંધ્યા

અને સ્નાનાદિ કર્યાં ત્યાં સાંગાજીની માતાએ રસોઈ તૈયાર કરી ઈશરદાનજીને જમવા પધારવા વિનતિ કરી ઈશરદાનજીએ સાંગાજીની માતાને કહ્યું કે સાંગાજીને બોલાવો સાંગાજી આવશે ત્યારે સાથે સાથે ભોજન કરશું. સાંગાજીની માતાએ કહ્યું કે સાંગાજી વાછડાં ચારવાને માટે ગયો છે, પરંતુ કઇ બાજુએ ગએલ છે તેની ખબર નથી. ઈત્યાદિ અનેક બહાનાંઓ બતાવ્યાં પરંતુ ઈશરદાનજીએ પોતાની હઠ ન છોડી. અંતે લાચાર થઇ સાંગાજીની માતાએ કહ્યું કે:—કવિરાજ ! સાંગાજીનું મૃત્યુ થયા આજ એક માસ થઇ ગયો; એ પ્રમાણે કહેતાંજ તેમનું હૃદય દ્રવીભૂત થઇ ગયુ, હિંમત હારી ગયાં અને વિલાપપૂર્વક ભયંકર રુદન કરવા લાગી ગયાં. ઈશરદાનજીએ ઉભા થઇ કહ્યું કે કઇ દિશામાં અને કયે રસ્તે પાણીમાં સાંગાજી તણાઇ ગયા છે તે મને બતાવો ! ગામના માણસોએ તે સ્થળ ઈશરદાનજીને બતાવ્યું ત્યાં આવી ઈશરદાનજી ઓ સાંગાજી ! "જલ્દી આવો ભોજન ઠંડુ થઇ જાય છે" એ પ્રમાણે ત્રણ વખત દુઃખપૂર્ણ અવાજથી કહ્યું અને ઉચ્ચ સ્વરથી નીચેના દોહા બોલવા લાગ્યા.

વેતે જલ વેણુ તણે, સાંગા દેને સાદ,
ભમ રાખણ મરજાદ, વાછાં સોતો વેરાઉત. ૧
વાછડ ધેનુ વાળતાં, જમરાળા લઇ જાય;
તો ધરમ પંથ કોણુ ધાય, વાર કરવા વેરાઉત. ૨
સાંગાને વછડાં સહિત, દિયો રજા જદુરાય;
સેવક ઈશરદાન રી, રાખો પત મહારાજ. ૩

ઇત્યાદિ દોહાઓ બોલતાંજ નદીની ભેખડોમાંથી વાછડાઓ સહિત સાંગાજી આવતા હોય તેમ નજરે આવ્યા. ઈશરદાનજી ને સામા ઉભેલા જોઈ સાંગાજી જલ્દીથી આવી તેઓના ચરણમાં પડી ગયા. ઈશરદાનજી શુભાશિષ્ આપી પ્રેમપૂર્વક સાંગાજીને ભેટ્યા; અને સાંગાજીને લઇ ઘેર આવ્યા. ગામના લોકોએ દોડીને સાંગાજીની માને સાંગાજી ઈશરદાનજી સાથે ચાલ્યા આવે છે તેવી શુભ વધામણી આપી. લોકો પાસેથી આવી અદ્દભુત વધામણી સાંભળી સાંગાજીની માતા દોડીને સામે આવી સાંગાજીને મળી ઈશરદાનજીના ચરણમાં પડી ગયાં, અને નેત્રોમાંથી પ્રેમાશ્રુની ધારા વહન કરવા લાગી. ઘેર આવી કવિરાજના પગ ધોઇ સૌએ તેનું જલ મસ્તક ઉપર ધારણ કર્યું ગામના લોકો ઈશરદાનજીને મહાન્ અવતારી પુરુષ જાણી તેમની સેવા કરવા લાગ્યાં ત્યાર પછી ઈશરદાનજીએ સાંગાજી સાથે ભોજન કર્યું સાંગાજીના અતિશય પ્રેમભર્યા આગ્રહથી ઈશરદાનજી ત્રણ ચાર દિવસ ત્યાં રોકાયા અને ત્યાર પછી સાંગાજીની ભાવભરી રૂખસદ લઈ જામનગર જવા રવાના થયા.

આવા અદ્દભુત ચમત્કાર પ્રભુભજનના પ્રતાપથી થતા હતા. તેની ચર્ચા સર્વત્ર થવા લાગી અને ઠેકાણે ઠેકાણેથી દુ:ખી મનુષ્યો આવી પોતાનું દુઃખ પ્રકટ કરવા લાગ્યાં, અને દયાળુ ઈશરદાનજીએ અનેકનાં દુઃખનું નિવારણ કર્યું ઈશરદાનજી સમયસમયપર ભગવાન્ શ્રીદ્વારકાધીશનાં દર્શન કરવા દ્વારકા જતા હતા. એક વખત ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુને પ્રસન્ન જાણીને પોતાનો બનાવેલ "હરિરસ" નામનો ગ્રંથ ભગવાનને સંભળાવ્યો. "હરિરસ" સાંભળીને પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુ અતિ પ્રસન્ન થઈ બોલ્યા કે—"ઈશરદાન ! જે તમારી ઇચ્છા હોય તે માગો ! તમારા માટે કોઈ વસ્તુ ન આપી શકાય તેવી નથી ભગવાનનાં વચન સાંભળી ઈશરદાનજી પ્રણામ કરી કહેવા લાગ્યા કે.—શિવ, બ્રહ્મા અને ઇંદ્રાદિ દેવતા અને સનકાદિ નારદ વગેરે ઋષિઓ પણ જેઓનું અહર્નિશ સ્મરણ કરે છે, એવા આપ અખિલ બ્રહ્માંડના નાયક મારા જેવા દીન સેવક પ્રત્યે આટલીબધી પ્રસન્નતા અને કૃપા રાખો છો તો હવે પછી હે ભગવન્ ! મારે શું બાકી રહ્યું કે જે માગું ! માત્ર આટલોજ વિનય કરું છું

કે હવે જલ્દી આપનાં ચરણારવિંદની સેવામાં આવી જાઉં એ આજ્ઞા પ્રદાન કરો અને બીજી પ્રાર્થના એ છે કે આ હરિરસ કાવ્યને સાર્થક કરવા કૃપા કરો!

ઈશરદાનજીનાં આ પરોપકારી વચન સાંભળી શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુએ મધુર વાણીથી કહ્યું કે તથાસ્તુ! હવે તમે સુખપૂર્વક મારી પાસે આવી જાઓ! અને તમારા આ "હરિરસ" કાવ્યનો જે કોઈ નિત્ય પાઠ કરશે તેને વૈકુંઠ ધામ પ્રાપ્ત થશે; તથા આ કાવ્યના સાંભળનારાઓને પણ હું કૃપાથી મારો લોક આપીશ. "હરિરસ" નામનું ઉચ્ચારણ કરનાર તથા જેના ઘરમાં હરિરસ ગ્રંથ હશે તેની પણ અવગતિ નહિ થાય. આ મારાં વચન મિથ્યા નહિ થાય." આ પ્રમાણે શ્રીકૃષ્ણ પ્રભુનાં વચન સાંભળી સ્મિતયુક્ત પ્રસન્ન મુખથી રુક્મિણીજી બોલ્યાં કે "ઈશરદાન! શ્રીકૃષ્ણ ભગવાન્ જો કે પૂર્ણ બ્રહ્મ પરમાત્મા છે. પરંતુ તેઓ પોતાની માયાશક્તિના આશ્રય વિના કોઈ કાર્ય કરી શકતા નથી. કાર્ય કરવામાં શક્તિજ મુખ્ય છે. તમે શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુના ગુણ તો બહુજ ગાયા, પરંતુ મારી કંઈ પણ સ્તુતિ કરી નથી. તમારો દેવજાતિ ચારણ કુળમાં જન્મ છે, અને તમે ચારણ દેવીપુત્ર કહેવાઓ છો, તો તમારું કર્તવ્ય છે કે તમારે દેવીની પણ સ્તુતિ કરવી જોઇએ." ત્યારે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર પણ મંદ મંદ હસતા બોલ્યા કે:—"ઈશરદાન! રુક્મિણીજી સત્ય કહે છે. મારાથી પણ રુક્મિણીજીનો તમારા ઉપર અધિક અધિકાર છે."

આ પ્રમાણે ભગવાન્ અને રુક્મિણીજીનો આદેશ સાંભળી ઈશરદાનજી તુરતજ રુક્મિણીજીનાં ચરણમાં નમી પડ્યા અને બોલ્યા કે:—"માતાજી! આપ સત્યજ આજ્ઞા આપો છો. પુત્રની પ્રત્યે પિતા કરતાં પણ શતગણો અધિક પ્રેમ માતાનો હોય છે, એ વાત શાસ્ત્ર પણ કહે છે. બરાબર એ બાબતમાં મારી ભૂલ થઈ છે તે માટે મારો અપરાધ ક્ષમા કરો! હવે હું તુરતજ મારી ભૂલ સુધારીશ." ઈશરદાનજીના મસ્તક ઉપર હાથ રાખી રુક્મિણીજીએ આશીર્વાદ આપી કહ્યું કે:—"હે વત્સ! ગભરાઈશ નહિ! હું તો હસું છું, તું મને મારા પ્રદ્યુમ્ન સમાન પ્રિય છે.

ભગવાન્ તથા રુક્મિણીજીને પ્રણામ કરી ઈશરદાનજી પોતાના ગામ સંચાણા ગયા; અને તુરતજ "દેવીયાન" નામનો શક્તિ માહાત્મ્યનો ગ્રંથ બનાવ્યો. તેના સિવાય બાલલીલા, દાણ લીલા આદિ બીજા પણ ઈશ્વર સંબંધી કવિતાના ગ્રંથ બનાવ્યા છે.

ઈશરદાનજીએ પોતાના પુત્રોને પોતાના હાથથી જાગીર આદિના ભાગ વહેંચી દીધા, અને સ્નેહી સંબંધીઓને બોલાવી બધાને મળી સંવત્ ૧૬૨૨ના ચૈત્ર સુદિ ૯ને બુધવારે પ્રાતઃકાલમાં ઘોડા ઉપર બેસી સંચાણા ગામની બહાર નીકળી સમુદ્રકિનારા ઉપર આવ્યા અને સૌ સ્નેહી સંબંધીઓને રામ રામ કરી બધાના દેખતાં ઈશરદાનજીએ પોતાનો ઘોડો દરિયામાં ઝંપલાવ્યો. પાણી ઉપર ઈશરદાનજી તથા તેમનો અશ્વ મનુષ્યની દૃષ્ટિ પહોંચી ત્યાંસુધી જોવામાં આવ્યા, ત્યારપછી ઘોડા સહિત ઈશરદાનજી અદૃશ્ય થઈ ગયા. સમુદ્રમાં પડતી વખતે ઈશરદાનજીએ સ્વમુખે કહેલા દોહા:—

ઈશર ઘોડા ઝોકીયા, મહાસાગરની માંય;
તારણહારો તારશે, સામાં પકડી બાંય.—૧
સંવત્ સોળ બાવીશ બુધ, સુદિ નોમી મધુમાસ,
ઈશાસુંદ કવિ ઉદ્ધરે, વિધિ કરો વિશ્વાસ.—૨ (સંપૂર્ણ)

—[*]—

## ॥ श्रीसद्गुरुस्तवन ॥

येनाहं कृपया समुद्धृत इह भ्रान्तो भृशं संसृतौ।
आनन्दोऽनुपमोऽभयं च भयदाद्गादशव्याख्यया ॥
इतं दुर्दमनीयदस्यदर्पितो योऽद्यापि संरक्षति।
त्यक्त्वा तुच्छसुखं तनुं च भज तं नाथप्रभुं स्वं प्रियम् ॥

અર્થઃ—આ ભયંકર સંસાર વનમાં અત્યંત ભૂલા પડેલાને મને અંતર્યામિરૂપે જેમણે સન્માર્ગે ચઢાવ્યો તથા અષ્ટાદશરત્નોની વ્યાખ્યાથી અનુપમ આનંદ તથા મહાભયદેવાવાળાથી અભય દીધું તેમ જે ક્રમરૂપ મહાશત્રુથી, અત્યારે પણ રક્ષણ કરે છે તે પરમાનંદ-સ્વરૂપ સર્વોત્તમ શ્રીમન્નાથપ્રભુને તુચ્છ સંસાર તૃષ્ણા છોડી ભજો.

ભાવાર્થઃ—જેમ તૃષાનિવૃત્તિમાટે ખારા જળને પીયે તથા અમૃત લતા સમજી ખુલ્લી તલવારને આલિંગે તથા મણિ જાણી અગ્નિને પકડે તેમ સુખમાટે આ અસાર સંસારકારાગારમાં હું આમતેમ ભટકતો હતો ત્યાં શાંતિને બદલે અશાંતિ અને દુઃખજ ઉત્તરોત્તર વધતું હતું, છતાં પણ માયામય સંસારથી ચિત્ત ઉપરત થતું ન હતું, કિન્તુ સતત ચિંતન સપ્રયત્ન રહેતું જેમ પતંગો સ્વનાશમાટે સમૃદ્ધવેગ બને છે તેમ મારા ચિત્તની સ્થિતિ હતી. આવી આ માયામય સ્થિતિ મોટા મોટા મુનિજનોના મનને પણ ઉન્મથન કરનારી છે, તેમાથી છૂટવું સામાન્ય બુદ્ધિથી શક્ય નથી, પરંતુ અંતર્યામી, કરુણાવરુણાલય, શ્રીમન્નાથપ્રભુની પરમાનુકંપા શુ નથી કરી શકતી? "મૂકં કરોતિ વાચાલમ્" એ વચનાનુસાર તેણે આ મહામોહરૂપ વિકરાલ વ્યાલથી મારો ઉદ્ધાર કર્યો, અર્થાત્ તમોવૃત્તિનાશક અને સત્ત્વસંવર્ધક ઉપાયોમા રુચિ થઈ એમ સતત પ્રયત્ન કરતાં મને અષ્ટાદશરત્નો પ્રાપ્ત થયાં, અને તેથી તે વખતે જે આનંદ થયો તથા અભય પ્રાપ્ત થયું તેની હું ઉપમાજ જોતો નથી. આ બધો ભક્તવત્સલ ભગવાન્ નાથપ્રભુનોજ મહિમા છે, કિંબહુના, વર્તમાનકાલમાં પણ મહામોહરૂપ પ્રચંડ પ્રલયાગ્નિની પ્રસ્ફુરિત જ્વાલારૂપ કાલ-જિહ્વાઓ ચારે તરફ ખુલ્લી તલવારોની માફક ફરી રહી છે અને કોટિશઃ જીવોનું બલિદાન લઈ રહી છે. આવી સ્થિતિમાં પણ અદસ્ય દાવાનલથી બચવાનું સામર્થ્ય અર્પનાર જગદાધાર આત્મજ્યોતિ આનંદસ્વરૂપ નાથપ્રભુજ છે માટેજ "ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ" ઇત્યાદિ વચનોથી સ્તવાતા એવા નિત્ય, નિરતિશય સુખસ્વરૂપ, પરિપૂર્ણ, અદ્વય, અભય, સર્વાત્મા, સ્વયપ્રકાશસ્વરૂપભૂત શ્રીમન્નાથપ્રભુને ભજવાથી પરમશ્રેય-પરમપુરુષાર્થ પ્રાપ્ત કરી શકાય છે માટે વધ્યશિલાત્મક સંસારતૃષ્ણાને સજી તથા દુઃખમૂલ દેહાસક્તિ સજી શિવોઽહં, સોઽહં, અહં બ્રહ્માસ્મિનું આવર્તન કરવું એ મૃત્યુંજય મહામંત્ર જપ છે. કારણકે દુઃખનિવૃત્તિના તથા સુખપ્રાપ્તિના બીજા બધા ઉપાયો છે તે બધા દીર્ઘ કાલે કરીને અનિત્ય અને સાતિશય દુઃખાભાવ તથા સુખને આપે છે અને સચ્ચિદાનંદ સ્વાધિન શ્રીમન્નાથપ્રભુનું ભજન તત્ક્ષણમાજ નિત્ય નિરતિશય સુખ તથા દુઃખાભાવ અર્પે છે. હરિઃ ૐ હરિઃ ૐ હરિ ૐ

પ્ર. કાશીરામશર્મા

——[ * ]——

## બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી એકનાથજીનું જીવનવૃત્તાંત

[ સંપાદકઃ-બ્રહ્મચારી દલપતરામ શ્રીદક્ષિણામૂર્તિ નાથ ભગવાનના પૂજારી ]

( અંક આઠના પૃષ્ઠ ૧૭૧ થી ચાલુ )

એક સમયે કોઈ ગુરુવારે જનાર્દન સ્વામી સમાધિમાં નિમગ્ન હતા અને દેવગઢ ઉપર અકસ્માત્ બહારના શત્રુએ હુમલો કર્યો, તેથી સર્વત્ર ઘણોજ ત્રાસ ફેલાઈ રહ્યો. સેવકો આ વાતની ખબર આપવા તેમની પાસે જતા હતા. સમાધિસ્થાનના બારણા આગળ તેમણે એકનાથને ગુરુચિંતન કરતાં બેઠેલા જોયા. એકનાથે સેવકોપાસેથી બધી હકીકત જાણીને તરતજ ઉભા થયા. યુદ્ધ સમયે તેમના ગુરુ જનાર્દન સ્વામી જે પોષાક પહેરતા હતા, તે પોષાક તેમણે પહેરી લીધો અને અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઈને તેમજ કમરે તલવાર બાંધીને ઘોડાઉપર સવાર થઈ તેઓ બહાર નીકળ્યા. સ્વામીજીની સમાધિમાં ભંગાણુ ન થાય અને તેમનું કાર્ય પણ ઉત્તમ રીતે પાર પડે, એટલા માટે એકનાથે આ રસ્તો કાઢ્યો. રણશીંગાં વાગવા લાગ્યાં. શસ્ત્રોના ખડખડાટ સંભળાવા લાગ્યા અને ચાર કલાકસુધી ભયંકર યુદ્ધ થયા પછી શત્રુઓ હારીને અને મારખાઈ અપયશ વહોરીને ભાગ્યા.

આ અવસરે જનાર્દનના વેશધારી એકનાથે વીરતાની એવી પરાકાષ્ઠા કરી હતી કે લોકો ચકિત થઈને જોતાજ રહી ગયા!

ગઢ ઉપર જ્યાં ત્યાં જનાર્દન સ્વામીની સ્તુતિ થવા લાગી, તે સાંભળીને ગુરુ-શિષ્યનો આંતર્બાહ્ય અભેદ પ્રત્યક્ષ કૃતિથી બતાવનાર એકનાથ ઘણાજ પ્રસન્ન થયા. ગુરનો પોષાક હતો ત્યાં મૂકી દીધો, તથા પાછા છાનામાના પોતાના કામમાં લાગી ગયા. સમાધિમાંથી જાગ્રત્ થતાં જનાર્દન સ્વામી પોતાને ઘેર આવ્યા અને ભોજન કરવા બેઠા. ઘરમાં અને ગઢ ઉપર પણ તેમને ખૂબ ધમાલ જણાઈ. એકનાથ નિત્યની માફક વિનયપૂર્વક ગુરુ સમક્ષ ઉભાજ હતા, પરંતુ જે યુદ્ધ થયું હતું તે વિષે તેમણે એક શબ્દ પણ કહ્યો નહિ. તેમનામાં કર્તાપણાનો કંઈપણ અહંભાવજ હતો નહિ. આ સમયે તેમની વાત પ્રગટ થઈ ગઈ. ચાર કલાક શત્રુઓની સાથે લડીને તેનો સંહાર કરનાર આ વૈષ્ણવ વીર ગુરુ સમક્ષ પોતાનાં વખાણ નહિ કરતા; તે પરાક્રમ યા એ ઘટનાનેજ સર્વથા ભૂલી જઈને ગુરુની સામે વિનયપૂર્વક ઉભા છે. આ દૃશ્યનું ચિત્ર કોઈ ચિત્રકાર દોરે, તો તે હિન્દુ માત્રને ચકિત કરી દે. જનાર્દન સ્વામીને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તેમને પોતાના આ મહાન્ શિષ્ય પ્રત્યે જે ધન્ય સ્નેહ થયો, તેને શું લેખિની વ્યક્ત કરી શકે? પોતાના ભિન્ન અસ્તિત્વના અભિમાનનો પૂરેપૂરો લોપ કરી નિરભિમાની થઈને ગુરુસેવા કરનારા આવા શિષ્ય ઘણાજ દુર્લભ છે. ( ચાલુ )

---

## પાટોત્સવગીત

[ શ્રીમન્નાથસત્સંગમંડળતરફથી ઉજવાયેલા નાથભગવાન્ના પાટોત્સવમાં શ્રી વિઠ્ઠલદાસ ગોરધનદાસે સ્વરચિત ગાયેલું ભાવભર્યું ગીત ]

ઉગ્યો સુવર્ણ સૂર્ય આજે આકાશમાં, પાટોત્સવ ગુરુશ્રીનો આજ રે;
સદ્ગુરુ શ્રીનાથનાં સંભારણાં:
શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ હમારા, પરમ કારુણિક કૃપાનાથ રે. સદ્ગુરુ૦
ભાવના ભરેલ આજ સાગર ઉભરાય છે, ભક્તોનાં દિલડાં ભીંજાય રે. સદ્ગુરુ૦

પ્રકટયા પ્રભુથી પોતે જનહિતને કારણે, જ્ઞાનદાન દીધાં અમૂલ્ય રે. સદ્ગુરુ૦
ગ્રંથો રચ્યા છે જ્ઞાનભક્તિવૈરાગ્યના, સાંખ્ય કર્મયોગ બહુ મૂલ્ય રે. સદ્ગુરુ૦
વેદાંતદર્શન ને વિચાર સાગર, બ્રહ્મદશારત્નો અમૂલ્ય રે. સદ્ગુરુ૦
ગીતા ઉપનિષદો ને પંચદશી ગ્રંથોની, સુંદર ટીકાઓ લખી સારે રે;
સદુપદેશદિવાકર, વિવેકભાસ્કર, યોગ વાસિષ્ઠનો સાર રે. સદ્ગુરુ૦
બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિનાં વીશ સાધનો, કથ્યાં પરમસુખી થવાના ઉપાય રે;
અંતર્યામીના આદેશો દર્શાવ્યા છે, મનુષ્યમિત્ર સ્વાભાવિક ધર્મ રે.
અલ્પબુદ્ધિથી આ અલ્પ વર્ણન કર્યું, બીજા છે ગ્રંથો અનેક રે. સદ્ગુરુ૦
કીધી પુનિત જેણે ગુર્જરી ગિરાને, વાણી છે અદ્વિતીય એહ રે;
વાચન મનન નિદિધ્યાસન જો થાય તો, મુક્તિનો માર્ગ સધાય રે. સદ્ગુરુ૦
આપણા ગુરુશ્રીએ જે જે સદ્ગ્રંથ લખ્યા, અવિચળ એ અક્ષર દેહ રે;
દાસ વિઠ્ઠલની એજ અરજ છે, લેજો એ લાભ બધાય રે. સદ્ગુરુ૦

———[ * ]———

## विषयोनी दुःखरूपता

[ લેખકઃ—માણિક્યવર્મા ]

દોહરા

રાચ ન વિષયો જોઇને, પણ ગ્લાનિ ઉર પામ;
ઉચ્ચ વિષય વળી બહુ દુઃખદ, પાડે તે દુઃખ ખાણ. ૧
ટાળ વિષયસુખ આશ, ભોગવી લે પ્રારબ્ધને;
થા ન વિષયનો દાસ, વિરાગ દૃઢ ઉર રાખીને. ૨
(દા. વ. ૪/૮૫)

પ્રભુમાંથી સૌ નીકળ્યું, તે પ્રભુરૂપ ન કેમ ?
માટીના આકાર સૌ, માટીરૂપજ જેમ. ૩
(દા. વ. ૫/૮૫)

વિષ્ઠાકેરી કુંડમાં, રાચ ન મૂઢ ગમાર;
ક્ષોભ પામમાં મૂર્ખ મન, શીઘ્ર ત્યાજય હું ધીર. ૪
(દા. વ. ૬/૮૫)

તત્ત્વે જેનું મન રહ્યું, તત્ત્વે જેની વાત;
સર્વક્રિયાઓ તત્ત્વમાં, તે પ્રભુ છે સાક્ષાત. ૫
આનંદના અનુભવવિના, હવે અન્ય શું કામ ?
હીંડોળા આનંદના, સેવા દામોદામ. ૬

દુઃખનું સામ્રાજય

બાલ્યે દુઃખ દેખાય બહુ, યૌવન અતિશય દુઃખ;
વૃદ્ધામાં દુઃખ પાર નહિ, જયાં ત્યાં દુઃખ દુઃખ દુઃખ. ૭
(દા. વ. ૭/૮૫)

હુંથી હુંપણું ટાળીને, સ્વરૂપે હુંપણું સ્થાપ;
તો તો દુઃખ સઘળાં ટળે, ટળે પુણ્યને પાપ. ૮

(ફા. વ. ૮/૮૫ સોમ)

સ્થૂલ સૂક્ષ્મ કારણ થયો, મિથ્યારૂપે નાથ;
તું પોતે પણ નાથ છો, નાથે ઝાલ્યો હાથ. ૯
ખાલી લાગે ત્યાં ભર્યો, અવિચલ પોતે નાથ;
જ્યાં ત્યાં નાથ શભર ભર્યો, નાથે ઝાલ્યો હાથ. ૧૦

(ફા. વ. ૧૦/૮૫ ગુરુ)

આનંદ આનંદ આનંદ માન, કાં કે તું પોતે સુખધામ;
નથી તારામાં દુઃખનું નામ, કારણ કે તું પૂરણકામ. ૧૧
તત્સ્વરૂપ મારે થવું, છોડી ત્રણે દેહ;
હુંને પણ હણી નાંખવો, સઘળું કરવું એહ. ૧૨
જ્યાંલગી જાગ્રત્ સ્વપ્ન છે, થાય ન દુઃખનો નાશ.
માટે સર્વે ટાળવું, છોડી સર્વે આશ. ૧૩
નાથરૂપ સઘળું થયું, હું પોતે પણ નાથ;
નાથવિના નહિ અન્ય કંઈ, સત્ય નાથનો સાથ. ૧૪
મોહક દોહક જાણજે, સુંદર ભુંડા જાણ;
બાંધી રાખી તે બધાં, ડુબાડે તુજ વ્હાણ. ૧૫
ભોગ સમયમાં માનથી, નિશ્ચય ગાંડો થાય;
પણ જે વિવેક ના ત્યજે, તે નિજપદે સુહાય. ૧૬

(માઘ. સુ. ૩/૮૫ ધોળકા)

શુભ શુભ સર્વે ઇચ્છીને, શુભનો કરો પ્રયત્ન;
પ્રભુઇચ્છાએ જે બને, તેને માનો ધન્ય. ૧૭
દૃષ્ટિ કરવાજેવું અહીં, કંઈ નથી તું જાણ;
દર્શન યોગ્ય પ્રભુજ છે, અન્યથકી છે હાણ. ૧૮

(ફા. વ. ૧૨/૮૫ શુક્ર ભાવનગર)

(ચાલુ)

——[ * ]——

॥ ॐ ॥

## શ્રીદક્ષિણામૂર્તિ નાથ

જગદીશ્વર આવી ગયા રે, જીવડે જાણ્યું નહિ;
જગજીવન આવી ગયા રે, મૂર્ખે માણ્યું નહિ...ટેક

સાખી

જ્યોતિ ઝળકી રાતદિન, વર્ત્યો જયજયકાર;
ઉલટ્યા આનંદ ઓઘને, ટળ્યો હૃદય અંધકાર,
પણ અભાગીએ પરમાણ્યું નહિ...જગદીશ્વર ૧

સાખી-

ઘટ વિરાજે છે પ્રભુ, જાણો જાણો લોક;
ઉર શ્રદ્ધા ધરશો તમે, ટળે મોહ દુઃખ શોક,
પણ જો હૃદયે માન્યું સહી...જગદીશ્વર ૨

*બિલ્વપુરીના મંદિરે, દક્ષિણમુખ શ્રીનાથ,
આનંદાશ્રમમાં વસે, ઝાલે સૌના હાથ;
પણ જો હૃદયે માન્યું સહી...જગદીશ્વર ૩

શ્રીદક્ષિણામૂર્તિ તે, શંકરનો અવતાર;
હૃદય હૃદય તે તો વસે, વ્યાપક વિશ્વાધાર,
પણ જો હૃદયે માન્યું સહી...જગદીશ્વર ૪

माणिक्यधर्मा

---

॥ ॐ ॥

## हृदयोद्गार

રાગ—ઓધવજીના સંદેશાનો–" એવો રે દિવસ તે ક્યારે આવશે ?"એ૦

( પૂજ્યબંધુ શ્રીમાન્ મહારાણીદાસભાઈના " ભક્તગીત "ની વીશ કડીઓ પ્રેમથી પ્રાતઃકાળે ગાઈ તે પછી આવેલા ઉદ્ગારો )

ગાયું ને અમને લાગ્યું છે તે અમે,
ગમે તમોને તો ઉર લેજો સાર જો;
ગમે નહિ તો પાછું અમને આપજો,
અમ જનનો તો નાથ ખરો આધાર જો.
એવા સાચા સદ્ગુરુ અમને સાંપડ્યા. ૧

પડ્યાં અમે તો એને સાચા આશરે,
ભૂલેલાં ભવરણમાં બહુ ભમનાર જો;
પોતાનાં ગણીને એણે પાળિયાં,
કૃપા કરીને પોષ્યાં ઉર ધરી પ્યાર જો એવા સાચા૦ ૨

અવળાં ચાલ્યાં તોપણ અવગુણ ના ધર્યો,
બાળ ગણીને બોધ કર્યો બહુ વાર જો;
રોષ બતાવ્યો કદી તોપણ ઉરમાં તો દયા,
નિરખ્યા નયણે નાથ કૃપાભંડાર જો એવા સાચા૦ ૩

હાથ અમારો હરિએ ઝાલ્યો હેતથી,
કહ્યું અમોને નિર્ભય રહેજો-નિત્ય જો;
યોગ્ય નહિ અમ તોયે અંતરમાં ધર્યાં,
સાધ્યું સાચું સદા અમારું હિત જો એવા સાચા૦ ૪

माणिक्यधर्मा

---

* બીલખા ( હાલ નવાગામ ).

## गाय पोतानां वाछरडांने कहे छे:—

હરિગીત છંદ

સંતાન! મારાં સાંભળો સંતોષ તમ ઉરમાં ધરો,
કાં દૂધ દાણા વસ્ત્ર દેશો, ભાર કાં કાંધે ધરો;
પરહિત જનોથી ના બને, આપણ પશુથી થાય તે,
અવતાર ઉત્તમ આપણો તો જનથકી સમજાય છે.

माणिक्यवर्मा

## भूलनी क्षमा

દોહરા

બહુ પુરાણા કાળથી, ચાલી આવે ભૂલ;
માટે ભૂલ ક્ષમા કરો, ક્રોધે ઉભી ચૂલ. ૧

ભૂલથકી* આ ઉપજ્યો, બહુ દુઃખદ સંસાર;
ભૂલતણાં સૌ પાત્ર છે, માટે ક્રોધ નિવાર. ૨

ભૂલ જગતનું મૂળ તો, હોયજ જ્યાંત્યાં ભૂલ;
માટે ક્રોધ કરી અરે, નવી ન કરજે ભૂલ. ૩

माणिक्यवर्मा

———[ * ]———

## अतिखेदजनक अवसान

મુંબઈના શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળના સ્થાપક શ્રીમાન્ શેઠ દામોદરદાસ માધવજીના જ્યેષ્ઠ યુવાન પુત્ર ભાઈ કરસનદાસનું વૈશાખ સુદિ ૧૦ બુધવારે લોનાવલામાં હૃદય બંધ પડી જતાં અચાનક અવસાન થયું છે! શેઠ તો એ સમયે મુંબઈમાં હતા, ને તેમને ટેલીફોનથી આ ખબર મળતાં તેમને તથા કુટુંબીજનોને અતિ આઘાત થયો હતો. અરે! આ સંસાર કેવો અનિત્ય ને ક્ષણભંગુર છે?! આ અતિ કષ્ટજનક સમાચાર બીલખા–આનંદાશ્રમમાં મળતાં આનંદાશ્રમવાસીઓ હૃદયથી દુઃખિત થયા છે.

મોટા ગૃહસ્થ ને ગર્ભશ્રીમંત છતાં ભાઈ કરસનદાસ બહુ સાદા ને પ્રભુભક્તિપરાયણ જીવન ગાળનારા હતા. તેમણે કૉલેજની ઉચ્ચ કેળવણી લીધેલી હતી છતાં વર્ણાશ્રમનો ઉચ્છેદ કરનારી હાલની વિષમય પ્રવૃત્તિએ તેમના ઉપર જરા પણ અસર કરી નહોતી. તેમણે શ્રીઆનંદાશ્રમમાં એકાદ માસ સહકુટુંબ નિવાસ કરેલો તે વેળા તેમના ધાર્મિક જીવનનો પરિચય આનંદાશ્રમવાસીઓને મળેલો. શેઠે એ સમયે આનંદાશ્રમમાં શ્રીમદ્ભાગવતની સપ્તાહપારાયણ કરાવેલી તેમાં ભક્તિપરાયણ દંપતી બહુ શ્રદ્ધાપ્રેમથી ભાગ લેતાં. તેઓ પૂજનઅર્ચન કરતાં

* આત્મસ્વરૂપના અજ્ઞાનરૂપી ભૂલથી.

એટલુંજ નહિ, પણ કથાશ્રવણ પણ બહુ ભાવથી કરતા. નોકરચાકરની પૂરી સગવડ છતાં શ્રી કરસનદાસભાઇ સવારમાં વહેલા ઉઠી, કૂવામાંથી સ્વહસ્તે પાણી ખેંચી, ઠંડા જળે સ્નાન કરતા, ને જપ ધ્યાનમાં જોડાતા, તેમનું નિરભિમાનપણું, વિવેક, સરલતા અને વાણીની મધુરતા આદિ સદ્ગુણોથી તેઓ આનંદાશ્રમવાસીઓને પ્રિય થઇ પડ્યા હતા તેઓ પૂજ્યપાદ કૃપાનાથનાં પુસ્તકોનું પ્રેમથી વાંચનમનન કરતા.

શ્રી. કરસનદાસભાઇ જેવા સદ્ગુણી ને ભક્ત પુત્રનું યુવાવસ્થામાં પરલોકગમન થતાં શેઠ શ્રી દામોદરદાસભાઇનું જીવન ઘણું કષ્ટમય થઇ ગયું છે, પણ શાસ્ત્રો ને પૂજ્યચરણ સદ્ગુરૂશ્રીના ઉપદેશનું સ્મરણ કરી આત્માની અમરતા ને દેહની ક્ષણભંગુરતા સમજી શાંત થયા વિના અન્ય માર્ગ નથી !

શ્રી. કરસનદાસભાઇ જેવા સજ્જનના આત્માને પૂજ્યચરણ સદ્ગુરુપરમાત્મા શાંતિસુખ આપવા કૃપા કરો એવી તેઓશ્રીના ચરણારવિંદમાં પ્રાર્થના છે.

——[ * ]——

## श्रीआनंदाश्रम-समाचार

### (ચૈત્રમાસ)

લઘુરુદ્ર:—શ્રી. દુર્લભ વલ્લભ-ડરબન ( લઘુરુદ્ર ). શ્રી. અં. બા. ત્રિવેદી ( રુદ્રાભિષેક ). વિ. શાંતિલાલ ભાનુશંકર ( રુદ્રાભિષેક )

મુખ્યસેવા:—રૂા. ૫૦-૦-૦ શ્રી પુરુષોત્તમ વલ્લભ-ડરબન રૂા. ૫૦-૦-૦ શ્રી. દુર્લભ વલ્લભ-ડરબન. રૂા. ૪૦-૦-૦ શ્રી ભીખાભાઇ પુરુષોત્તમ રૂા. ૪૦-૦-૦ શ્રી. ભગવાન દુર્લભ-ડરબન. રૂા. ૪૦-૦-૦ શ્રી. જમનાદાસ પુરુષોત્તમ-ડરબન. રૂા. ૧૫-૪-૦ શ્રી. ભગવતલાલ મંગળદાસ-બોરીવલી હા. શાસ્ત્રીજી દયારામભાઇ. ૧૪-૦-૦ શ્રી. હર્ષદરાય મ. દેશાઇ ને તેમનું કુટુંબ-માંગરોળ. રૂા ૨૦-૦-૦ શ્રી. હર્ષદરાય મ. દેશાઇ રૂા. ૧૧-૦-૦ શેઠ ઇન્દુકુમાર બાબાલાલ-ભાવનગર.

ભોજન:—રૂા. ૫-૮-૦ શ્રી. દુર્લભ વલ્લભ-ડરબન સાદું ભોજન. રૂા. ૪૮-૯-૩ શ્રી. છગનલાલ વાલજી-જામનગર. રૂા ૫૩-૧૫-૦ શ્રી. છગનલાલ વાલજી-જામનગર. રૂા. ૧૦-૦-૦ શ્રી ગીરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા રૂા. ૫૧-૦-૦ શ્રી. રવજી દેવજી તરફથી સ્વ. મોતીબાઇ ધરમશીના આત્મકલ્યાણાર્થે ભોજન.

થાળ:—રૂા. ૧-૪-૦ શ્રી દુર્લભ વલ્લભ-ડરબન, પાંચ થાળ. રૂા. ૧-૪-૦ બેન રંભાબેન-મીઠાપા. ૧-૪-૦ પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ, હા. શેઠ. ૧-૪-૦ ઓખા-મંડળ એક દીન ફિકર. ૧-૪-૦ શ્રી રાજસી જીવરાજ-વાંકાનેર. ૫-૪-૦ બેન સુમતીબા -મીતપા. રૂા ૨-૮-૦ મીસ્ત્રી શામળદાસ કુંવરજી-વડોદરા. રૂા. ૨-૮-૦ માસ્તર ભગવાનજી હરદેવ જોશી-ચોટીલા. ધર્મ પ્રસંગે. રૂા. ૫-૪-૦ શ્રી પ્રભુરામ શામજી-કરાંચી. રૂા. ૧-૪-૦ શ્રી. કરસનદાસ હરજી, થાળ રૂા ૧-૪-૦ શ્રી. વીરસિંહ કલ્યાણસિંહ-જૂનાગઢ. રૂા. ૩-૧૨-૦ શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ-મુંબઇ. રૂા. ૩-૧૨-૦ શ્રી. મણિલાલ શંકરલાલ-જામજોધપુર. રૂા. ૧-૪-૦

શ્રીમણિલાલ શંકરલાલ—જમનજોધપુર. રૂા. ૨—૮—૦ શ્રી. ક. લા. ઠાકોર—જૂનાગઢ. રૂા. ૧—૦—૦ સુંદરજી બેચર—માંગરોળ.

ફાગણ તથા ચૈત્ર ને વૈશાખ માસમાં અર્પણ થયેલી રકમોમાંથી નીચેના ગૃહસ્થો તરફથી થાળો કરવામાં આવ્યા છે:—

ગં. સ્વ. કુંદનગૌરી કાલિદાસ ઓઝા—વીલેપારલા. શ્રી. એક ભક્તજન, હા. શ્રી. દ્વારકાદાસ ભગવાનદાસ—બાંટવા. શ્રી. ભોગીલાલ નાથજી છુચ, હા. રવિકુંવરબેન—પોરબંદર (ભોજન) શ્રી. આણંદલાલ-ગોવિંદજી લાખાણી—પોરબંદર. શ્રીમતી સાકરબાઈ તે શેઠ વિશ્રામ ભાના પત્ની—કરાંચી. શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ—ગરેજ. શ્રી. શંકરલાલ બાપાલાલ મહેતા—અમદાવાદ, (ભોજન) ને થાળ. સ્વ. શેઠ મગનલાલ ડાહ્યાભાઈ—રાજકોટ. શ્રી. સોમનાથ ત્રિકમલાલ પાઠક—અમદાવાદ. શ્રીમતી મહાલક્ષ્મીબેન—માંગરોળ હા. છગનલાલ વજેશંકર ભોજન ને થાળ. શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી—જોરાવરનગર.

અખંડદીપક:—રૂા. ૫—૦—૦ શ્રી. દુર્લભ વલ્લભ—ડરબન. રૂા. ૧—૦—૦ શાંતિલાલ ભાનુશંકર—દીપક. રૂા. ૦—૮—૦ શ્રી. ક. લા. ઠાકોર—જૂનાગઢ. રૂા. ૨૨—૦—૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાના સદ્‌ગત પુત્ર કામજિતના સ્મરણાર્થે અખંડદીપકના સં. ૨૦૦૧ના અષાડથી ૨૦૦૩ના ચૈત્ર સુધીના વ્યાજના. રૂા. ૦—૧૦—૦ શ્રી. સુંદરજી બેચર—માંગરોળ.

—[ * ]—

## પરચુરણભેટ

### [ ચૈત્રમાસ ]

૧—૦—૦ શ્રી. વ્રજલાલ વનમાળી—દહાણુ
૦—૫—૩ ,, ,, ,, અખંડદીપક

બીલખા ગામમાં પધરામણી ભેટ:—

૨—૦—૦ બેન સુબજીબા
૧—૪—૦ ,, અમુલાંબેન
૨—૮—૦ ,, સુબજીબાનું કુટુંબ
૨૧—૦—૦ ગં. સ્વ. બહેન શ્રી ફૈબા બહેનુ
૧—૦—૦ બેન શ્રી સુસરીબેન
૧—૪—૦ બાઇ મોતીબાઇ
૧—૪—૦ બેનશ્રી સાંકબાઇ બેન
૦—૮—૦ ,, સાકુબેન
૦—૮—૦ ,, સુબજીબા
૦—૪—૦ ,, સંતોકબાઈ
૫—૪—૦ માતુશ્રી રાણદેમા
૧—૪—૦ શ્રી. મોરારજી ઓધવજી
૫—૪—૦ બાઇશ્રી કમરાબાઈ
૦—૧૦—૩ પરચુરણ
૨—૪—૦ શ્રી. મોરારજીભાઇનું કુટુંબ
૫—૮—૦ શ્રી. નરભેરામ ઓધવજી
૧—૦—૦ ,, મોરારજીભાઇ

૫૩—૧૦—૩

૧—૪—૦ શ્રી. મણિશંકર હરજીવન—કરાંચી
૦—૪—૦ પરચુરણ
૧—૦—૦ ચિ. ભગવાનજી મનુભાઈ
૧—૦—૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧—૦—૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૦—૧૦—૦ તેમનું કુટુંબ
૦—૪—૦ ચિ. ભગવાનજી ચંદારાણા

દત્ત જયંતીની ભેટના:—

૧—૪—૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧—૦—૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૧—૦—૦ ,, ભગવાનજી ચંદારાણા
૦—૧૦—૦ તેમનું કુટુંબ ગ્રહણના પુજનના
૧—૪—૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧—૦—૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૦—૧૦—૦ તેમનું કુટુંબ

०-४-७ चि भगवानजी चंदाराणा
०-८-० श्री. माणेकलाल नानजी चंदाराणा
मकरसंक्रातिनी भेट
१-०-० श्री. माणेकलाल नानजी चंदाराणा
तरफथी मलवाडमांथी छोडतां भेटना
१-४-० श्री माणेकलाल नानजी चंदाराणा
१-०-० ,, केशवलाल माणेकलाल चंदाराणा
०-१२-० तेमनुं कुटुंब
०-४-० चि भगवानजी चंदाराणा

---

१५-१०-०
१-०-० पुराणी जटाशंकरभाई-कमळेज
१-०-० बेन मोतीबाई खीमजी-पोरबंदर
०-८-० श्री शांतिलाल करमनदास
०-८-० बेन ईंदुबाळा करमनदास
रामनवमीना पूजन भेटना —
१-४-० श्री माणेकलाल नानजी चंदाराणा
०-५-० ,, क प्रा ओझा
०-४-० पू ब्र ब्रह्मप्रकाशजी
१-०-० बेन सुगजीमा
१-४-० श्री अं भा त्रिवेदी
१-०-० बेन मणीबेन-जेरावनगर
१-०-० श्री अजितरायभाई
१-०-० ,, व्रजलालभाई-दहाणुं
०-४-० रामजी व्रजलाल ,,
०-५-० हरजी कालिदास-जूनागढ
०-४-० पुजारी दलपतराम भाई
०-४-० श्री जगदीशचंद्र मगनलाल
०-४-० शास्त्री दयारामभाई
०-२-० श्री अंबाशंकर नानजी जोशी
०-२-० चि. ललितप्रसाद अं जोशी
०-५-० श्री करसनदास हरजी तथा शांतिलाल
०-४-० ,, मयाशंकरभाई-माटवा
०-२-० ,, त्रिभुवनभाईना पत्नी
०-२-० ,, जयंतीलाल तथा रमा बेन
०-४-० बेन ईंदुबाळा करशनदास
०-५-० श्री करसनदास हरजीना पत्नी तथा
शाता देवजी
०-२-० बेन अनसूया मयाशंकर
०-२-० ,, मुक्ता बेन
०-४-० ,, चंचळबेन
०-२-० चि मनसुखलाल
०-२-० चि नाथालाल
०-३-० श्री. उमेदलाल तथा लाभशंकर तथा
हंसाबेन
०-२-० ,, प्रभुलाल
०-२-० ,, भानुशंकर
०-२-० ,, मुगटलाल
०-२-० ,, शांतिलाल
०-४-० ,, महेश
०-०-६ परचुरण
०-४-० बेन कस्तुरबेन
३-०-० श्री कालिदास जादवजी
४०-०-० श्री हर्षदराय महाराणीदास देशाई
मासिक जप, थाळ, भेट वगेरेना
३-०-० श्री प्रभुदास शामजी-कराची
१-०-० ,, पुंजालाल नानजी-जूनागढ
०-४-० ,, शांतिलाल भानुशंकर दीपकमाटे
२-०-० ,, त्रिभुवनदास धनजी-भायावदर
२-४-० ,, लालजी झीणाभाई-जूनागढ
१-०-० श्री केशवलाल मा चंदाराणा
१-०-० ,, लालजी झीणाभाई
अमदावाद अनंदाश्रमनी भेटः—
८-८-० स्व भाईलाल नानालाल याज्ञिक
मासिक थाळना
१-०-० श्री जेठाभाई लल्लुभाई-रायपुर
०-७-० परचुरण भेट
सीणुडा आनंदआश्रमनी भेट
१-४-० श्री वल्लभदास जेठा
१-०-० श्री अ ह पारेख
१-०-० ,, माणेकलाल नानजी चंदाराणा
०-४-० ब्र दलपतराम
०-२-० टींबावाडीना पटेल
०-२-९ श्री जीवालालनुं कुटुंब
०-६-६ ,, राघव करसननुं कुटुंब
०-३-९ परचुरण
मोजीदड आश्रममां आवेली भेट —
०-१०-० फागणमां आवेली भेट
३-४-० श्री नथुभाई मोनजी
२-०-० ,, महाराणीदास गोकुळदास देशाई
०-१५-९ परचुरण.
५-०-० श्री. द मा ठाकर
३-०-० ,, चोपटलालभाई वकील
१-०-० ,, प्रद्युमनराय मगनदास-मांगरोळ

Reg. No. B. 3087.

સને ૧૯૪૭ તા. ૨૫ મે

# વિજ્ઞપ્તિ

## માધવબાગમાં સત્સંગ

**શ્રીઅન્નાથસત્સંગમંડળ તરફથી:—**

૧ દર રવિવારે સવારના ૧૦II થી ૧૧II પૂ. સદ્ગુરુદેવના ઉપદેશામૃતનું શ્રવણ તથા કીર્તન.

૨ કાંઇપણ ડીપોઝીટ લીધા વગર પુસ્તકો ઘેર વાચનમાટે આપવાની સગવડ.

૩ પૂજ્યપાદશ્રીપ્રણીત પુસ્તકો બીલખાનાજ ભાવથી આપવાની યોજના.

૪ વિનામૂલ્યથી સંધ્યાદિ નિત્યકર્મની પુસ્તિકાઓની લ્હાણી મળશે, માટે સૌ બંધુઓને લાભ લેવા વિનંતિ છે.

લિ. શ્રીઅન્નાથસત્સંગમંડળ

પત્રવ્યવહારનું શિરનામું:—

૭૭, ખોખાબજાર-મુંબઈ.

શ્રીઆનંદાશ્રમ, બીલખા, પો. બીલખા–(કાઠિયાવાડ)

તરફથી

પ્રેષક શ્રી ધાર્મિક માસિક પત્ર

P. O. Bilkha (Kathiawar–India)

आनंदाश्रम

૧૫૦૭ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા

નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૪

—[ * ]—

| | |
|---|---|
| ૨–૦–૦ | શ્રી. કરણસિંહજી તથા શ્રી. દયાળસિંહજી ઠાકોર |
| ૨–૦–૦ | ,, મથુરાદાસ અમરશી વેલજીના પુત્રોના લગ્ન પ્રસંગે ભેટ |
| ૦-૧૧-૩ | પરચુરણ |
| ૩–૭–૦ | શ્રી. હર્ષદરાયભાઈ–માંગરોળ |
| ૨–૦–૦ | ,, ઈંદુરાય વસંતરાય ધોળકિયા |
| ૧૫૧-૧૪-૦ | ,, રાજશી જીવરાજ–મુંબઈ તરફથી માસિક સાત્ત્વિક દાનના માર્ચ ને એપ્રિલના |
| ૦–૪–૦ | ,, ભગવાનજી પુરુષોત્તમ. એસ. પી. બીલખાનું કુટુંબ |
| ૦–૪–૦ | વિ. ભાનુશંકર |
| ૫–૪–૦ | શ્રી. હરિલાલ અંબારામ ઠાકર–ડરબન તેમનું કુટુંબ |
| ૧–૦–૦ | ,, દયાળસિંહ લાલસિંહ–ઠાકોર |
| ૧–૦–૦ | શ્રી પરમાણંદભાઈ–ભાવનગર |
| ૧–૦–૦ | ,, દ. લા.–ઠાકોર |
| ૬–૦–૦ | ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા |
| ૩–૦–૦ | ,, માણેકલાલ નાનજી ચંદારાણા |
| ૦-૧૨-૦ | ,, ક. આ. ઓઝા |
| ૫–૪–૦ | ,, ભગવાનજી પુરુષોત્તમ |
| ૧–૪–૦ | બેન ભાણબાઈ નાથા–નાગેશ્રી |
| ૧–૪–૦ | શ્રી. રામજી વ્રજલાલ–દહાણું |
| ૦–૪–૦ | ,, ,, અખંડદીપક |
| ૨–૮–૦ | શ્રી. જેઠાલાલ ગોરધન–જાફરાબાદ |
| ૦–૭–૦ | પરચુરણ |
| ૧–૦–૦ | મ. જ. રાવળ |
| ૦–૮–૦ | શ્રી. ગિરજાશંકર પ્રભાશંકર–જુનાગઢ |
| ૧૦–૮–૦ | રામનવમીની ભેટ શ્રીનાથમંડળ–મુંબઈ |
| ૧–૦–૦ | શ્રી. સુંદરજી બેચર તન્ના–માંગરોળ |
| ૧–૦–૦ | ,, વસંતરાય ચંદુલાલ–અમદાવાદ |

—[ * ]—

વર્ષ ૧૫ મું

વૈશાખ

અંક ૧૨

સંવત્ ૨૦૦૩

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે.

રૂા ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ નવાગામ-પી. બીલખા

सुधास्रवं नाथवचः प्रसन्नं सुधास्रवं नाथविलोकितं च।

सुधास्रवं नाथमनः प्रसन्नं सुधास्रवं नाथनिवासधाम ॥ १ ॥

સુધાસ્રવતું છે નાથનું નિર્મળ બોલવું। સુધાસ્રવતું છે નાથનું નિર્મળ જોવું। સુધાસ્રવતું છે નાથનું નિર્મળ અંતઃકરણ। સુધાસ્રવતું છે નાથના નિવાસનું નિર્મળ ધામ—આનંદાશ્રમ

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | પ્રભુશ્રીને પ્રણામ. | ૧૮૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૮૨ |
| ૩ | શ્રીઆષાઢીપૂર્ણિમા-વ્યાસપૂર્ણિમા મહાપૂજન મહોત્સવ | ૧૮૩ |
| ૪ | શ્રીનાથબોધમાલા | ૧૮૪ |
| ૫ | બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી એકનાથજીનું જીવનવૃત્તાંત | ૧૮૬ |
| ૬ | શ્રીમહારુદ્રયાગ | ૧૮૭ |
| ૭ | ખેદજનક અવસાન. | ૧૯૪ |
| ૮ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૯૫ |
| ૯ | પરચુરણ ભેટ. | ૧૯૬ |

——[ * ]——

# વાંચો

## ??જરૂરી??

આ "આનંદાશ્રમ" માસિકના વર્ષ ૧૫માનો ૧૨મો અંક પ્રસિદ્ધ થાય છે. "આનંદાશ્રમ" પત્રના ગ્રાહક બંધુઓએ પોતાનું ચડત લવાજમ તુરતજ મનીઓર્ડરથી મોકલી આપવા વિનતિ છે, કે જેથી વી. પી. કરવાનો નકામો ખર્ચ કરવો ન પડે. બે કે ત્રણ વરસનાં ચડેલાં લવાજમોવાળા તરફથી વી. પી. પાછાં આવવાથી ધાર્મિક પ્રચારમાં નુકસાન થાય એમ સૌ કોઈ સમજી શકે છે.

વ્યવસ્થાપક "આનંદાશ્રમ"

——[ * ]——

**જરૂરી**

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૫ મું ] સંવત ૨૦૦૩ વૈશાખ [ અંક ૧૨ મો.

## प्रभुश्रीने प्रणाम

૫૬

પ્રેમે મારા પ્રણામ, પ્રીતમ પ્રભુને, પ્રેમે મારા પ્રણામ રે૦.

આ જગમાં કંઈ શાંતિ ન ભાળી, ભાળ્યો ન સત્ય વિશ્રામ. પ્રીતમ૦ ૧

પ્રભુને સત્ય શાંતિપ્રદ જાણી, મન ઠરિયું તે ઠામ. પ્રીતમ૦ ૨

જીવ બહુ આ ભવમાં ભટક્યો, સૂઝ્યું ન સવળું કામ. પ્રીતમ૦ ૩

વિષય તૃષ્ણાને પૂરે તણાયા, લીધું ન પ્રભુનું નામ. પ્રીતમ૦ ૪

પરમ પ્રીતિ બીજે રાખ્યાથી, મળે ન પ્રભુનું ધામ. પ્રીતમ૦ ૫

પરમ પ્રેમ અન્યમાંથી ત્યજતાં, મળશે સાચો આ રામ. પ્રીતમ૦ ૬

(શ્રીનાથવાણી ભાગ બીજામાંથી)

## શ્રીનાથવચનામૃત

(પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્)

સાપની કાંચલી જેમ સાપથી ભિન્ન છે તેમ તમારો આત્મા તમારા શરીરથી ભિન્ન છે એવો વિચાર કર્યા કરવાથી તમારા મનમાં રહેલું દેહાભિમાન શિથિલ થવા લાગશે.

અંતઃકરણને જેમ જેમ પરમાત્માભિમુખ રખાશે તેમ તેમ તેમનું દર્શન વિશેષ સમય થયા કરશે.

સંસારના વિષયોમાં વૈરાગ્ય વધારવાથી ને ધ્યેયમાં પ્રીતિ વધારી નિયમિતરીતે ધ્યાન ચાલુ રાખવાથી મનની ધ્યેયમાં સ્થિરતા થવા લાગશે.

બ્રહ્મજ્ઞાનીને પણ પ્રારબ્ધકર્મ શેષ હોવાથી તેમનું અંતઃકરણ ને તે અંતઃકરણમાંના સંસ્કારો બાધ પામીને રહેલાં હોય છે. અંતઃકરણ હોય ત્યાંસુધી તેમાં ત્રણ ગુણો પણ હોય, પરંતુ અજ્ઞાનીના જેવા રજોગુણ તમોગુણ તેમના અંતઃકરણમાં ન હોય. શુદ્ધ હોય. રજોગુણથી તેમની પ્રવૃત્તિ આદિ થાય, ને તમોગુણથી તેમને નિદ્રાદિ પ્રાપ્ત થાય. મોહ એટલે અવિવેક કે અજ્ઞાન તેમના અંતઃકરણમાં ન હોય. રજોગુણ ને તમોગુણ તેમના અંતઃકરણમાં નજ હોય એમ ન સમજવું.

જો તમે આજ્ઞાપ્રમાણે વર્તી તમારા અપકારક સ્વભાવો છોડી શુભવિચાર ને શુભવર્તન સેવ્યાં હોત તો તમારી આવી કફોડી સ્થિતિ ન થાત, હજી પણ જો શુદ્ધભાવથી આજ્ઞાઓનું પુનઃસ્મરણ કરી શુભવિચાર ને શુભવર્તનનુંજ એકનિષ્ઠાથી સેવન કર્યા કરશો તો પ્રભુ કૃપા કરવા સમર્થ છે.

પિતૃ એટલે જે મનુષ્ય પોતાના અમુક પ્રકારના શુભવિચારથી ને શુભકર્મથી પિતૃલોકમાં–અંતરિક્ષ લોકમાં–પિતૃરૂપે ઉત્પન્ન થયો હોય તે.

તે પિતૃઓનો દરજ્જો દેવોથી ઉતરતો ને મનુષ્યોથી ચડતો હોય છે. બધા મનુષ્યો મરીને પિતૃલોકમાં જતા નથી, ને પિતૃ થતા નથી. જેઓએ તે લોકમાં જવાયોગ્ય વિચાર ને કર્મ કર્યાં હોય તે લોકોજ મરીને ત્યાં જાય છે.

મરનાર મનુષ્યનો જીવ ક્યાં ગયો તે મનુષ્યોના મોટા ભાગથી સમજી શકાતું નથી, તેથી હિંદુઓમાં ને પારસીઓમાં મરનાર મનુષ્ય પિતૃલોકમાં ગયો હશે એમ માની તેને દેવભાવ પમાડવામાટે તેની પાછળ શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરવામાં આવે છે.

મરનાર મનુષ્ય પોતાની દુર્ભાવનાથી જો પ્રેત થયો હોય તો તેનો તે પ્રેતશરીરમાંથી છૂટકારો કરવામાટે પણ મરનારની પછી એક વર્ષસુધી શ્રાદ્ધાદિ કર્મો કરવામાં આવે છે.

મનુષ્યો પોતપોતાના વિચાર ને કર્મપ્રમાણે નવો જન્મ પામે છે–કોઇ ઉત્તમ શરીરને અને કોઈ અધમશરીરને પામે છે. જેઓ પિતૃ થયા હોય તેમને માટે કરવામાં આવતાં શુભકર્મથી તેઓ પિતૃ મટી દેવ થાય, ને તે શુભકર્મકરનાર મનુષ્યને આશીર્વાદ આપે.

જેઓ પિતૃ થયા નથી તેમને માટે તે પિતૃઓ થયા હશે એમ માની જે

શુભકર્મ કરવામાં આવે તેનું શુભફલ તે જીવ જ્યાં હોય ત્યાં તેને મળે.

મરનારને એક વર્ષ થઇ ગયા પછી તેની મરવાની તિથિએ વા તારીખે તથા શ્રાદ્ધપક્ષમાંની તે તિથિએ વા તારીખે મરનારના ઉદ્દેશે જે પુણ્ય કરવામાં આવે છે તેનું ફલ તે મરનાર જીવને તે જ્યાં હોય ત્યાં પિતૃઓના રાજાદ્વારા મળે છે

........ના શરીરપાતના ખેદકારક સમાચાર જાણ્યા તેમના પિતાને ધીરજ રાખવાનું ને પરમાત્માનું સ્મરણધ્યાન કરવાનું કહેશો ઉત્પન્ન થએલાં શરીરો અવશ્ય વિનાશ પામવાનાં સ્વભાવવાળાં હોવા છતાં તેનો વિનાશ થયે તેના સંબંધવાળાં માણસોને આત્મસ્વરૂપના અજ્ઞાનથી ખેદ થાય છે આવે સમયે વિવેકને બલવાન્ કરી મનુષ્યે પોતાના મનને શાંત કરવું જોઇએ (ચાલુ)

---

## श्री आषाढी पूर्णिमा-व्यासपूर्णिमा महापूजन महोत्सव

(સ્થળ: શ્રીઆનંદાશ્રમ-નવાગામ પો. બીલખા.)

આવતી આષાઢી શ્રીગુરુપૂર્ણિમાનો મહાપૂજન મહોત્સવ આ વેળા આષાઢ સુદિ ૧૫ ગુરુવાર સં. ૨૦૦૩ તા. ૩-૭-૪૭ના દિવસે થશે.

(આ વખતે આ એક જ દિવસનો મહોત્સવ રહેશે.)

આષાઢ સુદિ ૧૫ ગુરુવારનું સમયપત્રક

સવારના ૫ ઉત્થાન-ઉઠવું

૫ થી ૫॥ મુખશુદ્ધિ.

૫॥ થી ૬ પ્રાતઃસ્મરણસ્તોત્રો-સમૂહ પ્રાર્થના આદિ

૬ થી ૯ પ્રાતઃસંધ્યાદિ નિત્યકર્મ

૯ થી ૯॥ મહાપૂજન તૈયારી.

૯॥ થી ૧૨॥ શ્રીસદ્‌ગુરુમહાપૂજન.

શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૧૧મા અંકનું તથા શ્રીમન્નાથસુબોધમાળાનું વાચન, ને શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરમાં વંદન

૧૨॥ થી ૫॥ માધ્યાહ્ન સ્નાન, સંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ.

સાંજના

૫ થી ૭ વ્યાખ્યાન ને શ્રીઉપદેશગ્રંથાવલિ તથા શ્રીનાથસુબોધમાળાનું વાચન

૭ થી ૧૦ ગીતાપાઠ, આરતી, સાયંસંધ્યાદિ નિત્યકર્મ, ભજન ધૂન

નોંધ—આ મહોત્સવમાં આવનારાં બંધુબહેનોએ પોતાના આગમનના સમાચાર આષાઢ સુદિ ૧૨ સુધીમાં શ્રી વ્યવસ્થાપકને લખી જણાવવા જોઈએ આ મહાપૂજન મહોત્સવપ્રસંગે ખાંડની અછતને લઇને ચાહ તથા કોફીની વ્યવસ્થા થઈ શકશે નહિ એમ આવનારાં બંધુબહેનોને જણાવવામાં આવે છે

---

# શ્રીમન્નાથસુબોધમાલા

( પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ )

[ સં. ૨૦૦૩ ની આષાઢી પૂર્ણિમાના મહાપૂજન પ્રસંગે ]

મિથ્યા જાણ્યાં દેહ જગ, કર્યો ભેદભ્રમ દૂર;
અવિદ્યાને નિવૃત્ત કરી, જોવું બ્રહ્મ ભરપૂર. ૧

સ્ફુરણ-પરાને પાર હું, અસંગ એક અવિકાર;
અજ્ઞાન ભેદ મુજમાં નહિ, નહિ કોઈ દુઃખ લગાર. ૨

પરમપ્રકાશ નિજરૂપ છે, જગ છે પરપ્રકાશ;
અખંડ એક અદ્વૈતમાં, ક્યાં અન્યને અવકાશ ? ૩

સદા બ્રહ્મરૂપે રહી, ત્યજવા સર્વ વિકાર;
સુશાંત રહીને સર્વદા, લેવું સુખ અપાર. ૪

મનને નિર્મલ રાખવું, તથા વિકસિત સદાય;
પરમાનંદમય રાખવું, જેથી તાપ વિલાય. ૫

બહિર્મુખવૃત્તિવડે, દુઃખની પ્રાપ્તિ થાય;
અંતર્મુખવૃત્તિવડે, સાચું સુખ પમાય. ૬

અજ્ઞાને દુઃખ થાય છે, જ્ઞાને દુઃખ વિલાય;
તેથી જ્ઞાનને પામવા, કરવો યત્ન સદાય. ૭

ભૂમસ્વરૂપમાં કામ નહિ, નહિ ક્રોધનો લેશ;
શોક લોભ ભય ત્યાં નહિ, નહિ અન્ય કોઇ ક્લેશ. ૮

પરમધામમાં રહો સદા, દૂર કરી સંસાર;
જીવભાવનો બાધ કરી, નિરખો નિજરૂપ સાર. ૯

પરમારથના દર્શને, મિથ્યાદર્શન ત્યાગ;
દૃઢ પરમારથદર્શને, રહે અચલ વૈરાગ. ૧૦

અખંડ એક બ્રહ્મ દેખવું, કરવું દૃશ્ય વિલીન;
અવિકારી રે'વું સદા, થવું ન દૃશ્યમાં દીન. ૧૧

ચોથા પદને દેખવું, કરી ત્રણનો બાધ;
ચોથા પદને અનુભવે, ઉપજે સુખ અગાધ. ૧૨

ઋતંભરાપ્રજ્ઞાવડે, જોવું જ્યોતિસ્વરૂપ;
તેથી અન્યને જાણવું, અસત્ દુઃખ જડરૂપ. ૧૩

બ્રહ્મરૂપે રે'વા સદા, જોવું બ્રહ્મસ્વરૂપ;
વિષયો સઘળા ત્યાગવા, સમજી વિષમય કૂપ. ૧૪

દેખ એક અદ્વૈતને, અદ્વૈત એક વિચાર;
એક અદ્વૈત અનુભવે, આવે ભવનો પાર. ૧૫

સ્વમાં અને અન્ય સર્વમાં, નિરખો બ્રહ્મસ્વરૂપ;
અખંડ એક બ્રહ્મ જોઇને, સદા રહો અતિચૂપ. ૧૬

તનકરણ શુચિ હોય જો સંસ્કાર શુચિ હોય,
તો એ શુચિતાના બલે, વિશ્વ નિજસુખ જોય. ૧૭

પ્રાણ મન ઇંદ્રિયવપુ, ચેતનતરંગ જાણ;
એ તરંગ મિથ્યા ગણી, ચેતન શુદ્ધ પિછાણ. ૧૮

સહજરૂપમાં રહી સદા, જોવું સહજ સ્વરૂપ,
મિથ્યા દૃશ્યને ભૂલવું, સમજી દુઃખમય કૂપ. ૧૯

અખંડ એક અદ્વૈત બ્રહ્મ, શુચિતમ અતિસુખરૂપ;
તેમાં મનને સ્થિર કરી, બાધ કરો જડરૂપ ૨૦

પરમતત્ત્વ એકજ છતાં, તેનાં બહુવિધ નામ;
પરમતત્ત્વમાં સ્થિર થયે, જીવ પામે વિશ્રામ ૨૧

સહજાવસ્થામાં રહી, જોવું સહજ સ્વરૂપ
કૃત્રિમ સઘળું ભૂલવું, ગણી અસત્ દુઃખરૂપ ૨૨

ક્ષીરોદધિસમ શાંત અતિ, અચલમેરુસમ જાણ,
પૃથ્વીસમ જે સહનશીલ; તેને સંત પિછાણ ૨૩

અધિષ્ઠાન જોવું સદા, જોવું નહિ કલ્પિત;
અધિષ્ઠાનને નિરખતાં, ન રહે દુઃખ ખચીત. ૨૪

મન વાણી ને પ્રાણના, મૂલમાં ચેતન જેહ,
તે ચેતનને અનુભવો, છાંડી સૌ સંદેહ. ૨૫

નિજ જ્યોતિ પરજ્યોતિમાં, જોડી કરે અભેદ;
એમ પરજ્યોતિ અનુભવી, દુઃખનો કરો ઉચ્છેદ. ૨૬

નિરાવરણદૃષ્ટિ કરી, જોવું બ્રહ્મસ્વરૂપ.
નામરૂપને જાણવાં, મિથ્યા જડ દુઃખરૂપ. ૨૭

પ્રત્યગભિન્ન બ્રહ્મને, નિરખો વારંવાર;
લીન કરો જાગ્રત્ રહી, તેમાં આ સંસાર. ૨૮

ઊંડા ઉતરી હૃદયમાં, નિરખો બ્રહ્મસ્વરૂપ,
સર્વ દૃશ્યને લીન કરી, રહો સદા સુખરૂપ. ૨૯

સર્વ પ્રાણિપદાર્થથી, મનને કરો ઉદાસ;
સદા સચ્ચિદાનંદમાં, અવિચલ કરો નિવાસ. ૩૦

જાણ્યું બ્રહ્મસ્વરૂપને, સદ્ગુરુતણે પ્રસાદ,
કામ ક્રોધ ને લોભનો, દૂર થયો ઉન્માદ. ૩૧

(ચાલુ)

થયો છે અને થતો જાય છે. પોતાના ઇષ્ટદેવ શ્રીશંકરમહાદેવપ્રત્યેની ઉત્કૃષ્ટ ભક્તિ, પ્રેમ, સેવાપરાયણતા અને શુભનિષ્ઠા જ્યારે કોઈ અલૌકિક સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તેના હૃદયની ઉદારતા પણ કેટલું વિશાળ સ્વરૂપ પકડે છે તે અવલોકવાજેવી બાબત છે. ગિરિવર ગિરનારમાં આવેલા શ્રીરામનાથ મહાદેવ એ એમના કુલોપાર્જિત ઇષ્ટદેવ છે. બહુધા પ્રતિમાસે તેઓ ત્યાં દર્શને જાય છે અને ભગવાન્ મહેશ્વરની સેવારૂપે પ્રસંગોપાત્ત બ્રાહ્મણોની, સંતસાધુઓની અને ગરીબોની ચોરાશી કરે છે. આવા ભોજનપ્રસંગો તો તેઓશ્રી અવારનવાર કરાવ્યા જ કરે છે અને એ રીતે અન્નદાનદ્વારા સંતોષાયેલાઓને જોઈને, પોતાનું ભક્તહૃદય કેટલું આનંદમય બને છે! તેમના જીવનવ્યવહારમાં આવા અનેક પ્રસંગો બન્યા રહે છે. વળી જેવી એમની ઉત્કૃષ્ટ ભક્તિ છે તેવી જ એમની રાજસત્તામાં રક્ષાયેલી ભૂમિપણ તપોભૂમિ છે. ગિરનારના શ્રીરામનાથ મહાદેવ જેમ તેમના ઇષ્ટદેવ છે તેમ તેમની નજીકનાં ગામ **નવાગામની** હદમાં પણ એવાં બીજાં મહાતીર્થસ્થાનો પણ છે. પુરાણપ્રસિદ્ધ સગાળશા શેઠની જગા, પ્રભુનો પીપળો, અને સગાળશાની જગો પાસેનો અર્વાચીન **"આનંદાશ્રમ"** પૂજ્યપાદ મહાયોગી, મહાજ્ઞાની, બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી **નથુરામશર્મા-આચાર્યજીની** આ તપોભૂમિ, જ્ઞાનભૂમિ, યોગભૂમિ છે. આ આનંદાશ્રમ કે જેમાં હાલ મહાત્માશ્રીના દેહવિલય બાદ તેઓશ્રીનાં પ્રતિમાજીનું **"શ્રીદક્ષિણામૂર્તિ નાથ ભગવાન્"**નું (શ્રીશંકરના જ્ઞાનસ્વરૂપનું) ભવ્ય મંદિર બંધાવી પ્રતિષ્ઠાપન કરેલું છે. વેદાંત, યોગ, ભક્તિ અને નિષ્કામ કર્મયોગના સનાતન સિદ્ધાંતનું આ પ્રેરણાસ્થાન, મુંબઈઈલાકાનાં નાનાં મોટાં શહેરો તેમ જ કચ્છ, કાઠિયાવાડ, કરાંચી, દક્ષિણ અને ઉત્તર હિંદુસ્તાનસુધી જેની ખ્યાતિ છે એવા પૂજ્યપાદ મહાત્માશ્રીનો **આનંદાશ્રમ** તપોભૂમિ પણ આ રાજકર્તાશ્રીની હદમાં જ છે. આ રીતે આ બધી ભૂમિ પુણ્યભૂમિ છે અને તેના રક્ષક રાજવી પણ આ કારણે ધન્યભાગી, પુણ્યભાગી છે. પછી એ પણ જાણવા જેવું છે કે આવા મહાન્ યોગીવર મહાત્માશ્રીને અહીં લાવવાનું, આ તપોભૂમિ અર્પણ કરી, જરૂરિયાતનાં મકાનો તેમાં બંધાવી, અર્પણ કરી વસાવવાનું પુણ્યકાર્ય પણ આપણા આ રાજવી શ્રીઅમરૂભાઈના પિતામહ (દાદા) નામદાર દરબારશ્રી **દેસાવાળાનાં** માતુશ્રીએ જ કરેલું છે. આ કારણે પણ તેઓશ્રીના માટે આ "આનંદાશ્રમ" ખૂબ જ ગૌરવ લેવાના કારણભૂત બન્યો છે. પૂજ્યપાદ મહાત્માશ્રીનું પૂર્ણઆયુષ્ય (સ્વરૂપાવસ્થાન) પણ અહીં જ થયેલું.

**મહારુદ્રયાગ**—અનેક ધર્મસ્થાનોને આ રાજવીશ્રી પોષી રહ્યા છે અને પોતાનું જીવન પુણ્યગામી બનાવી રહ્યા છે. તેઓશ્રીની ધાર્મિક લાગણી અને શુભ સંકલ્પવાળા ઉદાર વિચારોના પ્રતિબિંબરૂપે, તેઓશ્રીએ જે હાલમાં જ મહારુદ્રયાગદ્વારા શ્રીમહેશ્વરનું યજન કરેલું છે, તેમાં જ તેમની ઉદાત્ત ભાવનાઓ, શ્રીમહેશ્વરપ્રત્યેની પ્રેમભક્તિ અને યજ્ઞકાર્યમાં નિયોજિત ભૂદેવો, તેમ જ અન્યજનોપ્રતિની શુભ લાગણીનું ભવ્ય દર્શન જોવા મળ્યું છે. લેખકે પ્રેક્ષક સ્થિતિમાં રહી નિરીક્ષક દૃષ્ટિએ જોયા છતાં હૃદયમાં જે અનુપમ લાગણી, અને પ્રેમનો ઉદ્રેક અનુભવ્યો છે તે વર્ણવ્યા વગર રહી શકાતો નથી. યજ્ઞકર્તા યજમાન (નામદાર અમરાવાળા સાહેબ) પોતે તો વ્યાવહારિક કીર્તિયશ મેળવવા કે દુનિયામાં પ્રસિદ્ધિ દેખાડવાની એવી કોઈ જાતની મનોવૃત્તિથી અલિપ્ત રહી, કેવળ નિષ્કામ કર્મયોગદ્વારા જ આ મહારુદ્રયાગનું યજન કરેલું છે. કોઈ પણ જાતની એષણાઓથી પોતે પર રહી, કેવળ પારમાર્થિક ભાવનાથી જ આવાં શુભ કાર્યોમાં આદર ધરાવતા આ રાજવી કેટલી નિર્લેપ વૃત્તિથી કામ કરી રહ્યા છે, તેનું ભવ્ય દર્શન તેમણે કરાવેલા આ મહારુદ્રયાગમાં થયું છે, અને તેથી જ તેમણે આ મહાયજ્ઞ છતાં, નાનાં મોટાં આમંત્રણો કાઢી, જનસમાજ તેમ જ સગાંસંબંધીઓને એકઠાં કરી, યજ્ઞને રાજસૂયયજ્ઞ બનાવી દેવાનું અનુચિત માની,

યજ્ઞકાર્ય કરાવનારા વિદ્વાન્ આચાર્યે અને ચારે વેદના જ્ઞાતા બ્રાહ્મણોને આમંત્રી યજ્ઞની પવિત્રતા જળવાય, યજ્ઞના મુખ્ય આચાર્ય, બ્રહ્મા, અધ્વર્યું, હોતા, વેદોનું ગાન કરનારા ઉદ્ગાતા અને અન્ય પૂજનજપાદિમાં નિયુક્ત કરવામા આવેલા બ્રાહ્મણો પોતપોતાનું કાર્ય પૂર્ણ શાંતિ અને પવિત્રતાપૂર્વક અને નિરુપાધિકપણે કરી શકે, એવા મુખ્ય ઉદ્દેશને લક્ષમાં રાખવામાં આવ્યો હતો યજ્ઞના યજમાન પોતે પણ સંયમ, નિયમાદિપૂર્વક, કોઈ પણ પ્રકારના રાજસતામસ વ્યવહારથી દૂર રહી, શાંત અને સાત્ત્વિક ભાવે, મધળો વખત યજ્ઞના અનુષ્ઠાનમાં રહી, સાત્ત્વિક આનંદનો લાભ લેવા છતાં સર્વે પરિચિતોને આનંદ કરાવી રહ્યા હતા યજમાનતરીકેની આ નીતિરીતિ અલૌકિક આનંદજનક હતી જાણે કોઈ ઇંદ્રાદિ દેવોનો મહાયજ્ઞ ચાલતો હોય અને વસિષ્ઠાદિ પ્રાચીન ઋષિમુનિઓ પ્રગટપણે યજ્ઞ કરાવતા હોય આવું દૃષ્ય બની રહેતું હતું વેદમંત્રોનાં ગાનો શ્રોતાઓને આનંદ આપતા હતા અને સ્વાહાકારના ઉચ્ચારણથી યજ્ઞ ચાલતો હોય, ત્યારે તો એ સ્વાહાકારના બ્રહ્મનાદનું ગુંજન કેટલું યે આહ્લાદક લાગતું હતું આહુતિઓના હોમથી પ્રજ્વલિત થયેલ હોમાગ્નિની જ્વાલાઓથી અગ્નિદેવનું થતું તાંડવ નૃત્ય, તેમ જ સુગંધી દ્રવ્યોના હોમ થી ઉત્પન્ન થતો સુવાસિત ધૂમ, આકાશમંડળના વાતાવરણને શુદ્ધ કરતો હતો. યજ્ઞનાં યજમાન દંપતી ( નામદાર દરબાર સાહેબ તથા માનવંતા રાણી સાહેબ ) યજ્ઞમંડપમાં તેમનાં આસન પર, આચાર્યશ્રીની સમીપ વિદ્યમાન રહી, રુદ્રસૂક્તોના મંત્રોચ્ચારથી અપાતી આહુતિઓથી મહારુદ્રસ્વરૂપનું દર્શન કરતા હતા એ દૃષ્ય ખરેખર ભવ્ય હતું.

યજ્ઞની શરૂઆતના આગલા દિવસે એટલે સં. ૨૦૦૩ વૈશાખ સુદિ ૧૫ સોમવારે રાજ્યમહાલયે બ્રાહ્મણોદ્વારા ગ્રહશાંતિ હોમ, વિધિપૂર્વક કરાવી વૈશાખ વદિ ૧ મંગળવારથી યજ્ઞારંભ કરાવી વૈશાખ વદિ ૫ શનિવારે મહારુદ્રયાગની પૂર્ણાહુતિપર્યંત, એ રાજદંપતીએ જે પ્રેમ અને શ્રદ્ધાભક્તિ અને સમભાવપૂર્વક અને શાંતિપૂર્વક તેમ જ સાત્ત્વિક આનંદપૂર્વક કોઈ રાજયોગીની માફક વર્તી મહાયજ્ઞ પરિપૂર્ણ કરાવ્યો. એમના એ સંયમને ધન્યવાદ

**દ્વાદશ જ્યોતિર્લિંગ–પ્રતિષ્ઠા**—મહારુદ્ર પ્રસંગની સાથે એક અપૂર્વ વિશેષ પ્રસંગ પણ સાથે સાથે યોજવામાં આવ્યો હતો ઉપર કહેવામાં આવ્યું છે તેમ નામદાર દરબારશ્રી અમરાવાળા સાહેબ દંપતી સહવર્તમાન સમગ્ર રાજકુટુંબ પરમ શિવોપાસક છે.

ભારતવર્ષમાં શ્રીમહાદેવનાં દ્વાદશ જ્યોતિર્લિંગ, ચારે દિશાઓમાં તેમ જ મધ્ય ભારતમાં *જ્યાં જ્યાં આવેલાં છે તે સમગ્ર જ્યોતિર્લિંગ મહાદેવની પોતાની આ પુણ્યભૂમિમાં સ્થાપના* કરીને, આ ભૂમિને તીર્થભૂમિ બનાવવાની સ્વગત પ્રેરણા ઉત્પન્ન થતા જ **શુભસ્ય શીઘ્રમ્** એ સૂત્રાનુસાર આ દૈવી વિચારોને તેઓશ્રીએ અમલમાં મૂકવાની તાત્કાલિક પ્રવૃત્તિ આદરી દીધી. દ્વાદશ જ્યોતિર્લિંગો પણ દૂરના શહેરમાથી મંગાવી, આ યજ્ઞપ્રસંગમા જ ભારતીય નકશા મુજબ પ્રતિષ્ઠાપન કરાવી, જ્યોતિર્લિંગપ્રતિષ્ઠાનો અનુપમ લાભ શ્રીમહેશ્વરની પ્રેરણા અને પ્રતાપે કરીને લીધો. ખરેખર ભક્તવશ ભગવાન્ છે આશુતોષ મહેશ્વર પોતે જ પોતાના જ્યોતિર્લિંગોસ્વરૂપે ભક્તને વશ થયા ભક્તના નિવાસસ્થાને જ સ્વયં પધારી નિવાસ કર્યો, અને ભક્તહૃદય પ્રફુલ્લિત થયું. જ્યોતિર્લિંગોની પધરામણીનો આ પ્રસંગ પણ પરમ અલૌકિક હતો, દૈવી હતો. ભગવાન્ સ્વયં પોતાને ત્યાં પધારે છે, એવા ભક્તિભાવ ભર્યા હર્ષોદ્રેકને લઈને એ પરમ શિવભક્ત દંપતીનો આનંદ સમાતો નહોતો મહારુદ્રયજ્ઞમંડપથી સ્વારી ચડાવી, ગામ બહાર નદીના સામા કાંઠાથી દૂર આવેલા ભીડભંજન મહાદેવના દેવાલય સુધી, જ્યોતિર્લિંગની પધરામણીના સામૈયારૂપે આ

સ્વારી હતી. આગળ પોલીસ, બેન્ડ, પાછળ બંદૂકો અને ખુલ્લી શમશેરોવાળી ઘોડેસ્વાર ટુકડી, તેની પાછળ બ્રહ્મદેવો વેદમંત્રો અને શાંતિપાઠ ભણતા ચાલતા હતા. પાછળ જ્યોતિર્લિંગોની પધરામણી માટેની ઘોડાગાડી અને તેની પાછળ ખુદ નામદાર દરબારશ્રી અમરાવાળા સાહેબ પોતે ઘોડેસ્વાર થઇ ચાલતા હતા. તેની પાછળ મોટરમાં નામદાર રાણી સાહેબ અને બેનબા સાહેબ બિરાજ્યાં હતાં. તે સિવાયની અન્ય મોટરોમાં સંભાવિત ભાઇઓ–બ્હેનો હતાં. દ્વાદશ કુમારિકાઓ મંગલ કલશ ઉપાડી, મંગલ ગીતો ગાતાં ચાલતી હતી. સ્વારી દબદબાપૂર્વક ભીડભંજન મહાદેવના મંદિરે આવી પહોંચતાં, જ્યોતિર્લિંગો માટેના સમયોચિત વેદસંસ્કાર બ્રાહ્મણોએ કરાવી, બાદ મૂર્તિઓને રથારૂઢ કરાવી ત્યાંથી વાજતે ગાજતે સ્વારી પાછી મહારુદ્રયજ્ઞ સ્થાને આવી. દ્વાદશ જ્યોતિર્લિંગો અને અન્ય મૂર્તિઓની પવિત્ર શુદ્ધિ અર્થે જલાધિવાસ માટે જળકૂપમાં પધરાવવામાં આવી. બીજા દિવસના પ્રભાતે એટલે વૈશાખ વદિ ૨ મંગળવારે યજ્ઞમાં દેવોના આવાહન પૂજનાદિ બાદ દ્વાદશ જ્યોતિર્લિંગ દેવોની સહુસહુના નિયત દિશા સ્થાનો પ્રત્યે, ભૂદેવોના પવિત્ર મંત્રોચ્ચારપૂર્વક નામદાર દરબારશ્રીના તથા ના. રાણીસાહેબના સ્વહસ્તે જ મહેશ્વરની પ્રતિષ્ઠાવિધિ આવાહન, પૂજન, અર્ચન વગેરે વિધિથી કરાવવામાં આવ્યાં હતાં, સાથે સાથે યજ્ઞશાળામાં યજ્ઞવિધિ ચાલ્યા જ કરતો હતો. આ દશ્ય કેટલું સુંદર અને આહ્લાદક હતું ! આજુબાજુનાં ગામોની પ્રજા પણ આ મહાયજ્ઞનાં દર્શનમાટે રોજ ને રોજ ઉલટી આવતી હતી. દર્શનાર્થે આવનારનું પણ ચાહ અને શરબતથી સ્વાગત કરવાની સુંદર વ્યવસ્થા હતી, એટલે તેઓને બે પ્રકારનો લાભ મળતો હતો. બહારગામથી આવનારામાટે ભોજનની પણ સુંદર વ્યવસ્થા હતી. હરકોઈ તેનો લાભ લઇ શકતા હતા. અન્નદાનનો ધર્મધ્વજ ખુલ્લો હતો. આ છે યજ્ઞનારાયણનો મહિમા !

### ભૂદેવો પ્રત્યેનો પ્રેમ અને સેવાભક્તિ

ગૃહશાંતિના પ્રથમારંભના દિવસથી માંડી મહારુદ્રયાગની પૂર્ણાહુતિપર્યંત તેમજ પછીના બે દિવસસુધી યજ્ઞના તમામ બ્રાહ્મણોને રોકી આઠ દિવસપર્યંત તેઓને જુદી જુદી જાતનાં મિષ્ટાન્ન ભોજનોથી સંતુષ્ટ કરવામાં આવ્યા હતા. અત્યારના જમાનામાં જે વસ્તુ અપ્રાપ્ય થઇ પડી છે, તે જ વસ્તુ અહીંયાં બહુપણે-ભોજન, પ્રસાદ, ફરાળાદિમાં છૂટથી વપરાતી જોઇ સર્વને પરમશાંતિ અને આશ્ચર્ય થતું હતું. સર્વને લાંબાકાળથી તજાયેલું ભોજન અહીં પ્રાપ્ત થતાં સહુને રસમય અને પ્રિય લાગતું હતું. સર્વનો આત્મા સંતોષ અનુભવતો હતો. યજ્ઞક્રિયામાં આખો દિવસ રોકાયેલા ભૂદેવોને બપોરના ફરાળ પછી સાંજના ભોજનનો સમય સુખદ હતો, તેમાંય પણ જમાડનાર યજમાન (નામદાર દરબાર **શ્રી અમરાવાળા તથા રાણી સાહેબ**) પણ સર્વ ભૂદેવોની સાથે જ, સર્વની સામે જ, સર્વની વચ્ચે જ, વર્ણાશ્રમમર્યાદા જાળવીને ભૂદેવો સહવર્તમાન સહુ સાથે જ ભોજન લેતા અને અનેકવિધ ઉપચારોથી સર્વને ખૂબ જ આગ્રહભરી રીતે, આનંદપૂર્વક જમાડવાને માટે સામાન્ય વ્યક્તિની જેમ દરેક ભૂદેવના સામે સામા બેસીને ખૂબ જ ભાવ અને વિનોદપૂર્વક જમાડવાનો અનુપમ લહાવ લેતા હતા. એ દશ્ય ખૂબ જ આનંદકારી હતું. દરબારશ્રીની આવી ભાવભીની, પ્રેમભરેલી લાગણીથી ભૂદેવો પણ આનંદમાં તરબોળ થતા હતા. આવા દુષિત દેશકાળના-સમયમાં બ્રાહ્મણોના માટે આટલું આટલું પોતે કરી રહ્યા છે, તે માટે બ્રાહ્મણો ધન્યવાદ વરસાવતા હતા. એક દિવસ તો સર્વે ભૂદેવો જમી રહ્યા બાદ એક છાલિયું શીરો ખાનારને ઈનામની જાહેરાત થતાં

કોઇએ હિંમત ન કરી, પરંતુ જૂનાગઢથી આવેલ એક ભૂદેવે જમ્યા પછી પણ છાલિયું શીરો જમી જઈ ભારે આશ્ચર્ય અને વિનોદ ઉપજાવ્યો હતો. નામદાર દરબારશ્રીએ તેને રૂા. ૨ ઈનામ આપ્યું આ પ્રમાણે પ્રેમભક્તિ અને વિનોદપૂર્વક સર્વ બ્રાહ્મણોને આઠ દિવસપર્યંત જમાડી તૃપ્ત કર્યાં હતા. યજ્ઞની પૂર્ણાહુતિના દિવસે આખા ગામને ધુમાડાબંધ ભોજન હતું તેમજ હર કોઇ આવનારને માટે મહાભોજન હતું બ્રાહ્મણો, તેમજ સતો, ગરીબો સર્વના માટે ચોર્યાંશી ભોજન હતું.

દક્ષિણા–સત્કારવિધિ–

યજ્ઞની પૂર્ણાહુતિ બાદ સાંજ સમયે યજ્ઞમંડપની પાસે જ કચેરી ભરવામાં આવી હતી. નામદાર દરબારશ્રી (યજમાનદંપતી) તથા સર્વે ભૂદેવો, અન્ય સંભાવિત ગૃહસ્થો, રાજ્યાધિકારીઓ, સર્વેની હાજરી હતી હકીકતનો ઉપોદ્‌ઘાત યજ્ઞકમિટિના સભ્ય વકીલ મહાશયે પ્રવચનદ્વારા કહી સંભળાવ્યા બાદ ભૂદેવોને દરેકને સહુ સહુની અધિકાર શ્રેણી મુજબ નક્કી થયેલી રકમોની દક્ષિણા ના. દરબારશ્રીના સ્વહસ્તે આપવામાં આવી ભૂદેવોએ ધારેલી દક્ષિણાથી પણ ખૂબજ વિશેષ દક્ષિણા મળેલી અનુભવતાં તેમના આનંદનો કોઈ પાર નહોતો જેવી જમાડવાની ભક્તિ તેવીજ રીતની વિશેષ દક્ષિણા પુરસ્કારની રકમો મળી એટલે તેઓ પરમાનંદમય બની ગયા. શ્રીનવાગામ–આનંદાશ્રમ તરફથી યજ્ઞમાં વરાયેલ સર્વ બ્રાહ્મણોને એકેક રૂપીઓ દક્ષિણા આપી પૂજા કરવામાં આવી હતી. યજ્ઞના મુખ્ય આચાર્ય તરીકે પૂજ્યપાદ મહાત્મા શ્રીનથુરામશર્મા–આનંદાશ્રમના શાસ્ત્રીજી દયારામભાઈ હતા. આચાર્યસ્થાનની પદ્ધતીપ્રમાણે તેમને નિયત દક્ષિણા અપાણી અને તેથી પણ વિશેષ દક્ષિણારૂપે "એક સાંતીની જમીન વંશપરપરાની" "ભવ્ય દક્ષિણા અપાણી" દયારામભાઈનું જીવન પ્રસન્ન અને ધન્ય બની ગયું તે સાથે તેમના સાત્વિક ગુણો, શાંતિ, સહનશીલતા, યજ્ઞકાર્યની કુશળતા, કર્મકાંડમાં પારંગતતા એ સર્વે ગુણોનું પણ અહીં કસોટીસ્થાન હતું, તેમાં તેઓ પાર ઊતરતાં નામદાર દરબારશ્રીની સૂક્ષ્મ પરીક્ષણની કદરદાનીના ફળરૂપે આ મળ્યું, અને કાયમી આચાર્યપણું સંપાદન કરવા ભાગ્યશાળી થયા શ્રીઆનંદાશ્રમમાંથી આવેલા અન્ય શાસ્ત્રીઓની પણ યોગ્ય કદર કરી સંતુષ્ટ કર્યાં, સર્વે ભૂદેવોને ખૂબજ રાજી રાજી કર્યાં બાદ રાજ્યના અમાત્ય આદિ તેમ જ નાના મોટા નોકરોને ઈનામ પુરસ્કાર થયો. ત્યારબાદ આનંદાશ્રમના પ્રકાશનવિભાગના વ્યવસ્થાપક શાસ્ત્રી શ્રી અંબાશંકર નાનજી જોષીએ વિવિધ છંદોમાં રચેલા સંસ્કૃત ભાવવાહી શ્લોકોની છાપેલી આશીર્વાદપત્રિકાઓ સભામાં વહેંચવામાં આવી, અને તે વિવિધ છંદાત્મક સંસ્કૃત શ્લોકો અને તેઓશ્રીની ધીરતાદર્શક ગંભીર બોલી વિવેચનપૂર્વક સર્વભૂદેવોવતી તથા શ્રી આનંદાશ્રમ સંસ્થાવતી પણ તેમણે નામદાર દરબારશ્રીને આશીર્વાદ અર્પણ કર્યાં હતા, જે આ નીચે આપવામાં આવેલ છે–

## શુભાશીર્વાદ

### विविधछंदपंचकम्

श्रीमहारुद्रयज्ञकार्यमद्य अमरभूपते ।
समीक्ष्य धरसुरगणाः सुमोदमाप्नुवंति हि ।
वेदशास्त्रकोविदाश्च वेदमूर्तिभूसुराः
मंगलं सुमंगलं वदंति पावणियामरेश ॥ १ ॥

यज्ञाय लक्ष्मीः सुकृताय विद्या
चिंता प्रजारक्षणचिंतनाय।
परोपकाराय बलं च यस्य
धन्योऽसि श्रीमन् अमरेश भूपते! ॥ २ ॥

आयुर्वर्षशतं तथैव सुकृपां प्राप्नोतु पद्मालयाः।
राज्यं पुत्रकलत्रमित्रस्वजनं सौख्यान्वितं जायताम् ॥
श्रीमन्नाथमहेश्वरस्य सुखदा भक्तिः सदा प्राप्नुयुः।
शास्तः श्रीअमरेश सत्यमनसा विश्वे सदा राजताम् ॥ ३ ॥

दिव्यैर्धूमविभूषितं जगदिदं श्रीरुद्रयज्ञादभूत,
पुण्यो वेदध्वनिर्जगाम नगरस्वर्गं महापुण्यदः।
संतुष्टोऽभवदग्निशंभुसहितः कुंडस्थितो मूर्तिमान्
संतुष्टाश्च भवाम ब्राह्मणगणाः सल्लब्धभावाः वयम् ॥ ४ ॥

अंबाशंकरशर्माऽहं श्रीमदमरभूपतिं।
यज्ञपूर्णाहुतिर्जाता ह्यर्पयामि शुभाशिषः ॥ ५ ॥

ભાવાર્થઃ—હે અમર ભૂપતે! આપનાદ્વારા વિધિવત્ થતા આ મહારુદ્ર યજ્ઞકર્મને જોઈ વરદાન આપનારા સર્વ દેવતાઓ આજે બહુ પ્રસન્ન થઈ રહ્યા છે, અને વેદશાસ્ત્રને જાણનારા વેદમૂર્તિ સમા વિદ્વાન્ ભૂદેવો હે વાઘણિયાનરેશ! આપનું કલ્યાણ થાઓ અને મંગળ થાઓ એમ બોલી રહ્યા છે. ૧

યજ્ઞાદિ ધર્મકાર્યોમાટે જેમની લક્ષ્મી છે, સત્કાર્યો માટે જેમની સદ્વિદ્યા છે, અને પ્રજા-રક્ષણ માટેજ જેને ચિંતા છે, અને પરોપકારાર્થે જેમનું શૌર્ય છે, એવા હે રાજન્! આપને ધન્ય છે! ૨

આપ સો વર્ષની આયુષ્યને ભોગવનારા થાઓ, શ્રીલક્ષ્મીની કૃપા પ્રાપ્ત કરો, આપનું રાજકુટુંબ, મિત્રો અને સ્વજનો-પ્રજાજનો ધર્મનિષ્ઠ બની સર્વપ્રકારના સૌખ્યવાળા થાઓ, શ્રીરામનાથ મહેશ્વરરૂપ **શ્રીમન્નાથમહેશ્વરની** ભક્તિને આપ પ્રાપ્ત કરો, અને હે રાજન્! સત્યસંકલ્પવડે વિશ્વમાં આપ સર્વદા શોભાયમાન્ થાઓ. ૩

આજે શ્રીમહારુદ્રયજ્ઞના પવિત્ર ધૂમાડાઓદ્વારા આ જગત્ સુશોભિત અને પવિત્ર થયું છે, મહાપુણ્યને આપનારો યજ્ઞમાં થતો વેદધ્વનિ આજે સ્વર્ગપર્યંત પહોંચી સર્વને દિવ્ય આનંદ આપે છે, અને યજ્ઞકુંડમાં વિરાજમાન્ અગ્નિનારાયણ સ્વરૂપ શ્રીમહારુદ્રભગવાન્ આજે તેથી અતિ પ્રસન્ન થયા છે, અને આપનાદ્વારા સારો સત્કાર પામીને અમો સર્વે બ્રાહ્મણો પણ પરમ સંતુષ્ટ થયા છીએ. ૪

### ગઝલ સપ્તક

નિમંત્ર્યા માનથી જેણે ભૂદેવો વેદ ભણનારા,
જગતના કુંડમાં જેણે વહાવી અખંડ ધૃતધારા;
વિધિવત્ યજ્ઞમાં પૂજ્યા મહેશ્વર ગંગધરનારા,
પુનિત સૌ જન થયાં આજે અહા! ભારતમાં વસનારા.

કરી મહારુદ્રની સેવા, મહાયજ્ઞોવડે પ્રીતે,
કૃપા કરી રામનાથે તો વિજયમાળા ધરી કંઠે,
કર્યાં મૂળ ચાટતા દુશ્મન પ્રજા રંજાડનારાને,
શિવાજીની અમર કીર્તિ વર્યા છો ભૂપતિ આજે. ૨

મહાવિકરાળ રાત્રિમાં અને વળી એકલા પોતે,
ધરી હથિયારને ક્ષણમાં વિકટ જંગે ચઢ્યા પ્રીતે;
કર્યા બેહાલ દુશ્મનને, બતાવી વીરતા જગને,
ખરા ક્ષત્રિય બીરદને દિપાવ્યું અમર ભૂપતિએ. ૩

ભલે છે રાજવી પોતે છતાં વૈભવ નહિ માણે,
ભલે છે સંપતિ પણ તે અવર પંથે ન જવા દે,
નથી પોતે કદી કટા છતાં પણ હાક વાગે છે,
અમલદારો બની સાવધ સદાયે ન્યાય ધારે છે.

હજારો નોકરો પણ છે, છતાં એ જાતથી નિરખે, ૪
કરી તલસ્પર્શ ગુન્હાનો પછી એ ન્યાય આપે છે;

કદી ગુન્હો કબૂલીને, ગુન્હેગારો રડી જાયે,
દયા દિલ આવતાં તેની, ક્ષમા ક્ષણ એકમાં થાયે. ૫

કરી કાળાં બજારોને બન્યા છે કૈક ધનવાનો,
છતાં એ ધૂળ માનીને પ્રજાને પાળી છે જેણે,
સ્વજ્ઞાતિપત્ર "કાઠી મિત્ર"ને પ્રકટાવીને જેણે,
કરી હાકલ થવા તૈયાર બધુ કાઠિયા વીરને ૬

વધો વૈભવ અને લક્ષ્મી કુટુંબે સંપ સાપડજો,
નિરોગી દેહથી રે'જો, પગલું પરમાર્થમાં ભરજો;
પ્રજાને પાળી પ્રીતથી, સકળનો પ્રેમ મેળવજો,
તમો પર વિશ્વપાલકની કૃપા હરદમ અહા ! રે'જો. ૭

તે પછી અન્ય કાવ્યકર્તાઓએ પણ કાવ્ય ગાયાં. રાજ્યઅમલદારો તેમજ અન્ય ગૃહસ્થોતરફથી અંધોળવિધિનો પ્રસગ પણ ચાલ્યો, બાદ યજ્ઞાતે કરવામાં આવતા (અવભૃથસ્નાન તીર્થજળવડે સ્નાનશુદ્ધિ)ની વિધિમાટે છડીસ્વારીએ, સર્વ ભૂદેવોના મંડળસહિત, ગામબહાર નદીતટે જઈ, સ્નાનશુદ્ધિ કરી, સ્વારી રાજ્યગૃહે આવી આ પ્રમાણે યજ્ઞ સપૂર્ણ શાંતિસહિત નિર્વિઘ્ને પૂરો થયો. તે બાદ પણ ભૂદેવોને બે દિવસ સોમવારસુધી રોકી જ્યોતિર્લિંગોના સ્થાપનસ્થાનોમાં અભિષેક તથા હવનહોમાદિવડે મૂર્તિ સ્થાપનવિધાન સં ૨૦૦૩ના વૈશાખ વદિ ૭ સોમવારના રોજ પરિપૂર્ણ થતાં મંગળવારે સહુ સહુના સ્થાનપ્રત્યે સહુ વિદાય થયા.—

વિશેષતઃ નામદાર દરબારશ્રી અમરાવાળા સાહેબ શિવોપાસક હોવાથી તેમને શ્રીશિવપુરાણ અને તેની અંદર આવેલી રહસ્ય પૂર્ણ વાતોમાં પૂર્ણ શ્રદ્ધા છે તેમાંના ઘણાખરા પ્રસંગોના ખાસ ચિત્રકાર રોકીને ચિત્રો તૈયાર કરાવ્યાં છે. આખું શિવપુરાણ ચિત્રરૂપે તૈયાર કરાવવાની ગોઠવણ તેઓએ કરાવી છે. દરેક ચિત્રોનીચે ઉદ્‌ભવતી હકીકતોનો સાર આપવામાં આવ્યો છે.

અખંડદીપકઃ—રૂા. ૦-૧૨-૦ નર્મદાબેન ચત્રભુજ અમદાવાદ. રૂા. ૧-૦-૦ નટવરલાલ શંકરલાલ, રૂા. ૧-૪-૦ જશોદાગૌરી હરિલાલ બીમડી. રૂા. ૦-૪-૦ શ્રી. ઉપેન્દ્રરાય મહારાણીદાસ દેશાઇ રૂા. ૦-૪-૦ શ્રી માનસિંહ નથુસિંહ કુતિયાણા. રૂા. ૫-૪-૦ શ્રી. મૂલજી પ્રાગજી કરાચી. રૂા. ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીયા મુંબઇ. રૂા. ૨-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા સદ્દગત કલ્યાણસિંહ ભવાનસિંહના આત્મકલ્યાણાર્થે.

## પુસ્તક પ્રકાશન

રૂા. ૨૦૨-૦-૦ શેઠ હરજીવન કેશવજી નાગનેશવાળા તરફથી શ્રી ભગવદ્દગીતાના મુખ્યોપદેશસંબંધી વિચારની પ્રતિ. ૧૧૦૦ છપાવવા અર્પણ થયા છે.

જામનગરવાળા શેઠ રવજી દેવજી ગાંધી તરફથી કેરીઓનો ટોપલો એક પૂજ્યપાદશ્રીને ધરાવવા ભેટ આવેલ છે.

ગં. સ્વ. બહેન યશોદાગૌરીબાએ પોતાના પતિ સદ્દગત હરિલાલ જીવરામ બીમડીવાળાના આત્મકલ્યાણાર્થે એક ઓરડા નિમિત્તે રૂા. ૨૦૦) બસો આનંદાશ્રમને અર્પણ કર્યા છે.

સં. ૨૦૦૩ વૈશાખ સુદિ ૧૪ નૃસિંહ જયન્તીને દિવસે તેમનાં બહેન માણેકબા તથા તેમના ભાઇ મોતીલાલભાઈ સાથે સદ્દગુરુશ્રીનું પૂજન કરી રૂ. ૨૫-૪-૦ ભેટ ધરી હતી. તથા સૌ આનંદાશ્રમવાસીઓને મિષ્ટાન્ન ભોજન આપ્યું હતું.

## परचुरणभेट वैशाकमास.

૧-૦-૦ શ્રી. વસંતરાય ચંદુલાલ—અમદાવાદ
૦-૪-૦ ,, સુતાર ખીમજી જીવન—પોરબંદર
૦-૨-૦ ,, કરસનદાસભાઈનાં પત્ની—બીલખા
૦-૧-૦ ,, વાલબાઇ ખીમજી—પોરબંદર
ભેટ શંકરજયન્તિ.
૧-૦-૦ ,, અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી
૧-૦-૦ ,, અં. ભાઇશંકર ત્રિવેદીનાં પત્ની
૧-૦-૦ ,, વિનોદરાય જયન્તિલાલ ત્રિવેદી
૦-૮-૦ ,, વૃજલાલ વનમાલી
૦-૪-૦ ,, બ્ર. બ્રહ્મપ્રકાશજીબાપુ
૦-૪-૦ ,, શાસ્ત્રીજી દયારામભાઇ
૦-૨-૦ બ્ર. દલપતરામજી
૦-૨-૦ શ્રી. કરસનદાસભાઇ
૦-૨-૦ ,, જગદીશ મગનલાલ રામજી જોશી
૦-૨-૦ ,, ચિ. લલિતપ્રસાદ અં. જોશી
૦-૨-૦ ,, પુષ્કરરાય—બોટાદ.
૧-૦-૦ ,, અજિતરાયભાઇ—મુંબઇ
૦-૨-૦ ,, રામજી વૃજલાલભાઇ
૫-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ
૨-૧૨-૦ ,, પરચુરણ ભેટવંથલીના ગુરુબંધુઓ તરફથી હા. શ્રી. કાનજી પુરુષોતમ દવે
૫-૦-૦ શ્રી. ઉમેદભાઇ આશાભાઇ ભાદરણ ચિ. અંબાલાલના લગ્ન પ્રસંગે ભેટ.
૧-૪-૦ શ્રી. વૃજલાલ વનમાલી—દહાણું
૦-૪-૦ શ્રી. રામજી વૃજલાલ
૦-૨-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ શ્રી. મણિબેન—જોરાવરનગર
૦-૨-૦ શ્રી. મણિબેન સ્વ. ત્રિભોવનભાઇનાં પત્ની
૨-૪-૦ શ્રી. કૃષ્ણચંદ્ર પ્રાણશંકર—રાજકોટ
૧-૧-૦ શામળજી રણછોડ—આંબાવાડી
૦-૨-૦ હરજીવન કેશવજી
૫-૦-૦ માસ્તર રવિશંકર દુર્લભજી—તળાજા.
૧-૪-૦ શ્રી. વનમાલીભાઇ—કુંડલા
૧-૪-૦ શ્રી. વલ્લભજી સામજી
૧-૪-૦ શ્રી. વિઠ્ઠલદાસ સામજી—કુંડલા.
૦-૪-૦ શ્રી. મૂલજી પ્રાગજી—કરાંચી

